# પ્રકાશકનું ત્રીજી આવૃત્તિનું નિવેદન

'**નેતાજી**'ની બે આવૃત્તિઓ ખતમ થતાં ગણતરીના દિવસોના અંતરમાં જ આ ત્રીજી આવૃત્તિ પ્રકટ કરવી પડી છે. આ ત્રીજી આવૃત્તિમાં યોગ્ય સુધારા વધારા કરી તેને બની શકે તેટલી અદ્યતન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આઝાદીનો સંદેશ આપતા આ રાષ્ટ્રીય પ્રકાશનની ટૂંક સમયમાં પ્રકટ થતી આ ત્રીજી આવૃત્તિ એક અપૂર્વ સફળતા લેખાય. આ માટે હું જાહેર જનતાનો ખૂબ જ આભારી છું.

'નેતાજી'ની આ ત્રીજી આવૃત્તિમાં આ પુસ્તકના સંપાદક ભાઈ શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટે થોડાક ફેરફારો કર્યા છે એ તરફ વાચક મિત્રોનું ખાસ ધ્યાન ખેંચું છું. નવા ફેરફારોમાં, 'નેતાજી' માટેની તાજેતરમાં મળી આવેલી હકીકતોને સંકલિત કરી પાછળ ઉમેરવામાં આવી છે આ અદ્યતન માહિતીઓ સાથેની ત્રીજી આવૃત્તિને જનતા પ્રેમથી સત્કારે એમ ઈચ્છું છું.

# પ્રકાશકનું પ્રથમ આવૃત્તિનું નિવેદન

'સંદેશ ગ્રંથમાળા'ના ત્રીજા વર્ષના ગ્રાહક બંધુઓને 'અભિશાપ' અને 'ક્રિકેટ' પુસ્તિકા આપ્યા પછી શ્રી. સુભાષ બોઝના રાષ્ટ્રીય પ્રેમની તવારીખ રજૂ કરતુ આ અદ્યતન પ્રકાશન આપતાં ખૂબ જ આનંદ થાય છે. દેશ ગૌરવ સુભાષ બોઝ, હિંદુસ્તાન છોડી ગાયબ ગયા અને દેશભરમાં સનસનાટી ફેલાઈ ગઈ, આ પછી 'આઝાદ હિંદ'ના સ્વપ્નને સફળ કરવામાં ભારતીના એ પનોતા પુત્રે શું શુ યાતનાઓ વેઠી, જનતા પર કેવી જાદુઈ અસર કરી આઝાદ ફોજનું સર્જન કરી તેને કેવો પ્રબળ વેગ આપ્યો. હિંદ દેશનું નામ દુનિયાના ખૂણે ખૂણે કેવી રીતે ગાજતુ કર્યું વગેરે રાષ્ટ્રપ્રેમથી છલકાતો આ કડીબંધ ઇતિહાસ વિશ્વ ઇતિહાસના પાને સદાય સુવર્ણાક્ષરે લખાયેલો રહેશે.

સુભાષ બોઝની જેટલી પ્રવૃત્તિઓની નોંધ ઉપલબ્ધ થઇ શકી છે તે સઘળી એકઠી કરી આ પુસ્તકના લેખક અને "સંદેશ"ના ઉત્સાહી ઉપતંત્રી ભાઇશ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટે સરસ રીતે ક્રમબદ્ધ રજૂ કરી છે.

'નેતાજી'ની વીરતાનું બયાન કરતું, આપણી આવની કાલની અને આજની પ્રજાને પ્રેરણાનો સંદેશ આપતું આ સચિત્ર પ્રકાશન બને તેટલું અદ્યતન બનાવવા પ્રયાસ કર્યો છે. 'સંદેશ ગ્રંથમાળા'નું આ પુસ્તક પછીનું આગામી પ્રકાશન 'પિંગળા' તૈયાર થઈ રહ્યું છે.

'નેતાજી'ના સુવર્ણજયંતીના માંગલિક પ્રસંગે જ પ્રકટતું આ પ્રકાશન, 'નેતાજી' પ્રત્યેની અમારી એક નમ્ર અંજલિરૂપે હોઈ તેને જનતા પ્રાસંગિક લેખી સહર્ષ આવકારશે, એવી આશા રાખું છું.

સંદેશ પ્રકાશન મંદિર
સારંગપુર
અમદાવાદ
૨૩ જાન્યુઆરી ૧૯૪૮

લિ.
નંદલાલ ચુનીલાલ બોડીવાલા
ના 'જય હિન્દ'
મેનેજિંગ ડિરેક્ટર,
'ધી સંદેશ લિમિટેડ'

## જય હિંદ

પૂર્વ એશિયાના હિંદીઓ જ્યારે અરસ્પરસ મળતા, ત્યારે તેમની વચ્ચે અને પરદેશીઓને જ્યારે હિંદીઓ મળતા ત્યારે 'જય હિંદ' ના શબ્દોચ્ચાર સાથે સલામી અપાતી.

## ત્રિરંગી ઝંડો

આઝાદ હિંદની કામચલાઉ સરકાર અને આઝાદ હિંદ ફોજનો, હિંદી રાષ્ટ્રીય મહાસભાએ સ્વીકારેલો રાષ્ટ્રધ્વજ સ્વીકૃત અને અધિકૃત ધ્વજ હતો.

## જય હો !

કવિવર ટાગોરના 'જન ગણ મન અધિનાયક, જય હો ભારતભાગ્યવિધાતા' ના પ્રસિદ્ધ ગીતમા થોડાક ફેરફારો સાથે આઝાદ હિંદ સરકારે તેને રાષ્ટ્રગીત તરીકે સ્વીકાર્યું હતુ

## ચલો દિલ્હી

આઝાદ ફોજનું કૂચસૂત્ર હતું. આક્રમણ દરમિયાન આઝાદ ફોજના સૈનિકો 'ચલો દિલ્હી'ના સૂત્રો પોકારતા, રાષ્ટ્રધ્વજ ફરકાવતા આગળ વધતા હતા. 'ઈન્કિલાબ ઝીન્દાબાદ' અને 'આઝાદ હિંદ ઝીન્દાબાદ' એ સૂત્રો હતાં.

## વિશ્વાસ, ઐક્યતા, બલિદાન

આઝાદ હિંદ સરકારનો એ ધ્યાનમંત્ર હતો.

# સુભાષબાબુ ઘણું જીવો !

**સુ**ભાષબાબુની આજે સુવર્ણજયંતી પ્રસંગે આપણે જાણતા નથી કે તેઓ જીવંત છે કે, ખરેખર મૃત્યુ પામ્યા છે. છતાં આપણે તેમના અવસાનની વાત માની શકતા નથી.

એ મહાપ્રતાપી પુરુષનાં પગલાં મા–ભોમની પુનિત ધરતી પર પડે, તેની ઉત્કંઠાપૂર્વક આપણે રાહ જોઈએ છીએ.

સુભાષ જેવા પુરુષો કંઈ રોજ રોજ પાકતા નથી. ગાંધીજીએ, જવાહરે અને સરદારે જેમ પ્રજાના હૃદય ઉપર પોતાનું સિંહાસન સ્થાપ્યું છે, તેવી જ રીતે આઝાદ હિંદ ફોજના સર સેનાપતિ અને આઝાદ હિંદ સરકારના વિશિષ્ઠ નેતા તરિકે નેતાજી સુભાષચંદ્ર બોઝે જનતાના હૃદય પર પોતાનું સિંહાસન સ્થાપ્યું હતું અને તેથી જ નેતાજીના નામ પર ૭૦ હજાર ઉપરાંતની સેનાએ અને બર્મા, મલાયા તથા સિંગાપુરના હજારો નાગરીકોએ સર્વસ્વનું બલિદાન આપવાના–સર્વસ્વ ન્યોછાવર કરવાના–શપથ લીધા હતા. સુભાષબાબુ સાચે જ નેતાજી હતા. તેમની અદ્‌ભૂત કાર્યશક્તિ અને ગૌરવશીલ પ્રતિભાએ કર્નલ શાહનવાઝ, કેપ્ટન ધીલ્લાં, સહગલ, કર્નલ હબીબુર રહેમાન વગેરે સંખ્યાબંધ હિંદુ, મુસ્લિમ અને શીખ સેનાનાયકો પેદા કર્યાં. સુભાષના પ્રભાવથી જ ઝાંસીની રાણીની પલ્ટન સર્જાઈ અને કુમારી લક્ષ્મી જેવી વીરાંગનાઓ બહાર આવી. સુભાષે જે ૭૦ હજારની આઝાદ ફોજ રચી હતી, તે તો ૭૦ લાખની ફોજને પણ હંફાવે તેવી અવટંકી અને અણનમ હતી.

સુભાષબાબુનું આખુયે રાજકીય જીવન બ્રિટિશ સરકારના કારાવાસમાં જ ગુગળાઈ રહ્યું હતું. હરિપુરા અને ત્રિપુરી કોંગ્રેસના રાષ્ટ્રપતિપદે બીરાજવા છતાં સુભાષબાબુની અંતર્ગત જ્વલંત શકિતઓનો ખુદ ગાંધીજીને પણ આટલો પરિચય થયો નહતો. સુભાષબાબુની એ અંતર્ગત પ્રતિભા હિંદમાં બહાર ન

આવી શકી તેનાં અનેક કારણો હતાં. એક તો હિંદ ગુલામ છે. હિંદ પોતે જ એક વિશાળ કારગારરૂપ છે. એ અનંત કારાવાસની વચ્ચે સુભાષબાબુને તો જીવનનાં કિંમતી વર્ષો બ્રિટિશ સરકારના દુર્ભેદ્ય કારાવાસમાં જ વિતાવવાં પડયાં હતાં–માનવીને ઇન્સાન મીટાવી દે એવી અપાર યાતનાઓ તેમણે મા–ભોમને કાજે વેઠી હતી અને તેથી જ કોંગ્રેસના રાષ્ટ્રપતિપદનું સર્વોચ્ચ આસન લાગલાગટ બબ્બે વર્ષ સુધી પ્રાપ્ત થયું હતું. હરિપુરા અને ત્રિપુરી મહાસભાની ઐતિહાસિક બેઠકોની સફળતા સુભાષને જ આભારી હતી.

પરંતુ સુભાષબાબુની સહુથી મહાન જે અંતર્ગત શકિત હતી, તે તો તેઓ જાપાનના યુદ્ધ દરમિયાન હિંદ છોડીને બહારના આઝાદ અને મુકત વાતાવરણમાં આવ્યા ત્યાં જ પ્રગટ થઈ. ૭૦ હજારની જબરદસ્ત શિસ્તબદ્ધ આઝાદ ફોજ તેમણે ઊભી કરી, તે જાપાનને મદદ કરવા નહિ પણ જાપાન તેમ જ જર્મનીનાં આક્રમણોને પરિણામે પાયામાંથી હચમચી ઊઠેલી બ્રિટિશ સલ્તનતની ભારતમાતાને જકડી રહેલ જંજીરોને તોડવાને માટે, માતાનો તે સાદ હતો. માતાની મુકિતનો જંગ પણ હિંદમાં ૧૯૪૨માં જ ચાલી રહ્યો હતો, અને બહારથી સુભાષબાબુએ મા–ભોમની મુકિતની આ સુવર્ણ તક ઝડપી લેવાનો પુરુષાર્થ આદર્યો, હિંદ બહાર સુભાષબાબુએ આઝાદ હિંદસરકારની સ્થાપના આંદામાનમાં કરી. તે આઝાદ સરકારને જાપાન, જર્મની, ઇટાલી અને બીજાં અનેક રાજ્યોએ માન્ય પણ રાખી. સુભાષબાબુની એ સરકારની તાકાત-રૂપ જે આઝાદ હિંદ ફોજ રચાઇ હતી, તેનાં અદ્‌ભૂત શૌર્ય અને પરાક્રમોની જે ગાથાઓ સર્જાઇ છે તે તો દિલ્હીના લાલ કિલ્લામાં ચાલેલા ઐતિહાસિક મુકદ્દમા દરમિયાન પ્રસિદ્ધ થવા પામી છે.

બર્મા અને મલાયા વગેરે સ્થળોએ જાપાનના આક્રમણ પ્રસંગે હિંદી પ્રજાની કોઇએ રક્ષા કરી હોય તો તે આઝાદ ફોજે કરી હતી. આ આઝાદ ફોજના પ્રતાપે જ હિંદ જાપાનના આક્ર-મણના ભયમાંથી ઉગરી ગયું. મણિપુર ઉપરનું આક્રમણ એ

જાપાનિઓનુ ન હતું પરંતુ ભારતમાતાની મુકિત માટે લડી રહેલ નેતાજીની આઝાદ ફોજનુ તે આક્રમણ હતું એ પ્રચંડ આક્રમણ કેવળ આઝાદીના પવિત્ર આશય પર જ યોજાયુ હતુ, કોઇનો મુલ્ક ઝડપી લેવા માટે કે કોઇને તાબે કરવા માટે એ આક્રમણ ન હતું.

પરંતુ વિધિ અનુકૂળ ન હતો મણિપુરનુ આક્રમણ નિષ્ફળ નિવડયું અને તે પછીના સમયમાં જાપાનનુ પતન થયુ. આઝાદ ફોજનો પુરુષાર્થ એ રીતે નિષ્ફળ નિવડયો, પરંતુ નેતાજીએ જગતને દેખાડી આપ્યું કે દુનિયાના કોઇપણ સુધરેલા દેશને આશ્ચર્યમુગ્ધ કરી નાખે તેવી યોજનાશકિત, લશ્કરી તાલીમ અને શીસ્ત હિંદીઓ ધરાવે છે આઝાદ ફોજે તો કેવળ પરાક્રમ જ નહિ પરંતુ કોમી એક-દિલીનો સનાતન પાઠ આપણને શીખવાડયો છે એ ફોજે ખૂબ જ મુશ્કેલ જણાતા કોમી કોયડાનો ઉકેલ દેખાડયો છે હિંદુ મુસ્લિમ અને શીખ સર્વ કોમના પરસ્પરના પ્રેમ અને બંધુભાવનાનુ એ એક દષ્ટાન્ત હતુ અને તેની પાછળ નેતાજીની અસીમ કાર્ય-શકિતનો આપણને સાક્ષાત્કાર થયો છે

સુભાષબાબુ વિષે જે કાઇ કહેવાનુ છે તેમની આઝાદ ફોજની શૌર્યકથાઓ સંબંધી જે કંઇ કહેવાનુ છે તે હવે પછીના પૃષ્ઠોમાં કહેવામા આવ્યુ છે, એટલે તેનું વર્ણન અહીં કરવુ અસ્થાને ગણાશે, પરંતુ જગતમા બ્રિટિશ શાહીવાદીઓ જે એવો પ્રચાર કરી રહ્યા છે, કે હિંદીઓ સ્વરાજ્ય માટે લાયક નથી, હિંદમાના કોમી પ્રશ્નોનો ઉકેલ થઇ શકે તેમ નથી હિંદ પોતાનુ રક્ષણ જાતે કરી શકે તેમ નથી, વગેરે પોકળ વાતોના દંભનો પડદો નેતાજીએ ચીરી નાખ્યો છે, અનંત યુગથી જે હિંદે જગત ઉપર સાસ્કારીક પ્રભુત્વ ભોગવ્યુ છે, જેણે માનવકલ્યાણના મહાન રહસ્યો જગત સમક્ષ ખડા કર્યાં છે તે વિરાટ મહાપ્રજા માટે કશુ જ અસાધ્ય નથી, કાઇ જ અપ્રાપ્ય નથી એ નેતાજીએ સિદ્ધ કરી દેખાડયુ છે, અને તેમ છતા પણ નેતાજી બીજા દેશોના નેતા (ફયુહરર) હિટલર, મુસોલિની કે સ્ટેલિન જેવા નિરંકુશ મહત્ત્વાકાંક્ષી

ન હતા. પ્રજાને કચડી ડરાવીને તેના ઉપર સત્તા બેસાડવાની હિંસક નેતાગીરી સુભાષની ન હતી, તેઓ તો સાચા પ્રજાસેવક અને પ્રજાના હૃદયાસન પર બિરાજનાર નેતા હતા. સત્તાનો તેમને મોહ ન હતો; મદ પણ ન હતો અને હિંદ બહાર દૂર સિંગાપુરના સાગરકિલ્લામાં જ્યારે તેમની સત્તા અબાધિત પ્રવર્તી રહી હતી, ત્યારે પણ રાષ્ટ્રદેવ ગાંધીજી પ્રત્યેની તેમની ભક્તિ અનન્ય અને અપ્રતિહત રહી હતી. હિંદ આઝાદ થશે, ત્યારે ગાંધીજીને રત્નજડિત સિંહાસને બેસાડીને ગંગાજળથી તેમનું પાદપ્રક્ષાલન કરવાની તેમની અભિલાષા હતી. એ નિર્મોહી–નિરભિમાની પ્રજા–નાયકને આપણે અમેરિકાના તારણહાર જ્યોર્જ વોશિંગ્ટન સાથે બરાબર સરખાવી શકીએ. હિંદ જો નેતાજીના પ્રયત્નોથી આઝાદ થયું હોત, તો તેમણે હિંદના સરનશીન થવાને બદલે રાજકીય સંન્યાસ જ સ્વીકાર્યો હોત.

આજે એ મહાપુરુષની જયંતીનો અવસર છે, તે પ્રસંગે તેઓ આપણી વચ્ચે નથી. જાપાનમાં થયેલા એક વિમાની અકસ્માતમાં તેમનું અવસાન થયેલું કહેવાય છે; પરંતુ આપણો અંતરાત્મા એ વાત સ્વીકારવાની ના પાડે છે. ગાંધીજીનો અંતરાત્મા પણ તે સ્વીકારવાની ના પાડે છે. હિંદની જનતાનો મોટો ભાગ પણ માને છે કે સુભાષબાબુ કોઈ અજ્ઞાત પ્રદેશમાં હિંદની આઝા-

# પ્રાસંગિક

---

**જ્યા**રે વિશ્વયુદ્ધનો દવ ચોમેર પથરાઇ ગયો હતો, ત્યારે વારવાર એવા શબ્દો હિંદી પ્રજાને કાને નાખવામા આવતા હતા કે, "સુભાષચંદ્ર બોઝ ધરી સત્તાને મળી ગયા છે," "તેઓ જાપાનના હાથમા રમી રહ્યા છે," "જાપાનની સહાયતાથી હિંદ પર ચઢી આવવા માગે છે"

એક બાજુ સરકારી પ્રચારખાતુ જ્યારે દેશગૌરવ સુભાષબાબુ સામે વ્યવસ્થિત પ્રચાર કરવાના કાર્યમા રોકાઇ ગયુ, ત્યારે બીજી બાજુ સામ્યવાદીઓ પણ શ્રી સુભાષબાબુ સામે એવો જ અવળો પ્રચાર કરવાના કાર્યમા રોકાઇ પડયા હતા

આ વ્યવસ્થિત અવળા પ્રચાર સામે હિંદી પ્રજા પાસે ઢાલની બીજી બાજુ સમી શ્રી સુભાષબાબુની પ્રવૃત્તિઓ અંગેની કોઇ સત્ય હકીકત ન હતી, પ્રજા નિરુત્સાહ હતી, પણ પ્રજાના દિલમા એક વસવસો હતો સુભાષબાબુ સાચે જ, જાપાનના રમકડા સમ બની રહ્યા છે? સાચે જ, સુભાષબાબુ જાપાનિઝ સૈન્ય સાથે હિંદમા આવી રહ્યા છે? સાચે જ, સુભાષબાબુ હિંદને અંગ્રેજોના હાથમાથી મુક્ત કરી નવા જાપાનિઝ માલિકોને સુપ્રત કરવા માગે છે? હિંદની મુક્તિ માટે જિંદગીના કિંમતીમા કિંમતી વર્ષો કુરબાન કરનાર, કારાવાસમા રહીને કારા તોડી નાખનાર, શાહિવાદ સામે સતત સંગ્રામ ખેલનાર,

શ્રી. સુભાષબોઝ, જાપાની શાહિવાદનું શરણ સ્વીકારે એ વાત કોણ માનવાને તૈયાર હતું ? ગમે તેવા અવળા પ્રચાર છતાં પણ હિંદી પ્રજાના હૈયામાંથી શ્રી. સુભાષબાબુના ઉત્કૃષ્ટ અને જ્વલંત દેશપ્રેમની તસ્વીર કયારેય દૂર થઇ નથી; હિંદની આઝાદીને ખાતર કુરબાન થવાની તેમની તમન્ના, હિંદીઓ ઘડીભર પણ વિસરી શકે તેમ નથી.

વિશ્વયુદ્ધ પૂરું થયું અને બ્રિટિશ સરકારે એશિયામાં ગુમાવેલાં મથકો ફરીથી હાથ કર્યાં પછી જ જગત સમક્ષ શ્રી. સુભાષબાબુના જ્વલંત કાર્યોની, સિદ્ધિની અને નિષ્ફળતાની વિગતો રજૂ થઇ. એ વિગતોએ જગતને પુરવાર કરી આપ્યું કે શ્રી. સુભાષબોઝની તમન્ના હિંદને આઝાદ કરવાની હતી, તેઓ જાપાનના કે બીજા કોઇના પણ હાથમાં રમી રહ્યા ન હતા. હિંદની આઝાદીના એક જ ધ્યેયની સિદ્ધિ માટે તેઓ સતત પરિશ્રમ ઉઠાવી રહ્યા હતા. હિંદમાંથી તેઓ, ગમે તે રસ્તે અને ગમે તે રીતે, અત્યારે જે માહિતીઓ મળી રહી છે તે પરથી અનુમાન પર આવીએ તો સૌથી પહેલાં રશિયા પહોંચ્યા હતા અને રશિયાએ ત્યારે પોતાના મિત્ર જર્મની ખાતે તેમને પહોંચી જવામાં સહાયતા કરી હતી.

શ્રી. સુભાષબાબુ જર્મનીમાં છે, એને લગતી જાણ તો, તેમણે પોતે જ બર્લિન રેડિયો પરથી વારંવાર હિંદી પ્રજાને ઉદ્દેશીને જે ભાષણો કર્યાં હતાં તે પરથી થવા પામી. જર્મનીમાં તેમણે, જર્મનીના કબજે પડેલા હજારો હિંદી સૈનિકોમાંથી આઝાદ હિંદ ફોજની રચના કરી હતી, એમના દિલમાં એવી તમન્ના હતી કે, હિંદમાં રહીને અહિંસક રીતે તેઓ આઝાદી માટે બ્રિટિશ શાહિવાદ સામે જે સંગ્રામ ખેલતા રહ્યા હતા, તે સંગ્રામ હવે તેઓ હિંદ બહાર રહીને કોઇ જુદી રીતે ખેલવાનું ચાલુ રાખે. એ વખતે વિશ્વયુદ્ધમાં વિજયનું પલ્લું હિટલરની તરફેણમાં

હતું, ત્યારે મિત્રદળોનો પરાજય થતો હતો એ પરિસ્થિતિનો પોતાના દેશની મુક્તિ કાજે લાભ ઉઠાવવાને શ્રી. સુભાષ બોઝ કદાચ ન ઇચ્છતા હોય.

જે માહિતીઓ ઉપલબ્ધ છે તે પરથી એમ કહી શકાય કે જર્મનીમાં તેમની યોજના પૂર્ણપણે વિકસી નહતી, પણ તેમના દિલમાં જે સ્વપ્નાં હતાં, તેની ભૂમિકા, પૂર્વ એશિયામાં સર્જાઇ રહી હોય એમ લાગે છે. શ્રી. સુભાષબાબુ હજી જર્મનીમાં છે, ત્યાં પૂર્વ એશિયામાં જાપાન, બ્રિટિશ મથકો કબજે કરે છે. 'પૂર્વનો દરવાજો' હોવાનું સદ્‌ભાગ્ય જેને સાંપડયું છે, તે સિંગાપુર જાપાન કબજે કરે છે અને હજારો હિંદી સૈનિકો જેઓ બ્રિટિશ સેનાપતિની દોરવણી હેઠળ લડતા હતા, તેઓને એકલા અટૂલા મૂકીને બ્રિટિશરો ચાલ્યા જાય છે, ત્યારે જાપાન તેમને યુદ્ધકેદીઓ તરીકે પકડે છે.

આ પકડાયેલા હિંદીઓનો ઉપયોગ પોતાના હિત ખાતર કરવાની કૂટ નીતિથી પ્રેરાઇને જાપાની સેનાપતિ ગીરફતાર થયેલા હિંદી સૈનિકોમાંથી કેટલાકને બોલાવે છે અને તેમને દેશ ભક્તિનો બોધ આપે છેઃ એ કહે છે કે અજેય મનાતી બ્રિટિશ તાકાત હવે પાંગળી બની ગઇ છે, આજે તમારા દેશને, મુક્ત કરવાની ખરેખરી તક તમારી સામે પડી છે. તમે જો એ તકનો ઉપયોગ કરવા માગતા હો, તો જાપાન તમને મદદ કરવા તૈયાર છે. તમે વિચાર કરો અને પછી જણાવો.

મલાયામાં વસતા હિંદીઓ જાપાની સેનાપતિની દરખાસ્ત પર વિચાર કરે છે. કેટલાકને જાપાનની આ ભેદી ચાલ જણાય છે. કેટલાક એ ચાલ હોવાનો સ્વીકાર કરીને પણ તેની કસોટી કરવાને ઉત્સુક હોય છે, મલાયામાં લાખો હિંદીઓની જાપાનના

અમલ તળે જે બદતર હાલત થઇ રહી છે. તેમાંથી તેને રક્ષણ આપવા અને હિંદી પ્રજાને નિર્ભય બનાવવાના ઇરાદે જાપાની સેનાપતિની દરખાસ્તને સ્વીકારી લેવા તૈયાર થાય છે.

આમ એક બાજુ જ્યારે મલાયાના હિંદીઓમાં સળવળાટ થઇ રહ્યો છે, ત્યારે જાપાનના પાટનગર ટોકિયોમાં વર્ષો પહેલાં શ્રી. સુભાષ બોઝની માફક જ હિંદમાંથી પોલિસને થાપ આપીને પલાયન થએલા, હિંદને આઝાદ કરવાના સ્વપ્નામાં નિષ્ફળ નીવડેલા, શ્રી. રાસબિહારી ઘોષે પૂર્વ એશિયાના હિંદીઓની એક પરિષદ બોલાવી આ પરિષદમાં મલાયાના હિંદીઓનું 'ગુડ બિલ મિશન' ગયું ત્યાં આઝાદ હિંદ સંઘની સ્થાપના કરવામાં આવી અને કેપ્ટન મોહનસિંગે આઝાદ ફોજની રચના કરી. આ ફોજમાં હજારો હિંદી સૈનિકો સ્વેચ્છાએ જોડાયા, પણ આ આઝાદ ફોજનું અસ્તિત્વ બહુ ટૂંકું નીવડયું. જાપાની સેનાપતિ આઝાદ ફોજનો ઉપયોગ કરવા માગે છે, આઝાદ હિંદ સંઘ તેનો વિરોધ કરે છે. જાપાની સેનાપતિ ઉશ્કેરાય છે અને એક રાતે તાલીમ છાવણીમાંથી કેટલાક જવાનોને ઉઠાવી જવામાં આવે છે અને અહીંથી જાપાન સાથેના સંબંધોમાં ભડકો જાગે છે, આઝાદ હિંદ સંઘની તમામ શાખાઓ વિખેરી નાખવાની તૈયારીઓ થઇ રહી છે, પણ શ્રી. રાસબિહારી ઘોષ ટોકિયો જાય છે ને જાપાની વડાઓ સાથે ઉગ્ર બનેલી પરિસ્થિતિ વચ્ચે મંત્રણા ચલાવે છે; એ મંત્રણાનું પરિણામ આવે તે પહેલાં જાપાની સેનાપતિ આઝાદ હિંદ ફોજના એક અધિકારી પર, બ્રિટિશ જાસૂસ હોવાનું બોતાન મૂકીને તેને કેદ કરે છે અને આઝાદ ફોજનું વિસર્જન થાય છે. એ ફોજના રચનાર મોહનસિંગ પણ જાપાનીઓના હાથમાં પકડાય છે.

ચોમેર ભય અને નિરાશાનું વાતાવરણ હતું, હિંદીઓના જાનમાલની રક્ષાનો પ્રશ્ન મહત્ત્વનો હતો. એ સંજોગોમાં

શ્રી. રાસબિહારી ઘોષે એવી જાહેરાત કરી કે હિંદી પ્રજાનું નેતૃત્વ લેવા શ્રી. સુભાષચંદ્ર બોઝ અહીં આવી રહ્યા છે. બેએક પરિષદમાં શ્રી. સુભાષબાબુને, આઝાદ હિંદ સંઘનું પ્રમુખસ્થાન સુપ્રત થયું.

શ્રી. સુભાષબાબુના આગમન સાથે જ હિંદીઓમાં ઉત્સાહ આવ્યો. જાપાન સમક્ષ એમણે નમતું જોખાવની ના પાડી. એમના દિલમાં હિંદની આઝાદીનો આતસ જલતો હતો. જે નિશ્ચિત યોજના સાથે શ્રી. બોઝ હિંદમાંથી પલાયન થઇ ગયા હતા, એ યોજનાને અમલમાં મૂકવાની ઘડીનાં તેમને દર્શન થયાં. તેમણે આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપના કરી; જગત સમક્ષ જાહેર કરેલા ઢંઢેરામાં આઝાદ સરકારની સ્થાપનાના ધ્યેયની સ્પષ્ટતા કરી.

શ્રી. બોઝ સમક્ષ મહત્ત્વના નિર્ણયો રાહ જોતા પડયા હતા. એશિયામાં જાપાન વિજયો પર વિજયો પ્રાપ્ત કરતું જતું હતું અને જાપાને આઝાદ હિંદની કામચલાઉ સરકારનો સત્તાવાર રીતે સ્વીકાર કર્યો હતો અને આઝાદ ફોજને તમામ મદદ આપવાનું સ્વીકાર્યું હતું, જો કે આઝાદ ફોજને શસ્ત્રો તો બ્રિટિશ દળો મૂકી ગયાં હતાં, તે મળ્યાં હતાં; પણ આમ જાપાન સાથેના સંબંધો સુધારતા જતા હતા, એ ધ્યાનમાં રાખીને શ્રી. સુભાષબાબુએ આ આઝાદ ફોજને સુવ્યવસ્થિત અને અદ્યતન બનવાનો ભારે પ્રયાસ કર્યો હતો.

શ્રી. સુભાષબાબુએ પૂર્વ એશિયામાં એક અજબ ચમત્કાર ઊભો કર્યો હતો, એમની તેજસ્વી વાણી, એમનું ભવ્ય વ્યક્તિત્વ એમની જ્વલંત કાર્યશક્તિ અને એમની વ્યવસ્થાશક્તિએ ત્રીસ લાખ હિંદીઓનાં હૈયાંમાં નવીન આશાનો સંચાર કર્યો હતો. આઝાદ હિંદ સરકારને વફાદાર રહેવાને વીસ લાખ હિંદીઓએ

પ્રતિજ્ઞા લીધી હતી. આઝાદ હિંદ ફોજમાં ૫૦ હજાર ઉપરાંત સૈનિકોને તાલીમ આપવામાં આવી હતી. હિંદની સરહદ નજીક રહેવા અને જાપાનિઓની હિંદમાં ઘૂસી જવાની, હિંદ પર બોંબમારો કરવાની યોજનાને નાકામયાબ બનાવવા માટે, આઝાદ હિંદ સરકારનું વડું મથક રંગુનમાં લાવવામાં આવ્યું. ત્યાં આઝાદ સરકાર વધુ સમૃદ્ધ બની.

કોઈ પણ જાતના નિશ્ચિત કર–વેરા વિના આઝાદ સરકારે વીસ કરોડ જેટલી રકમ હિંદીઓમાંથી ઉઘરાવી હતી, એટલું જ નહિ, પણ હિંદીઓના આરોગ્ય પાછળ; હિંદી બાળકોની તાલીમ પાછળ, બેકારી નાબૂદ કરવા પાછળ પણ આઝાદ હિંદ સરકારે ધ્યાન આપ્યું છે. માગ્યા મેહ વરસે તેમ, માગ્યાં નાણાં, શ્રી. બોઝને મળ્યાં છે એ શું બતાવે છે ?

આમ વ્યવસ્થિત સરકાર અને વ્યવસ્થિત ફોજની રચના પછી શ્રી. બોઝની દોરવણી હેઠળ હિંદ પરનું વ્યવસ્થિત આક્રમણ શરૂ થાય છે. આઝાદ હિંદ ફોજ, ત્રિરંગી ઝંડા સાથે હિંદની સરહદ ઓળંગી જાય છે કોહીમાને અંગ્રેજ હકુમતથી કેપ્ટન શાહનવાઝખાન મુક્ત કરીને ત્રિરંગી ઝંડો ફરકાવે છે. આઝાદ ફોજની સરખામણીમાં બહતી તાકાત, શસ્ત્રસરંજામ ધરાવનાર બ્રિટિશ લશ્કરને કેટલેક સ્થળે શ્રી. સુભાષબાબુની સેના પરાજય આપે છે, કેટલેક સ્થળે ટક્કર ઝીલી મુકાબલો કરે છે અને કેટલેક સ્થળે આગળ વધે છે અને મણિપુરના પાટનગર ઇમ્ફાલને ઘેરો ઘાલવામાં આઝાદ હિંદ ફોજ કામયાબ બને છે. મોરચા પર શ્રી. સુભાષબાબુ વારંવાર હાજરી આપે છે. સૈનિકોને ઉત્તેજે છે, પણ ચોમાસું શરૂ થતાં બીજો તબક્કો શરૂ થાય છે, આઝાદ હિંદ ફોજના સૈનિકો પાસે અનાજનો જથ્થો નથી, શસ્ત્રો નથી અને વિમાની કૂમક નથી, માત્ર ઉત્સાહ અને 'આઝાદી યા મૃત્યુ' નું પ્રેરક સૂત્ર છે, ત્યારે બીજી બાજુ

બ્રિટિશ ફોજને બધી સગવડ છે. સરળતાથી આઝાદ ફોજ પર વિમાની હુમલા કરી શકે છે. આ પરિસ્થિતિમાં પીછેહઠ કરવી પડે છે.

ચોમાસા પછી નવેસરથી હુમલો કરવાની યોજના વિચારાય છે, પણ એ યોજના અમલમાં મૂકાય તે પહેલાં તો બ્રિટિશ ફોજે આગેકૂચ કરે છે અને બર્મામાંથી આઝાદ હિંદ સરકારને ખસી જવુ પડે છે. બ્રિટિશ ફોજે બર્માની સરહદ તરફ ધસી આવે છે; ત્યારે સાત હજાર આઝાદ હિંદ ફોજના સૈનિકોને, બ્રિટિશ ફોજ આવે ત્યાંસુધીના સમય દરમિયાન બર્મામાંના હિંદીઓના જાનમાલની રક્ષાની જવાબદારી સુપ્રત થાય છે. એ જવાબદારી તેઓ વફાદારીથી અદા કરે છે અને શરણાગતિ સ્વીકારે છે. જવાબદારીનું આવું સર્વોચ્ચ ભાન ધરાવતા સૈનિકો પાસે પાછળથી બ્રિટિશ ફોજ રંગુનની ગટરીઓ સાફ કરાવતી હતી. એ એક કમનસીબ બીના છે.

શ્રી. બોઝની સરકાર બેંગકોક પાછી જાય છે. પણ હવે તો જાપાન હથિયારો હેઠા મૂકે છે. શ્રી. બોઝ ટોકિયો જઈ રહ્યા છે, ત્યાં વિમાની અકસ્માતમાં તેમનું મૃત્યુ થયું હોવાની જાહેરાત થાય છે. આ સમાચાર વિષે હજી આપણા દીલમાં વસવસો છે, કદાચ શ્રી. બોઝ ક્યાંક સંતાઇ રહ્યા હોય એ બનવાજોગ છે.

હિંદુસ્તાન જેવા ગુલામ દેશને માટે, હિંદની બહાર, હિંદની આઝાદી કાજે સશસ્ત્ર જંગ ખેલવાને એક વ્યવસ્થિત સરકાર ઊભી કરવી, એને માટે વ્યવસ્થિત સૈન્ય ઊભું કરવું અને એ સૈન્ય પણ માભોમની આઝાદીની તમન્નાથી છલકતું, ખમીરભર્યું તૈયાર કરવું એ એક સ્વપ્નસમું છે. પણ શ્રી. બોઝે એ સિદ્ધ કરી બતાવ્યું. એને નિષ્ફળતા મળી છે એ બીજી વાત છે, પણ એ હિંદની આઝાદી જંગના ઇતિહાસનું એક સોનેરી પૃષ્ઠ છે, કોઇપણ ગુલામ મુલકને ગૌરવ અપાવે તેવી એ વીરતાભરી તવારિખ છે.

'નેતાજી'નું પ્રકાશન એ આ ઐતિહાસિક તવારિખની, બની શકે તેટલી કડીબંધ માહિતી આપવાના ઉદ્દેશથી થાય છે, આઝાદ હિંદ સરકાર, આઝાદ હિંદ ફોજ અને નેતાજી વિષે, અખબારોમાં તેમ જ અન્યત્ર એટલી બધી માહિતીઓ, વેરવિખેર પડી હતી કે ભવિષ્યનો ઇતિહાસકાર જ્યારે ૪૦ કરોડની પ્રજાની આઝાદીની લડતની જ્વલંત તવારિખ લખશે ત્યારે તેને ઉપયોગી થવાય, એવી આશાથી વેરવિખેર પડેલી માહિતીઓને સુવ્યવસ્થિત અને સુવાચ્ય રીતે રજૂ કરવાનો 'નેતાજી' દ્વારા નમ્ર પ્રયાસ થયો છે, 'નેતાજી' સાથે જ, નેતાજીના જવાંમર્દ સાથીદારોનો પણ પરિચય આપવાનો પ્રયાસ થયો છે. આ પ્રયાસ કેટલે અંશે સાર્થક થયો છે એ જોવાનું કામ તો વાચકોનું છે.

અમર રહો નેતાજી : જયહિંદ

સંદેશ કાર્યાલય.
અમદાવાદ.
તા. ૨૩-૧-૪૬

પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ

---

## ધન્ય નેતાજી !

'નેતાજી' પુસ્તકની, એક જ મહિનામાં આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. ગુજરાતી સાહિત્યમાં આવો પ્રસંગ એ વીરલ પ્રસંગ છે. પણ એનો ખરો યશ તો, ભવ્ય ઇતિહાસ સર્જનાર, નેતાજી બોઝ અને તેમના બહાદુર સાથીઓને છે. 'નેતાજી'ની ત્રીજી આવૃત્તિ એ, આપણા નેતાજી પ્રત્યેની જનતાની ભક્તિનો પૂરાવો છે. જનતાની ભક્તિને ધન્ય છે : ધન્ય નેતાજી !

( સંપાદકનું ત્રીજી આવૃત્તિનું નિવેદન ) —સંપાદક

# જય હિંદ બુલા દો

ઉઠો, સોયે ભારત કે નસીબોં કો જગાદો
  આઝાદી યોં લેતે હૈં, જવાઁ લે કે દિખા દો ।

ખૂઁ-ખ્વાર બનો મેરે, શેરે હિન્દ સિપાહી,
  દુશ્મનકી સફેં તોડ દો, ઇક તહલકા મચા દો ।

એ, હિંન્દકે બદલેમેં, અદૂ ચીજ ભી ક્યા હૈ,
  રાસ્તેમેં હો તો ભાઇ, ઉસે માર ગિરા દો ।

કર યાદ શાહીદોંકા ખૂઁ, ઇસ દેશકી ખાતિર,
  હો એક ટોલી ભી, હજારોં દુશ્મનસે લડા દો ।

હો ભૂખ, યા તકલીફ, રુકાવટ, હો થકાવટ,
  ખા જખ્મે ગિરેં હમકો ભી, હઁસ કરકે દિખા દો ।

ક્યોં લાલ કિલા અબ રહે, દુશ્મન કે હવાલે,
  અબ લશ્કરે હિન્દીકી, વહાઁ ધૂમ મચા દો ।

મીનારે કુતુબ દેખતા, હૈ રાહ તુમ્હારી,
  ચલ, ઉસકી બુલન્દીકો, તિરંગેસે સજા દો ।

કુછ ઔર તમન્ના હૈ ન ખ્વાહિશ મેરે દિલમેં,
  આઝાદ હિંદ-વતનમેં 'જય હિંદ' બુલા દો ।

# પ્રતિક



આઝાદ હિંદ સરકારનું પ્રતિક




આઝાદ હિંદ ફોજનો બેજ




આઝાદ હિંદ ફોજનો બેજ

# ગૂમ થયા

**૨૬**મી જાન્યુઆરી ૧૯૪૧ની એ વાત છે.

- બંગાળના પાટનગર કલકત્તાની અદાલતમાં સુભાષચંદ્ર બોઝના નામનો પોકાર થયો; અદાલતનો ઓરડો ભરાઇ ગયો હતો. ન્યાયાધીશ, સુભાષચંદ્ર બોઝ સામેના મુલતવી રહેલા કેસને આગળ ચલાવવાની તૈયારીમાં હતા. અદાલતના ચપરાશીએ કેસનો પોકાર કર્યો.

થોડીક ક્ષણો થઇ અને સરકારપક્ષના ધારાશાસ્ત્રીએ ન્યાયાધીશને જણાવ્યું, 'નામદાર, આરોપી સુભાષચંદ્ર બોઝ કે જેમને તેમના મકાનમાં જ નજરકેદ રાખવામાં આવ્યા હતા. તેઓ એકાએક ગૂમ થઇ ગયા છે; તેમની શોધખોળ ચાલુ છે. ત્યાંસુધી મુકદ્દમો મુલતવી રાખવાની અરજ કરું છું.'

સરકારી વકીલના આ નિવેદને કોર્ટમાં જ નહિ પણ આખા દેશમાં ભારે આશ્ચર્ય પેદા કર્યું અને 'સુભાષબાબુ કયાં ગયા?' એ પ્રશ્ન હિંદીઓને માટે, માત્ર ચર્ચાનો જ નહિ, પણ કલ્પનાઓનો વિષય પણ થઇ પડયો.

તાજ મૂકયો; ત્રીપુરી મહાસભાના તેઓ પ્રમુખ તરીકે ચૂંટાયા હતા, પણ ત્રીપુરી મહાસભામાં તેમણે બિમાર હાલતમાં જ હાજરી આપી હતી અને ત્યાંથી મહાસભાના અગ્રણી મહારથીઓ સાથે તેમને ગંભીર મતભેદ ઉપસ્થિત થયો, એ મતભેદને પરિણામે શ્રી. સુભાષબાબુને રાષ્ટ્રપતિપદનું રાજીનામું આપવું પડયું અને તેમણે પોતાના નવા પ્રાગતિક પક્ષ Forward Blockની સ્થાપના કરી. એમની ઉદાર અને જ્વલંત વિચારસરણીને દેશભરમાંથી સારા પ્રમાણમાં સાથ અને ટેકો મળ્યા. એમણે પોતાના વિચારોના પ્રચાર માટે Forward Block નામનું અખબાર શરૂ કર્યું હતું. પોતાના પક્ષની સ્થાપના પછી દેશના જુદા જુદા ભાગમાં પ્રવાસ કર્યો હતો.

ત્યારે બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું હતું. હિંદને યુદ્ધમાં ઘસડી જવામાં આવ્યું હતું. શ્રી. બોઝ એના કટ્ટર વિરોધી હતા. ફોરવર્ડ બ્લોકમાં શ્રી. બોઝની કલમે લખાયેલાં, અંગાર ઝરતાં લખાણો, સામે સરકારે લાલ આંખ કરી અને જુદાં જુદાં લખાણો માટે તેમની સામે કેસ કર્યો. તેમની ધરપકડ કરવામાં આવી.

કારાવાસમાં પૂરાયા પછી એમની તબિયત લથડતી ગઇ અને તેમને આખરે અનશનનો માર્ગ સ્વીકારવો પડયો. એના પરિણામે સરકારે શ્રી. બોઝને કારાવાસમાંથી ખસેડીને, તેમના પોતાના જ મકાનમાં અટકાયતમાં રાખ્યા હતા. તેમની સામેના કેસો અદાલત સમક્ષ નોંધાએલા હતા, પણ કાયદો તેમને ગુનેગાર ઠરાવીને સજા ફરમાવે તે પહેલાં તો તેઓ સરકારી અટકાયતમાંથી અદ્દશ્ય થઇ ગયા.

શ્રી. બોઝ ૨૯મેના કેસમાં મુદ્દતો પર મુદ્દતો પડતી જ ગઈ અને દરેક મુદ્દતે, સરકારી વકીલ લાચારી બતાવતા ગયા. હજી શ્રી. બોઝનો પત્તો લાગ્યો નથી, બીજી લાંબી મુદ્દત આપો. એવી

વિનંતિનો અદાલત સ્વીકાર કરીને મુદત આપતી જ ગઇ, પણ શ્રી. સુભાષ બોઝ કયાં હતા?

એમને અદાલત સમક્ષ ચોક્કસ મુદતમાં હાજર થવાને અદાલતે નોટિસ કાઢી, પણ વ્યર્થ? એમની માલ મિલ્કત જપ્ત કરવાનું અદાલતે ફરમાન કર્યું, પણ વ્યર્થ, એમના મકાન પર સરકારે સીલ દીધાં, પણ વ્યર્થ. શ્રી. સુભાષબોઝનો કોઇ પત્તો ન હતો અને સરકારના છૂપી પોલિસ ખાતાને નિષ્ફળતા જ મળી.

સર્વસ્વનો ત્યાગ કરવાની એમની તમન્ના તો એમના બાલ્યકાળમાં પણ એવી જ ઉન્નત હતી. ત્યારે માત્ર સાધુ થવા માટે તેઓ ઘરબાર છોડીને, ચાલ્યા ગયા હતા. તેમને અતિ પ્રયત્ને સાધુ થતા અટકાવીને પાછા ઘેર લાવ્યા હતા, પણ એમનો વિતરાગ તો એવો ને એવો જ હતો. આઇ. સી. એસ. થવાને ગયેલા સુભાષબાબુના દિલ પર હિંદની ગુલામીનો ડંખ લાગ્યો અને ત્યારથી હિંદની ગુલામી ફેડવા કાજે સર્વસ્વનું બલિદાન આપવાને તેઓ તત્પર હતા. કારાવાસનાં કષ્ટો એમણે હસતે વદને વેઠયાં છે અને સ્વમાનને ખાતર, કારાવાસમાં જ મૃત્યુને ભેટવાને તેઓ તૈયાર હતા.

જીવ કરતાં દેશને તેમણે પ્રથમ સ્થાન આપ્યું હતું અને દેશની આઝાદીને ખાતર, ગમે તેવાં સાહસોમાં ઝંપલાવવાને તેઓ તૈયાર હતા.

## [૨] જર્મની પહોંચ્યા

'સુભાષબાબુ જર્મની પહોંચી ગયા.'

'ક્યાંથી જાણ્યું?'

'જર્મન રેડિયો પરથી તેમણે બ્રૉડકાસ્ટ કર્યું.'

'તમે સાંભળ્યું?'

'હા, મે સાંભળ્યું છે અને અવાજ પરથી સ્પષ્ટપણે જાણી શકાયું કે એ અવાજ શ્રી. સુભાષબાબુનો જ હતો.'

૧૯૪૨ની લોકક્રાન્તિના દિવસો હતા અને વિશ્વયુદ્ધ ત્યારે એની ઉગ્ર કક્ષાએ પહોંચ્યું હતું. બ્રિટન એક પછી એક પ્રદેશો ગુમાવી રહ્યું હતું. હિંદની પ્રજા ત્યારે જર્મન રેડિયો સાંભળવામાં રસ ધરાવતી હતી. એ રેડિયો પર હિંદી પ્રજાએ એક દિવસ સુભાષબાબુનો અવાજ સાંભળ્યો, એ સુભાષબાબુ જ બોલતા હતા. તેઓ જર્મની શી રીતે જઈ પહોંચ્યા, કયે રસ્તેથી ગયા, એ પ્રશ્ન ત્યારે ગૌણ હતો. માત્ર શ્રી. બોઝ જર્મનીમાં સલામત છે. એટલો જ સંતોષ હતો.

જર્મન રેડિયોવિવેચક પછી તો વારંવાર શ્રી. સુભાષબાબુના નામનો ઉલ્લેખ કરતો હતો. કવચિત્ તેમની પ્રવૃત્તિઓની જાહેરાત પણ કરતો હતો અને જર્મન રેડિયોની જાહેરાત પછી

જ, શ્રી. સુભાષબાબુ દુશ્મનપક્ષે મળી ગયા છે એવી હિંદી સરકારને પણ ખાત્રી થઇ અને શ્રી. સુભાષબાબુની વિરુદ્ધ પ્રચારનાં સરકારી ચક્રો ચાલતાં થયાં.

શ્રી. સુભાષબાબુ જર્મનીમાં હતા, એ વાતને સમર્થન આપતા હેવાલો હવે મળી રહ્યા છે.

એક અમેરિકન પત્રકારના જણાવ્યા પ્રમાણે શ્રી. સુભાષબાબુ જર્મનીમાં હિટલરના મહેમાન તરીકે બર્લિનની એક આલિશાન હોટલમાં ઊતર્યા હતા.

જે દિવસોનું આ અમેરિકન પત્રકાર વર્ણન કરે છે એ દિવસોમાં અમેરિકા યુદ્ધથી દૂર હતું. એ અખબારનવેશના શબ્દોમાં જ કહીએ, તો જર્મન અંગરક્ષકોની હારમાળા ઓળંગીને તે શ્રી. સુભાષબાબુને મળી શક્યો; ત્યારે શ્રી. બોઝ હિંદુસ્તાની પોષાકમાં સજ્જ થયા હતા.

એ દિવસોમા બર્લિન અને હેમ્બર્ગની મધ્યમાં આવેલી એક નાની છાવણીમાં હિટલરનો મુકામ હતો. આ અમેરિકન પત્રકાર કહે છે કે શ્રી. સુભાષને ત્યાં આમંત્રણ મળ્યું હતું અને જ્યારે શ્રી. સુભાષબાબુ હિટલર સમક્ષ ગયા, ત્યારે હિટલરે ઊભા થઇને 'હું આપ નામવરનું સ્વાગત કરું છું.' એવા શબ્દો સાથે આવકાર આપ્યો હતો. તેમને "ડેપ્યુટી ફ્યુહરર ઓફ ઇન્ડિયા"નો ઇલ્કાબ પણ મળ્યો હતો. બર્લિનનાં અખબારોએ આ હિટલર-બોઝ મુલાકાતના હેવાલોને અગ્રસ્થાન આપ્યું હતું.

હેમ્બર્ગની સુધરાઇએ શ્રી. બોઝનું સ્વાગત કર્યું હતું. સ્વસ્તિક અને 'રેંટીઆ' સાથેના ત્રીરંગી ઝંડા ઠામ ઠામ ટંગાવ્યા હતા.

આ અમેરિકન પત્રકારના હેવાલને, શ્રી. બોઝ જર્મનીમાં પહોંચ્યા હતા અને હિટલરે તેમને આવકાર આપ્યો હતો, એવા

પ્રકારનું સમર્થન આપના બીજા હેવાલો પણ હવે પ્રાપ્ત થવા લાગ્યા છે. એ હેવાલ પૂરો પાડનાર આઝાદ હિંદ ફોજનો એક સાર્જન્ટ છે. એના કહેવા પ્રમાણે શ્રી. બોઝે જર્મનીમાંથી જ આઝાદ હિંદ ફોજની રચના કરી હતી અને તેનું વડુંમથક જર્મનીમાં ડ્રેસ્ડન ખાતે હતું. આ મથકની હિટલરે મુલાકાત લીધી હતી અને આઝાદ હિંદ ફોજીદળ અને થોડા જર્મન પાયદળોની સંયુક્ત કૂચની સલામી લીધી હતી. હિટલરે આ પ્રસંગે એક નાનકડું પ્રવચન પણ આપ્યું હતું. તેમ હિટલરે શ્રી. બોઝને આઝાદ હિંદના કામચલાઉ હાકેમ તરીકે આવકાર આપ્યો હતો અને જર્મન પ્રજાને ઉદ્દેશીને હિટલરે જણાવ્યું હતું કે 'તમારા ફ્યૂહરરને આ દેશની આઠ કરોડની પ્રજાના હિતનું રક્ષણ કરવાનું કાર્ય સોંપવામાં આવ્યું છે જ્યારે હેર બોઝને તેમના ૪૦ કરોડ બાંધવોના હક્કોનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા આપવામાં આવી છે. તેથી તમારા ફ્યૂહરરને તમે જે માન અને સહકાર આપો છો, એવું જ માન અને એવો જ સહકાર તમે તેમને તથા તેમની સરકારને પણ આપજો.'

આ હેવાલ આપનાર સાર્જન્ટ એમ પણ કહી જાય છે કે જર્મન સેનાપતિ રોમેલે પણ શ્રી. બોઝની વડી કચેરીની મુલાકાત લીધી હતી.

શ્રી. સુભાષબોઝ હિંદથી જર્મની પહોંચી ગયા પછી તેમણે જર્મનીમાં પ્રથમ આઝાદ હિંદ ફોજની સ્થાપના કરી હતી, એ તો આપણે જાણીએ છીએ.

જર્મનીમાં આઝાદ હિંદ ફોજની સ્થાપના કઇ રીતે થઇ, એને લગતી વિગતો જે પ્રકાશમાં આવે છે, તે પરથી એમ જણાય છે કે લિબિયા અને આલાદાનમાં, બ્રિટનને પડખે રહીને લડતા ૪૫ હજાર હિંદી સૈનિકો જર્મનીને શરણે થયા, પછી શ્રી. સુભાષ બોઝે એ સૈનિકોમાંથી આઝાદ હિંદ ફોજની રચના કરી હતી.

૧૯૪૨ ની એ સાલ હતી. આઝાદ હિંદ ફોજના વડા મથક તરીકે ડ્રેસ્ડનને પસંદ કરવામાં આવ્યું અને ત્યાં જ આઝાદ હિંદ ફોજના સૈનિકોને તાલીમ આપવાનું કાર્ય પણ શરૂ થયું હતું. સૈનિકો શ્રી. બોઝને નેતાજીના નામે સંબોધતા હતા. નેતાજીએ આઝાદ હિંદ ફોજના સૈનિકો સમક્ષ પ્રથમવાર બોલતાં જણાવ્યું હતું કે 'તમને બળાત્કારે અથવા ફરજિયાત આઝાદ હિંદ ફોજમાં જોડાઈ જવાનું કહેવા હું આવ્યો નથી, તમને તમારી માભોમ પ્રત્યે મોહબ્બત હોય, તમારો અંતરાત્મા જો જાગ્રત હોય, તો જ આઝાદ હિંદ ફોજમાં તમે જોડાવા તૈયાર થજો. હિંદીઓ માટે આઝાદી હાંસલ કરવાની આ એક અણમોલ તક છે. આ તક જો આપણે ગુમાવીશું, તો આવતાં હજાર વર્ષમાં પણ આવી તક ફરીને આપણને મળશે કે કેમ એ એક શકા છે. જર્મનો આપણા દુશ્મનો નથી. આપણે સહુને એક જ સામાન્ય દુશ્મન સામે લડવાનું છે. આખરી જંગ માટે તૈયાર થાઓ અને જર્મનો જે સહાય આપી રહ્યા છે તેનો સ્વીકાર કરો.'

નેતાજીની વાણીમા જાણે જાદુ હતો. એ પ્રભાવશાળી વાણીએ હિંદી સૈનિકો પર અજબની અસર કરી અને તેમના ઉત્સાહમાં વધારો થયો. નેતાજીએ આઝાદ હિંદ ફોજને ધ્વજ આપ્યો. આ ધ્વજ મહાસભાના ત્રિરંગી ઝંડા જેવો જ હતો, આમ છતાં ધ્વજમાં એક વિશિષ્ટતા હતી. ધ્વજને એક ખૂણે ટીપુ સુલતાનના ધ્વજ જેવું સિંહનું ચિહ્ન સામેલ હતું. આ ધ્વજ ફરકાવીને નેતાજીએ જણાવ્યું હતું કે ગમે તે થાય. પણ આપણા પ્યારા ધ્વજનું સ્વમાન સાચવશો.

આઝાદ હિંદ ફોજના સૈનિકોને સ્વતંત્ર જર્મન સૈનિકો જેટલી-જ સગવડતાઓ આપવામાં આવતી હતી. તેમને ખાસ ગણવેશ આપવામાં આવ્યો હતો અને 'આઝાદ હિંદ'ના બીલ્લાઓ

આપવામાં આવ્યા હતા. તેમને નિયમિત વેતન પણ મળતું હતું. જર્મનોએ આઝાદ હિંદ ફોજના સૈનિકોને જર્મનીમાં વસવાટના અને નાગરિક તરીકેના તમામ હક્કો પણ આપ્યા હતા. સૈનિકોના મનોરંજન માટે 'આઝાદ હિંદ નાટક મંડળી' પણ ઊભી કરવામાં આવી હતી. હિંદી સૈનિકોની પ્રવૃત્તિઓમાં કેટલાક જર્મનો પણ રસ ધરાવતા હતા. આ સૈનિકો વતનમાં પોતાનાં સગાંસંબંધીઓને ઉદ્દેશીને પોતાને જે કંઈ કહેવાનું હોય તે સંભળાવી શકે તે માટે 'આઝાદ હિંદ ફોજ રેડિયો સ્ટેશન'ની પણ સ્થાપના કરવામાં આવી હતી.

નેતાજી સામાન્યત ગરમ કપડાં જ ધારણ કરતા, હિંદી પોષાકમાં, પાટલૂન, કાળો કોટ અને ટોપી પરિધાન કરેલા નેતાજીને જોઈને હિંદીઓ હરખઘેના થઇ જતા હતા. નેતાજીનાં ઓજસ્ અને વ્યક્તિત્વની તેજપ્રભા સહુને આકર્ષતી હતી; હિંદી સૈનિકોએ જીવનસર્વસ્વ તેમને અર્પણ કર્યું હતુ. હિંદની આઝાદી માટે લોહી આપવાનું વચન આપ્યું હતું. તેઓ નિયમિત રીતે સૈનિકોની મુલાકાત લેતા હતા, તેમની સાથે મિત્ર તરીકે વર્તતા.

લાગી જતા. આરામને તેઓ જાણતા ન હતા. સુખ અને શાંતિને તેઓ પહેચાનતા નહિ; તેઓ માતૃભૂમિની આઝાદી માટે અને પોતાના સાથીઓ માટે પ્રાર્થના કરતા.

નેતાજી પ્રત્યે હિંદી સૈનિકોનો જેટલો પ્રેમ અને આદર હતા તેટલો જ પ્રેમ અને આદર જર્મનોને પણ હતો, મોટા મોટા જર્મન અફસરો તેમને સન્માનતા. જર્મનોને મન નેતાજી આઝાદ હિંદ સરકારના મહારાજા હતા. હિટલરે ડ્રેસ્ડનમાં આઝાદ હિંદ ફોજની કચેરી માટે એક આલિશાન ઇમારત આપી હતી. નેતાજીની મોટર જર્મન અમલદાર હાંકતો હતો, એટલું તો નેતાજી પ્રત્યે જ સન્માન હતું.

નેતાજીએ આઝાદ હિંદ ફોજને માટે રાષ્ટ્રગીતની પણ પસંદગી કરી હતી. એ રાષ્ટ્રગીત નીચે પ્રમાણે છે.

**" આગે આઓ કદમ ઉઠાવો,**
**મિલકર સારે વીર;**
**તોડ મૂકો, મોડ મૂકો,**
**ગુલામીકી જંજીર."**

.આઝાદ હિંદ ફોજના સૈનિકોને ઉદ્દેશીને નેતાજી વારંવાર થોડાંક વચનો ઉચ્ચારતા હતા. એક વખત તેમણે કહ્યું હતું કે ' હું મારા વ્યક્તિગત સ્વાર્થ માટે પરદેશમાં આવ્યો છું એમ જો તમારામાંના કોઇને શંકા હોય તો તે દૂર કરજો. તમે જો એમ માનતા હો કે હું હિંદી રાષ્ટ્રીય મહાસભા અને મહાત્માજી સાથે ઝઘડીને પરદેશમાં આવ્યો છું ને અહીંથી નામ કાઢવા માગું છું, તો તે પણ ભૂલ છે. હું હિંદને બ્રિટિશ શાહીવાદની ધૂંસરીમાંથી મુક્ત કરવા માટે જ અહીં આવ્યો છું અને જ્યારે મારા કાર્યમાં હું સફળ થઇશ ત્યારે હિંદની આઝાદી હું મહાત્માજીના ચરણકમળમાં ધરી દઇશ. '

નેતાજીને ક્યારેક તેમના મિત્રો, હિંદમાંથી પોલિસની સખ્ત તકેદારી છતાં કેવી રીતે છટકી આવ્યા તે વિષે કહેવાનો આગ્રહ કરતા હતા, પણ નેતાજી એ પ્રશ્નનો જવાબ ટાળી દેતા.

ક્યારેક અતિ આગ્રહ થતો ત્યારે માત્ર એટલું જ કહેતા; 'મહેરબાની કરી એ વાત જાણવાને હમણાં અધિર ન થશો. એ ભૂતકાળની વાત છે, ઇતિહાસકારો ભવિષ્યમાં લખશે ત્યારે આઝાદ હિંદના કરોડો ભાઈ બહેનોને તેની જાણ થશે.' ત્યાર પછી સાથીઓએ નેતાજી પર કોઇવાર દબાણ કર્યું નથી.

જર્મનીમાની પ્રવૃત્તિઓ વ્યવસ્થિત થઇ હતી, ત્યાં નેતાજીને જાપાનમાંથી શ્રી. રાસબિહારી ઘોષનું તેડું આવ્યું અને એક દિવસ તેઓ હોલેન્ડના પોર્ટ કેગથી જર્મન સબમરિનમાં કર્નલ હુસેન સાથે ટોકિયો જવા વિદાય થયા. વિદાય થતાં પહેલાં તેમણે આઝાદ હિંદ ફોજના સૈનિકોને ઉદ્દેશીને કહ્યું હતું કે તમે તમારું કાર્ય ચાલુ રાખજો. જો મને વાહનવ્યવહારની સગવડ મળશે તો તમને પણ હું જાઉં છું ત્યાં લઇ જઇશ. જરા પણ હતાશ થશો નહિ. હિંદને આઝાદ કરવા માટે અમે બીજે જઇ રહ્યા છીએ અને ત્યાંથી અમે હિંદની આઝાદીનો સંગ્રામ શરૂ કરીશું. જર્મનીમાની આઝાદ હિંદ ફોજની, જર્મન સેનાપતિઓએ પણ વારંવાર મુલાકાત લીધી હતી અને તેમની તાલીમની, તેમના જુસ્સાની પ્રશંસા કરી.

દેશમાં હળીમળીને રહેતા નથી. એક જ માતૃભૂમિમાં જન્મેલા અને સાથે જ ઉછરેલા દેશભાઇઓમાં અંતર કેમ પડે છે? એ મને સમજાતું નથી. જ્યારે તમે અહીં પરદેશમાં સાથે રહી શકો છો તો તમારા દેશમાં કેમ ન રહી શકો ?'

'જય હિંદ' એ આઝાદ ફોજનું સૂત્ર હતું. પહેલી જ વાર જ્યારે આઝાદ ફોજને નેતાજી મળ્યા, ત્યારે 'જયહિંદ'નો ઉચ્ચાર થયો અને આઝાદ ફોજનો એ ધ્યાનમંત્ર બની ગયો.

મહિનાઓ પછી એક દિવસે રેડિયો પર, નેતાજીની વાણી સંભળાઇ, 'હું સીંગાપુર પહોંચી ગયો છું અને અહીં પણ આઝાદ ફોજની સ્થાપના કરવામાં આવી છે.' આ સમાચારથી ભારે ઉત્સાહ ફેલાઇ ગયો.



# [ ૩ ] પૂર્વભૂમિકા

જર્મની જ્યારે યુરોપમાં વિજય પર વિજય હાંસલ કરી રહ્યું હતું અને એક પછી એક દેશોની સ્વતંત્રતા જ્યારે હિટલરની નાઝી ફોજોના પગ તળે ચૂર્ણ વિચૂર્ણ થઈ હતી, ત્યારે ત્રિપક્ષી કરારનું એક ભાગીદાર જાપાન પણ સળવળાટ કરી રહ્યું હતું. એ એવડી રમત રમી રહ્યું હતું. અમેરિકામાં જાપાનના મુત્સદ્દીઓ જ્યારે મંત્રણાઓ કરી રહ્યા હતા, ત્યારે જાપાને પર્લ હાર્બર પર પહેલો ફટકો લગાવ્યો અને અત્યાર સુધી યુદ્ધથી દૂર રહેલું એશિયા પણ યુદ્ધની જ્વાળાઓમાં હોમાઇ ચૂક્યું.

જેમ જર્મની યુરોપમાં ઝડપથી દોડી રહ્યું હતું અને આંખના પલકારામાં વિજય પ્રાપ્ત કરીને આગળ વધતું હતું, તેમ એશિયામાં જાપાન પણ એટલી જ ઝડપથી એક પછી એક વિજયો પ્રાપ્ત કરીને આગળ વધતું હતું. બ્રિટિશ ફોજો અને બ્રિટિશ એચેનેરા, અણીના સમયે જે પ્રદેશ પર વર્ષોથી હકુમત ચલાવતી હતી તે પ્રદેશનો કબજો ટકાવી રાખવામાં સાવ નાકામયાબ નિવડી. બ્રિટિશ ફોજો નાસી છૂટી; એટલું જ નહિ પણ બ્રિટિશ સેનાપતિઓ જ્યારે સલામતીથી છટકી ગયા, ત્યારે તેમનાં હિંદી સૈન્યોને જાપાનિઝોની દયા પર છોડતા ગયા. એ બહાદૂરોને આંખમાં આંસુ સાથે હથિયારો છોડી દઇને જાપાનિઝ સેનાપતિઓના શરણે જવું પડ્યું. હજારો હિંદી સૈનિકોને જાપાનિઝ અટકાયતી

છાવણીઓમાં ધકેલી દેવામાં આવ્યા, એ પ્રદેશમાં વસતા હિંદીઓની હાલત તો સૌથી વધુ ભયંકર હતી.

આ બેહાલ અને હતાશાભરેલી સ્થિતિમાંથી હિંદીઓમાં આત્મવિશ્વાસ પ્રગટાવવાનો પ્રયાસ જાપાનિઝ સેનાપતિએ કર્યો; અલબત્ત જાપાનિઝ સેનાપતિના એ પ્રયાસ પાછળની નેમ સારુ ન હતી.

જાપાનિઝ વડા મથકના સેનાપતિ મેજર ફૌજીવારાએ, કેટલાક અગ્રણી હિંદીઓને એકત્ર કરીને જણાવ્યું કે 'ઈંગ્લેન્ડની અજેય લશ્કરી તાકાતને સખ્ત ફટકો લાગી ચૂકયો છે. હિંદીઓને માટે પોતાના વતનની આઝાદી હાંસલ કરવા માટે આ સોનેરી અવસર છે. જો કે હિંદે મિત્રસત્તાઓની પડખે રહીને યુદ્ધ પોકાર્યું છે, પણ હિંદીઓએ સ્વેચ્છાપૂર્વક એ યુદ્ધ પોકાર્યું નથી અને તેઓ બ્રિટિશરોના ગુલામ છે એનું અમને ભાન છે. એટલે તમારી સામે–હિંદીઓ સામે અમને કોઇ દ્વેષ નથી. જાપાન તમને તમામ પ્રકારની લશ્કરી મદદ કરવાને તૈયાર છે, જાપાનિઝ સૈન્ય તમને પોતાના દુશ્મન નહિ પણ મિત્ર તરીકે ગણશે.'

તેમણે જ હિંદીઓને હિંદી સ્વાતંત્ર્યસંઘની સ્થાપના કરવાની સૂચના કરી. આ સૂચનાનો સ્વીકાર કરતાં પહેલાં હિંદીઓએ વધુ વિચારણા કરવા સમય માગ્યો, એ દરમિયાન હિંદીઓનો મોટો ભાગ હિંદી સ્વાતંત્ર્યસંઘની સ્થાપના કરીને જાપાનના વચનની કસોટી કરવાની હિમાયત કરતો હતો. ત્યારે બીજા થોડાકના દિલમાં જાપાનના હેતુઓ વિશે વસવસો હતો. જેઓ હિંદી સ્વાતંત્ર્યસંઘની સ્થાપના કરવાની તરફદારી કરી રહ્યા હતા. તેઓ એક જ વાત પર ભાર મૂકતા હતા કે આપણે જાપાનિઝ સેનાપતિને સ્પષ્ટ રીતે કહી દેવું કે અમે માત્ર હિંદની આઝાદી માટે જ કાર્ય કરીશું.

દરમિયાન ટોકીઓમાં વર્ષોથી નિવાસ કરી રહેલા શ્રી. રાસબિહારી ઘોષે મલાયામાંના હિંદીઓને તાર મોકલ્યો: 'ટોકીઓમાં હિંદીઓની પરિષદ મળે છે. તમારું પ્રતિનિધિ મંડળ મોકલો.'

શ્રી. રાસબિહારી ઘોષના નામથી ભાગ્યે જ કોઈ હિંદી અજ્ઞાત હશે, આજે હિંદમાં જે રાજકિય જાગૃતિનો જુવાળ આવી રહ્યો છે. હિંદી પ્રજામાં જે રાજકિય વિશ્વાસ આવી રહ્યો છે અને જાહેર રીતે બ્રિટિશ રાજની ટીકા કરવાની, એના હુકમોનો અનાદર કરવાની અને પરિણામોને હસતા વદને બરદાસ કરવાની શક્તિ ઉદ્ભવી છે, એનો જ્યારે સદંતર અભાવ હતો, ત્યારના જમાનામાં, થોડાક જુવાનોને પોતાની માતૃભૂમિની ગુલામીથી દર્દ થયું હતું અને તેનો ઉપાય શોધતાં શોધતાં તેઓ અત્યારના માર્ગે વળ્યા. તેમણે રાજકિય જાગૃતિના એ ઉદ્ભવકાળમાં હથિયારોનો સાથ લીધો હતો. શ્રી. રાસબિહારી ઘોષ એ જુવાનોમાંના એક હતા. એ હતા ક્રાન્તિકારી જુવાન, પણ એક વખત એમની ટોળી પોલિસના પંજામાં સપડાઈ ગઇ, શ્રી. રાસબિહારી ઘોષની શોધમાં પોલિસ ઘૂમી રહી હતી, ત્યારે પોલિસની ચકોર દષ્ટિને થાપ આપીને તેઓ નાસી છૂટયા અને જાપાનના પાટનગરમાં જઇ વસ્યા. વર્ષો વહી ગયાં. જાપાનવાસી જેવા જ લગભગ બની ગયા. તેમણે ટોકિયોમાં જ પોતાનું જીવન શરૂ કર્યું, જાપાનિઝ યુવતિ સાથે લગ્ન કર્યાં અને સંસાર વસાવ્યો.

આમ છતાં પોતાની માભોમની ગુલામીનું દર્દ એમને રહ્યા કરતું હતું, એમણે જોયું કે હિંદની આઝાદી માટેની આ સુયોગ્ય અને ભાગ્યે જ મળી શકે તેવી તક છે. એટલે ટોકિયોમાં તેમણે એશિયામાં પથરાયેલા હિંદીઓની પરિષદ બોલાવી હતી.

મલાયામાંના હિંદીઓએ જાપાનિઝ સેનાપતિની સૂચના અને શ્રી. રાસબિહારી ઘોષના આમંત્રણ પર વિચાર કર્યો. બે દિવસ

એ પરિષદ મળી. એ પરિષદે કોઇ પ્રતિનિધિ મંડળ મોકલવાને બદલે 'ગુડવિલ મિશન' મોકલવાનું નક્કી કર્યું.

શ્રી. રાસબિહારી ઘોષે બોલાવેલી પરિષદમાં જાપાનમાં વસતા હિંદીઓ ઉપરાંત, ચિન, મલાયા, થાઇલેન્ડમાં વસતા હિંદીઓએ પણ હાજરી આપી હતી. પરિષદનું પ્રમુખસ્થાન શ્રી. રાસબિહારીએ લીધું હતું. પરિષદે ' હિંદી સ્વાતંત્ર્યસંઘ ' ની સ્થાપના કરી. ગમે તે પ્રકારના અંકૂશો કે દરમિયાનગીરી વિનાની, હિંદની સુકમ્મિલ આઝાદી એ સંઘનું મુખ્ય ધ્યેય હતું. એ પરિષદમાં આઝાદ હિંદ ફોજની સ્થાપના કરવાનો પણ નિર્ણય થયો અને બેંગકોકમાં મળનારી પૂર્વ એશિયાના હિંદીઓની પરિષદમાં પ્રતિનિધિ મંડળ મોકલવાનો પણ નિર્ણય થયો. આ પરિષદમાં હિંદી સ્વાતંત્ર્યસંઘ અને તેની કારોબારીની જાહેરાત કરવાની હતી.

આમ એક બાજુ જ્યારે હિંદીઓ જાગ્રત થઇ રહ્યા હતા, ત્યારે મલાયામાંના હિંદીઓએ પરિષદ બોલાવી. આ પરિષદમાં હિંદીઓના વિધવિધ પ્રશ્નોના ઉકેલ અને સહાય માટેની વ્યવસ્થા કરવામાં આવી.

ઉત્સાહનાં પૂર ઉમટ્યાં હતાં; હિંદીઓ સંગઠિત થઈ રહ્યા હતા, એ ઉત્સાહમાં વધારો થયો, જ્યારે બર્લિન રેડિયોએ શ્રી. સુભાષ બોઝ જર્મની આવી પહોંચ્યાની જાહેરાત કરી ત્યારે.

બેંગકોક પરિષદ એ એશિયામાંના હિંદીઓની જાગૃતિનું સૂચક ચિહ્ન હતું. એ પરિષદે સ્વાતંત્ર્ય હિંદી સંઘની સત્તાવાર જાહેરાત કરી અને ધ્યાનમંત્ર તરીકે 'ઐકય, વિશ્વાસ અને બલિદાન'નું સૂત્ર સ્વીકાર્યું. લીગની દોરવણી હેઠળ જ આઝાદ હિંદ ફોજની પણ સ્થાપના કરવામાં આવી.

શ્રી. રાસબિહારી ઘોષ એના પહેલા પ્રમુખ બન્યા. જાપાનિઝોના હાથમાં કેદ પકડાયેલા કેપ્ટન મોહનસિંહે આઝાદ હિંદ ફોજને સંગીન બનાવવા પુરુષાર્થ કરવાનું સ્વીકાર્યું હતું.

પરિષદે જાપાન પાસેથી એવી જાહેર ખાત્રીની માગણી કરી કે હિંદ બ્રિટિશ સામ્રાજ્યની પકડમાંથી મુક્ત થતાં, જાપાનિઝ સરકાર તેની સરહદોની અખંડતા જાળવશે અને આઝાદ હિંદનો સત્તાવાર સ્વીકાર કરશે.

હિંદી રાષ્ટ્રીય મહાસભાના ત્રિરંગી ઝંડાને, પરિષદે પોતાના ઝંડા તરીકે સ્વીકાર્યો.

શ્રી. સુભાષ બોઝ જર્મનીમાં જઈ પહોંચ્યા છે એની જાણ તો બધા જ હિંદીઓને હતી. હિંદીઓએ કયારેક શ્રી. સુભાષ બોઝનાં બર્લિન રેડિયો પરનાં વાયુપ્રવચનો પણ સાંભળ્યાં હતાં. સહુની ઇચ્છા હતી કે શ્રી. સુભાષ બોઝ એશિયામાં આવે; હિંદી સ્વતંત્ર્યસંઘની પ્રવૃત્તિઓને તેઓ દોરવણી આપે.

જાપાનના હાથમાં પડેલા હિંદી સૈનિકોમાંથી કેપ્ટન મોહનસિંહ આઝાદ હિંદ ફોજની રચના કરવાના કામમાં લાગી ગયા હતા. ત્યારે બીજી બાજુ લીગના સભ્યોની સંખ્યા પણ ઝડપથી વધી રહી હતી. સવા લાખ ઉપરાંત આંકડો પહોંચી ગયો હતો. એની શાખાઓ પણ ઠામ ઠામ ઉઘડતી જતી હતી.

મલાયામાં જાપાનનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. જાપાનની ટંકશાળમાં નોટો છપાયે જતી હતી. જીવનની જરૂરીઆતની ચીજોના ભાવો પણ આસમાન સુધી જઈ રહ્યા હતા. પ્રજાને માથે વિનાશનો પ્રચંડ વટોળ ફરી વળ્યો હતો, એ વખતે સ્વાતંત્ર્ય હિંદી સંઘે હિંદીઓની રક્ષાનો બોજ ઉપાડી લીધો, હિંદીઓને રાહત મળવા લાગી.



નેતાજી સુભાષચંદ્રના માતાજી
**શ્રીમતી પ્રભાવતી**

નિરાધાર બની ગયેલા હિંદીઓને ત્યારે સમજાયું કે તેમની સંભાળ લેનાર, તેમનાં હિતો સાચવનાર, તેમની કાળજી રાખનાર કોઇક મોજૂદ છે.

આઝાદ હિંદ ફોજમાં, ૫૦ હજાર ઉપરાંતના સૈનિકો તો જોડાઇ ગયા હતા અને તેમને તાલીમ આપવા માટે છાવણીઓ પણ શરૂ થઇ હતી. પિનાંગમાં આવી એક છાવણી હતી.

પણ જાપાન? એની નીતિ કેવી હતી? હિંદીઓની જાગૃતિ અને સંગઠનનો પોતાના સ્વાર્થ માટે એ લાભ ઉઠાવવા માગતું હતું. એને હિંદ પર આક્રમણ કરવું હતું. એ આક્રમણમાં હિંદીઓનો એને ઉપયોગ કરવો હતો, પણ જાહેર રીતે એમ કહેવાની જાપાનિઝ અધિકારીઓની હિંમત નહતી. એટલે એક લશ્કરી અધિકારી ઇવાકુરો કીકાન અને હિંદી સ્વાતંત્ર્યસંઘની કારોબારી વચ્ચે અથડામણ જાગી, એમાંથી ઘર્ષણ થયું. ઘર્ષણને અંતે ચકમક થઇ અને તણખા ઝર્યાં. હિંદીઓ નિરાધાર હતા—જાપાનિઓની દયા પર લગભગ જીવતા હતા. એમની પાસે શસ્ત્રો નહતાં, અનાજ ન હતું. આમ છતાં આ બહાદૂરો જાપાન સમક્ષ કદમબોશી કરવાને તૈયાર ન હતા.

ઉઠાવી ગયેલા જુવાનોને, પોતાની જાસૂસી કરવા માટે હિંદ મોકલ્યા હોવાની કબૂલાત કરી, પણ એવા બનાવોની પુનરોક્તિ નહિ થવાની કોઇ ખાત્રી ન આપી.

જાપાની સત્તાવાળાઓ અને હિંદી સ્વાતંત્ર્યસંઘ વચ્ચેની અથડામણો ધીમે ધીમે વધતી જ રહી અને હિંદીઓ વચ્ચે અશાંતિ જાગી પડી. હિંદીઓ જાપાનના હિત માટે લડવા માગતા નથી. હિંદીઓ જાપાનના ગુલામ નથી એવી સ્પષ્ટતા કરવામાં આવી.

—ને જાપાને બેંગકોક પરિષદે માગેલી ખાત્રીઓ પણ આપી નહતી. જાપાનને કોઈ પ્રાદેશિક લાલસા નથી એવી શાબ્દિક ભ્રમણાથી હિંદીએ છેતરાવા માગતા નથી. એવી સ્પષ્ટતા હિંદી સ્વાતંત્ર્યસંઘે કરીને મક્કમ વલણ અખત્યાર કર્યું.

કહેવાતા—જાપાને ઊભા કરેલા કૃત્રિમ બાના તળે આઝાદ ફોજના એક સેનાપતિની ધરપકડ કરી.

મલાયામાં જ્યારે જાપાન આઝાદ હિંદ ફોજ સામે આવી નીતિ અખત્યાર કરી રહ્યું હતું અને તેના વિરોધમાં સ્વાતંત્ર્ય-લીગ વિખેરી નાખવા સુધીની ધમકી શ્રી. રાસબિહારી ઘોષ આપી ચૂક્યા હતા. આમ છતાં પણ ટોકિયો ખાતે મંત્રણા કરીને કાંઇક ઉકેલ લાવવાની શ્રી. રાસબિહારીની ઇચ્છા હતી, એટલે તેમણે લીગની તમામ શાખાઓને કામ ચાલુ રાખવાનો આદેશ આપ્યો. ટોકિયોની મંત્રણા પછી જાપાનના વલણમાં થોડો ફરક અવશ્ય પડયો, પણ કુકાન તો પોતાની કૂટ નીતિ ખેલતો જ રહ્યો, એણે હિંદીઓમાં ફાટફૂટ પડાવવાના દાવ ખેલ્યા.

આ પરિસ્થિતિમાં ૧૯૪૩ના એપ્રિલમાં પૂર્વ એશિયાના હિંદીઓની બીજી પરિષદ સિંગાપુરમાં મળી, ત્યારે શ્રી. રાસબિહારી ઘોષે જાહેર કર્યું કે શ્રી. સુભાષબોઝ પોતાના સ્થાને આઝાદ હિંદના નેતા તરીકે આવશે.

શ્રી. બોઝે તા. ૪ થી જુલાઇ ના રોજ હિંદી સ્વાતંત્ર્ય-લીગનું પ્રમુખસ્થાન લીધું. શ્રી. બોઝની વ્યવસ્થાશક્તિની કસોટીનો એ કાળ હતો. એક બાજુ જાપાન સાથેની અથડામણમાંથી ઝરેલા તણખા, અવિશ્વાસનું મોજું અને બીજી બાજુ હિંદીઓને માથે ઝઝૂમી રહેલો ભય, એ બન્નેમાંથી હિંદીઓને તેના હિંદની આઝાદીના ધ્યેયને માર્ગે સફળતાથી દોરવાની જવાબદારી શ્રી. સુભાષબાબુને માથે આવી પડી.



ઉઠાવી ગયેલા જુવાનોને, પોતાની જાસૂસી કરવા માટે હિંદ મોકલ્યા હોવાની કબૂલાત કરી, પણ એવા બનાવોની પુનરોક્તિ નહિ થવાની કોઇ ખાત્રી ન આપી.

જાપાની સત્તાવાળાઓ અને હિંદી સ્વાતંત્ર્યસંઘ વચ્ચેની અથડામણો ધીમે ધીમે વધતી જ રહી અને હિંદીઓ વચ્ચે અશાંતિ જાગી પડી. હિંદીઓ જાપાનના હિત માટે લડવા માગતા નથી. હિંદીઓ જાપાનના ગુલામ નથી એવી સ્પષ્ટતા કરવામાં આવી.

—ને જાપાને બેંગકોક પરિષદે માગેલી ખાત્રીઓ પણ આપી નહતી. જાપાનને કોઈ પ્રાદેશિક લાલસા નથી એવી શાબ્દિક ભ્રમણાથી હિંદીએ છેતરાવા માગતા નથી. એવી સ્પષ્ટતા હિંદી સ્વાતંત્ર્યસંઘે કરીને મક્કમ વલણ અખત્યાર કર્યું.

જાપાન બર્મામાથી હિંદ પર આક્રમણ કરવા માગતું હતું. ચિતાગોંગ અને બીજાં મથકો પરનાં આક્રમણોમાં જાપાનનો ઇરાદો હિંદી જુવાનોનો ઉપયોગ કરવાનો હતો. એ ઇરાદાથી એક દિવસ જાપાનિઝ જહાજ સિંગાપોર આવી પહોંચ્યું. આઝાદ હિંદ ફોજના સૈનિકોને જહાજ પર હાજર થઇ જવાનું ફરમાન થયું. હિંદી સ્વાતંત્ર્યસંઘની કારોબારીએ તેનો વિરોધ કર્યો. 'ના. એમ એક

કહેવાતા-જાપાને ઊભા કરેલા કૃત્રિમ બાના તળે આઝાદ ફોજના એક સેનાપતિની ધરપકડ કરી.

મલાયામાં જ્યારે જાપાન આઝાદ હિંદ ફોજ સામે આવી નીતિ અખત્યાર કરી રહ્યું હતું અને તેના વિરોધમાં સ્વાતંત્ર્ય-લીગ વિખેરી નાખવા સુધીની ધમકી શ્રી. રાસબિહારી ઘોષ આપી ચૂક્યા હતા. આમ છતાં પણ ટોકિયો ખાતે મંત્રણા કરીને કાંઇક ઉકેલ લાવવાની શ્રી.રાસબિહારીની ઇચ્છા હતી, એટલે તેમણે લીગની તમામ શાખાઓને કામ ચાલુ રાખવાનો આદેશ આપ્યો. ટોકિયોની મંત્રણા પછી જાપાનના વલણમાં થોડો ફરક અવશ્ય પડયો, પણ કુકાન તો પોતાની કૂટ નીતિ ખેલતો જ રહ્યો, એણે હિંદીઓમાં ફાટફૂટ પડાવવાના દાવ ખેલ્યા.

આ પરિસ્થિતિમાં ૧૯૪૩ના એપ્રિલમાં પૂર્વ એશિયાના હિંદીઓની બીજી પરિષદ સિંગાપુરમાં મળી, ત્યારે શ્રી. રાસબિહારી ઘોષે જાહેર કર્યું કે શ્રી. સુભાષબોઝ પોતાના સ્થાને આઝાદ હિંદના નેતા તરીકે આવશે.

શ્રી. બોઝે તા. ૪ થી જુલાઇના રોજ હિંદી સ્વાતંત્ર્ય-લીગનું પ્રમુખસ્થાન લીધું. શ્રી. બોઝની વ્યવસ્થાશક્તિની કસોટીનો એ કાળ હતો. એક બાજુ જાપાન સાથેની અથડામણમાંથી ઝરેલા તણખા, અવિશ્વાસનું મોજું અને બીજી બાજુ હિંદીઓને માથે ઝઝૂમી રહેલો ભય, એ બંનેમાથી હિંદીઓને તેના હિંદની આઝાદીના ધ્યેયને માર્ગે સફળતાથી દોરવાની જવાબદારી શ્રી. સુભાષબાબુને માથે આવી પડી.



## જાપાનના પાટનગરમાં

**શ્રી.** સુભાષ બોઝના એ વખતના એક હિંદી સાથીદાર શ્રી. હસન હતા. શ્રી. બોઝ જ્યારે એક જર્મન સબમરિનદ્વારા ટોકિયો આવ્યા, ત્યારે તેમની સાથે શ્રી. હસન પણ ટોકિયો આવ્યા હતા.

ટોકિયોએ શ્રી. બોઝનું ભવ્ય સ્વાગત કર્યું હતું. જાપાનિઝો એમના વ્યક્તિત્વથી મુગ્ધ બની ગયા હતા. ટોકિયો પહોંચ્યા પછી તરત જ તેમણે જગત સમક્ષ પોતાના ધ્યેયની જાહેરાત અખબારી યાદી દ્વારા કરી હતી. એ જાહેરાતમાં તેમણે છેલ્લા વિશ્વયુદ્ધ દરમિયાન હિંદી નેતાઓએ અખત્યાર કરેલી નીતિનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કેઃ

અમારી આઝાદી, અમારા ખૂન દ્વારા હાસલ કરવી એ અમારી પવિત્ર ફરજ છે, અમારા ખૂન અને પસીનાથી અમો એ આઝાદી હાંસલ કરીશું, એનું અને અમ રી તાકાતથી રક્ષણ પણ કરીશું.

દુશ્મને જે તલવાર ખેંચી છે, તેનો જવ બ પણ તલવારથી જ આપવાનો રહે છે સવિનય કાનૂનભંગની લડતને, સશસ્ત્ર લડતમાં પલટાવી જ નાખવી જોઈશે. જ્યારે હિંદી પ્રજાના હાથમાં, પૂરતા પ્રમાણમા શસ્ત્રો મૂકવામા આવશે, ત્યારે આઝ દી માટેની તેમની લાયકાત પૂરવાર થશે.

હિંદની સરહદ નજીક રહેનારા હિંદીઓને માટે, હિંદને લાગેવળગે છે ત્યાંસુધી શું મહત્ત્વનું છે ? એ આપણે જાણી લેવું જોઈએ. હિંદમાંના બ્રિટિશ શાસનકાળ દરમિયાન, પૂર્વ એશિયામાં બ્રિટિશ સેનાપતિને એક પણ દુશ્મનનો મુકાબલો કરવો પડતો નથી એટલે તેનું બધું જ ધ્યાન હિંદની સરહદપર કેન્દ્રિત થયેલું છે. અમારા રાજકર્તાઓએ હિંદની સલામતીની ચિંતાનો બોજ સિંગાપોરમાંના તેમના નૌકા મથક પર નાખી દીધો હતો. તેઓ માનતા હતા કે હિંદની સલામતી એના પર નિર્ભર છે, પણ જાપાનિઝ સેનાપતિના વિજળીક ધસારાએ, આ ભ્રમ ભાંગી નાખ્યો અને ત્યારથી બ્રિટિશ સેનાપતિ હિંદની પૂર્વ તરફ કિલ્લેબંધી ઊભી કરવાના કામે લાગી ગયા છે, પણ હિંદી પ્રજા

બ્રિટિશ શાહિવાદનો હંમેશને માટે નાશ થવાનો છે, આપણે એને માટે ઝઝુમવાનું છે, તમે એને રાજદ્વારી દેખાવું કહો કે ગાંડાના તરંગો કહો પણ અમારી હાલતનું આ સ્પષ્ટ દર્શન છે.

બ્રિટનમાંના તમામ પક્ષોને ભાન છે કે હિંદના ગળે ફાંસો દેવો જોઈએ. તેઓ પોતાના સામ્રાજ્યને ટકાવી રાખવા માટે, ગાંડાની માફક લડી રહ્યા છે આ યુદ્ધ દરમિયાન શો અંજામ આવશે એની એને પરવા નથી, એકેએક અંગ્રેજ સામ્રાજ્યને ટકાવી રાખવાનો, છલ્લે સુધી પ્રયાસ કરશે, હિંદ પરનો હાથ એને હજી છોડવો નથી, એટલે હિંદ સાથે તેઓ કદી સમાધાન નહિ કરે એમ પણ નહિ માની શકાય.'

અંગત રીતે, સુભાષબાબુ એમ પણ માનતા હતા કે સમાધાન માટેનો પ્રયાસ બ્રિટન તરફથી જરૂર થશે જ, પણ તેઓને એવી ખાત્રી થયેલી હતી કે આ સમાધાનથી બ્રિટન હિંદની આઝાદીનો તો સ્વીકાર કરવાનુ નથી, પણ હિંદી પ્રજાને અંધારામાં રાખવાનો પ્રયાસ થશે, હિંદની આઝાદીની લડતને દૂર કરવાનો પ્રયાસ થશે અને ૧૯૪૧–૪૨ દરમિયાન જેમ રાષ્ટ્રની ઇચ્છાની અવગણના કરવામાં આવી હતી તેમ ફરીને થશે, તેઓ હિંદી પ્રજાને એવી જ સલાહ આપી રહ્યા હતા કે આપણે હવે હંમેશને માટે બ્રિટિશ શાહીવાદ સાથેના સમાધાનની વાત છોડી દેવી જોઇએ, આપણી આઝાદી સમાધાન માગતી નથી, બ્રિટિશરો અને તેના મિત્રો હિંદમાંથી ચાલ્યા જાય, ત્યારે જ આપણી આઝાદી હાંસલ થવાની છે.

મુશ્કેલીમાં છે. એ વખતે બ્રિટનને હિંદની આઝાદીનો સ્વીકાર કરવાની ફરજ પડશે, એ સામે ચેતવણીનો અવાજ કાઢયો હતો. તેમણે ૧૯૪૦માં હિંદી પ્રજાએ મહાત્માજીની રાહબરી હેઠળ આરંભેલી લડતનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કે ત્યારથી મને લાગ્યા કરતું હતું કે હિંદી પ્રજાએ વિશાળ પાયા પર બળવો કરવાની તૈયારીઓ કરવી જોઇએ.

તેમણે એક બ્રોડકાસ્ટ દરમિયાન એવી જાહેરાત કરી હતી કે મારાં સ્વપ્નોની સિદ્ધિ થઇ છે. આંતર–રાષ્ટ્રીય પરિસ્થિતિ પહેલાં આપણે જાણી લઇએ અને આપણા વિજયની આપણને ખાત્રી થઇ જશે. હિંદની બહાર રહેનારા હિંદીઓ, જેઓ દુશ્મનના અંકુશ હેઠળ નથી, તેઓ એકત્ર અને સંગઠિત થઇ રહ્યા છે, હિંદમાં જે બની રહ્યું છે તેના પર તેઓ બારિકાઇથી ધ્યાન આપી રહ્યા છે સાથે સાથે આંતર–રાષ્ટ્રીય પ્રવાહોને પણ ધ્યાનમાં રાખી રહ્યા છે.

હિંદીઓને તેમણે જણાવ્યું હતું કે હિંદમાં તમે જે અત્યાચારો બરદાસ કરી રહ્યા છો, દમન સહન કરી રહ્યા છો તેનો અંત લાવવા માટે, વધુમાં વધુ સહાય તમારા માટે આવી રહી છે. હિંદ આઝાદ થવાનું જ છે, એની આઝાદીમાં હવે ઝાઝો વિલંબ થવાનો નથી અને આઝાદ હિંદ કારાગારના અંધકારમાં અદશ્ય થયેલા હિંદના પનોતા પુત્રોને બહાર લાવવા માટે કારાગારનાં દ્વાર ખોલી નાખશે.

શ્રી. સુભાષ બોઝે પૂર્વ એશિયામાંના હિંદીઓને સુસંગઠિત થવાની હાકલ કરી હતી.

ॐ

# ૫ ] નેતાજી સમક્ષનાં કાર્યો

જર્મનીથી, જાપાનમાં જ્યારે નેતાજી શ્રી. સુભાષબોઝ આવી પહોંચ્યા, ત્યારે તેમની સમક્ષ મુખ્યત્વે બે કાર્યો પડયાં હતાં. એક તો જે હેતુસર તેઓ હિંદમાંથી અદૃશ્ય થયા હતા, અનેક કષ્ટો વેઠીને તેઓ પરદેશ જઇ પહોંચ્યા હતા, એ હેતુ હિંદની આઝાદી હાંસલ કરવા માટેની લડત લડવાનો અને બીજો હેતુ, બ્રિટને તેમના ભાગ્ય પર છોડી દીધેલા પૂર્વ એશિયામાંના લાખો હિંદીઓને રક્ષણ આપવાનો–તેમની સલામતી સાચવવાનો–આ બે કાર્યનો બોજ શ્રી. સુભાષબાબુએ તરત જ સંભાળી લીધો. એ જ સમયમાં શ્રી. સુભાષ બોઝ આવી પહોંચ્યા. તેઓ જ્યારે આવ્યા, ત્યારે હિંદીઓમાં આત્મભાન આવ્યું હતું. અંગ્રેજોએ તેમને એકલા છોડી દીધા, એથી તેમનામાં રોષ વ્યાપી રહ્યો હતો; હિંદી સૈનિકો પણ કાંઇક કરવા માગતા હતા. શ્રી. સુભાષબાબુએ એ જોયું. વેરવિખેર પડેલી શક્તિઓને સંગઠિત કરવાનું કાર્ય તેમને કરવાનું હતું અને તેમણે એ છિન્નભિન્ન થયેલી તમામ તાકાતને, રાષ્ટ્રપ્રેમ હિંદની આઝાદીની તમન્નાના એક તારે બાંધવાનું કાર્ય ઉપાડયું; પરન્તુ જે કારણોને લીધે મોહનસિંહને પ્રથમ આઝાદ હિંદ ફોજ વિખેરી નાંખવી પડી હતી. એ કારણો તો ત્યારેય મોજૂદ હતાં. જાપાન સરકારની સ્પષ્ટ ખાત્રીની જરૂર તો હતી જ, પણ શ્રી. સુભાષબાબુએ આખીય પરિસ્થિતિને નવેસરથી વિચારી અને છિન્નભિન્ન થયેલી આઝાદ હિંદ ફોજની ફરીથી રચના કરી.

પરિણામે હિંદીઓમાં જે ઉત્સાહ પ્રગટયો હતો, જે નવવિશ્વાસ પ્રગટયો હતો–અને શ્રી. સુભાષબાબુની આસપાસ મર્દાનગીથી છલકાતાં જૂથ જામ્યાં હતાં. તેને વ્યવસ્થિત સ્વરૂપ આપવાને આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપના કરવાની આવશ્યકતા જણાઇ.

તા. ૫ જુલાઇ ૧૯૪૩ના દિવસે આઝાદ હિંદ સેનાની સ્થાપના કરીને, જગત સમક્ષ એની જાહેરાત કરી અને તા. ૨૧ મી ઓકટોબરે જગતને આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપના થયાની જાણ કરી, ત્યારે જગત ઘડીક આશ્ચર્યમુગ્ધ બની ગયું હતું. આ આઝાદ હિંદની કામચલાઉ સરકારના વડા તરીકે શ્રી. સુભાષ બોઝ અને સર્વોચ્ચ સલાહકાર તરીકે શ્રી. રાસબિહારી ઘોષનાં નામો જાહેર થયાં હતાં. આઝાદ હિંદ કામચલાઉ સરકારનું તંત્ર પહેલેથી જ વ્યવસ્થિત થાય એ માટે શ્રી. સુભાષબોઝે ભારે તકેદારી રાખી હતી. સરકારનાં જુદાં જુદાં ખાતાઓ કુશળતાપૂર્વક કામ કરી રહ્યાં હતાં.

શ્રી. બોઝના પ્રધાનમંડળમાં તેઓ રાજ્યના વડા, વડાપ્રધાન, યુદ્ધ તેમ જ પરદેશ ખાતાના પ્રધાનનો હોદ્દો ધરાવતા હતા. શ્રીમતિ લક્ષ્મી, સ્ત્રીખાતાનાં વડાં, એસ. એ. આયર પ્રકાશન અને પ્રચાર ખાતાના વડા, લેફ. કર્નલ આઇ. એ. સી. ચેટરજી નાણાખાતું, લેફ. કર્નલ અઝીઝ મહમદ, લેફ. કર્નલ આઇ. એમ. એસ. ભગત લેફ. કર્નલ જે. કે. ભોંસલે, લેફ. કર્નલ ગુલઝારસિંગ, લેફ. કર્નલ એમ. ઝેડ. કીઆની, લેફ. કર્નલ લોકનાથન, લેફ. કર્નલ ઇશનકાદીર, લેફ. કર્નલ શાહનવાઝ સશસ્ત્રદળોના પ્રતિનિધિઓ; એ. એચ. સહાય મંત્રી, કરીમ ગની, દીનાનાથદાસ, ડી. એમ. ખાન. એ યાલાપા; જે. થીવી; સરદાર ઇશરસિંગ (સલાહકારો) એ. એન. સરકાર (કાયદાના સલાહકાર) જોડાયેલા હતા. આઝાદ હિંદની કામચલાઉ સરકારની રચના પછી, તેના પ્રધાનમંડળના સભ્યોની સોગંદવિધિનો સમારંભ પણ ભવ્ય હતો.

સૌથી પહેલાં ધીર ગંભીર પગલે નેતાજી આગળ આવ્યા. તેમણે ઉચ્ચાર્યું:

'હું હંમેશાં હિંદનો નમ્ર સેવક રહીશ અને હિંદમાંના મારા ૩૮ કરોડ દેશબાંધવોના કલ્યાણ માટે ઝૂઝતો રહીશ, મારી એ ઉચ્ચ ફરજ બની રહેશે.'

'હિંદની આઝાદી પ્રાપ્ત થયા પછી પણ હિંદની આઝાદીની રક્ષા માટે, હું મારા રક્તનું છેલ્લામાં છેલ્લું ટીપું સુદ્ધાં આપવાને તૈયાર રહીશ.'

સારબાદ પ્રધાનમંડળના સભ્યો એક પછી એક આગળ આવ્યા અને પ્રતિજ્ઞા લેવા લાગ્યા.

'ઇશ્વરને નામે, હું પ્રતિજ્ઞા કરું છું. હિંદની અને હિંદના ૩૮ કરોડ દેશબાંધવોની આઝાદી માટે અમારા નેતા સુભાષચંદ્ર બોઝને હું સંપૂર્ણપણે વફાદાર રહીશ અને આઝાદી માટે હું મારી જિંદગીની કુરબાની કરવાને સદાકાળ તત્પર રહીશ.'

દરમિયાન હિંદની પરિસ્થિતિ વધુને વધુ ચિંતાભરી બની જતી હતી. સરકારી દમન માઝા મૂકી રહ્યું હતું. આગેવાનો જેલમાં હતા.

ભયંકર દુશ્મન સામે સવિનય કાનૂનભંગ, ભાંગફોડ, ક્રાન્તિકારી કે અત્યાચારી ચળવળ નકામયાબ નિવડવાની છે. એટલે હિંદમાંથી જો આપણે બ્રિટિશ હકુમતને નાબૂદ કરવી હોય તો આપણે દુશ્મનનાં શસ્ત્રોથી જ તેનો સામનો કરવો જોઇએ. દુશ્મને આપણી સામે તલવાર ઉગામી છે. આપણે તલવારથી જ તેનો જવાબ વાળવો જોઈએ.'

'મને શ્રદ્ધા છે કે પૂર્વ એશિયામાંના મારા દેશબંધુઓની સહાયથી હું એવી જંગી તાકાત સર્જી શકીશ કે જે હિંદમાંથી બ્રિટિશ હકુમતને નાબૂદ કરી શકશે. સમય આવી ગયો છે અને પ્રત્યેક હિંદીઓએ રણભૂમિ તરફ ડગ ધરવાના છે. જ્યારે આઝાદીવાંચ્છુ હિંદીઓના રક્તની ધારાઓ વહેતી થશે, ત્યારે હિંદની આઝાદી બારણાં ઠોકતી હશે.'

શ્રી. બોઝની સરકારે જગત સમક્ષ એક જાહેરાત કરી. એ ઢંઢેરામાં તેમણે આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપના, એના ઉદ્દેશોનો સ્પષ્ટ ખ્યાલ આપ્યો છે. (પરિશિષ્ટ ૧)

આ દિવસો દરમિયાન અમેરિકાએ બ્રિટનની પડખે યુદ્ધમાં ઝંપલાવ્યું હતું. રશિયા અને જર્મની વચ્ચેના મૈત્રીકરારોનો અંત આવી ગયો હતો. હિટલરે રશિયન પ્રદેશ પર વિરાટ ફાળ ભરી હતી, વિશ્વયુદ્ધનો ભયંકર ઝંઝાવાત દુનિયા પર પથરાઈ ગયો હતો, ત્યારે શ્રી. બોઝની આઝાદ હિંદ સરકારે બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધની જાહેરાત કરી.

જાપાન સાથેના સંબંધો સુધરતા જતા હતા. જાપાનિઝ અધિકારીઓને માટે હવે આઝાદ હિંદ ફોજના કાર્યમાં ડખલ કરવાનું સરળ ન હતું. એ વખતે જાપાનના વડા પ્રધાન ટોજોએ આઝાદ હિંદની કામચલાઉ સરકારનો સ્વીકાર કર્યો હતો. જર્મની અને ઇટાલીએ તેનો સ્વીકાર કર્યો હતો.

હિંદીઓને પણ હવે ખાત્રી થઈ કે હવે જ તેમને યોગ્ય દોરવણી આપી શકે તેવો નેતા મળ્યો છે. શ્રી. બોઝે હિંદીઓ સમક્ષ

સૌથી પહેલાં ધીર ગંભીર પગલે નેતાજી આગળ આવ્યા. તેમણે ઉચ્ચાર્યું:

'હું હમેશાં હિંદનો નમ્ર સેવક રહીશ અને હિંદમાંના મારા ૩૮ કરોડ દેશબાંધવોના કલ્યાણ માટે ઝૂઝતો રહીશ, મારી એ ઉચ્ચ ફરજ બની રહેશે.'

'હિંદની આઝાદી પ્રાપ્ત થયા પછી પણ હિંદની આઝાદીની રક્ષા માટે, હું મારા રક્તનુ છેલ્લામા છેલ્લુ ટીપું સુધા આપવાને તૈયાર રહીશ.'

ત્યારબાદ પ્રધાનમંડળના સભ્યો એક પછી એક આગળ આવ્યા અને પ્રતિજ્ઞા લેવા લાગ્યા.

'ઇશ્વરને નામે, હું પ્રતિજ્ઞા કરું છુ. હિંદની અને હિંદના ૩૮ કરોડ દેશબાધવોની આઝાદી માટે અમારા નેતા સુભાષચંદ્ર બોઝને હું સંપૂર્ણપણે વફાદાર રહીશ અને આઝાદી માટે હું મારી જિંદગીની કુરબાની કરવાને સદાકાળ તત્પર રહીશ.'

દરમિયાન હિંદની પરિસ્થિતિ વધુને વધુ ચિંતાભરી બની જતી હતી. સરકારી દમન માઝા મૂકી રહ્યું હતુ. આગેવાનો જેલમાં હતા.

હિંદની આઝાદીની લડતમાં સામેલ થવા માટે પૂર્વ એશિયામાં હિંદીઓને સંગઠિત થવાની નેતાજીએ અપીલ કરી હતી.

તેમણે જણાવ્યુ હતુ કે 'આપણી માતૃભૂમિ હિંદની મુક્તિનો પ્રશ્ન આપણો છે, આપણા એકલાનો છે. એ માટે આપણે બીજા કોઈના પર આધાર રાખી શકીએ નહિ. આપણા રાષ્ટ્રની પ્રતિષ્ઠા એ માગી લે છે કે એની મુક્તિ માટેનો જંગ આપણે એકલા હાથ ખેલી લેવો છે, આપણો દુશ્મન બળવાન છે, ઝનૂની છે, મરણીઓ થયેલો છે, ભયંકર શસ્ત્રોથી સજ્જ થયેલો છે. આવા

ભયંકર દુશ્મન સામે સવિનય કાનૂનભંગ, ભાંગફોડ, ક્રાન્તિકારી કે અત્યાચારી ચળવળ નાકામયાબ નિવડવાની છે. એટલે હિંદમાંથી જો આપણે બ્રિટિશ હકુમતને નાબૂદ કરવી હોય તો આપણે દુશ્મનનાં શસ્ત્રોથી જ તેનો સામનો કરવો જોઈએ. દુશ્મને આપણી સામે તલવાર ઉગામી છે. આપણે તલવારથી જ તેનો જવાબ વાળવો જોઈએ.'

'મને શ્રદ્ધા છે કે પૂર્વ એશિયામાંના મારા દેશબંધુઓની સહાયથી હું એવી જંગી તાકાત સર્જી શકીશ કે જે હિંદમાંથી બ્રિટિશ હકુમતને નાબૂદ કરી શકશે. સમય આવી ગયો છે અને પ્રત્યેક હિંદીઓએ રણભૂમિ તરફ ડગ ધરવાના છે. જ્યારે આઝાદીવાંચ્છુ હિંદીઓના રક્તની ધારાઓ વહેતી થશે, ત્યારે હિંદની આઝાદી બારણાં ઠોકતી હશે.'

શ્રી. બોઝની સરકારે જગત સમક્ષ એક જાહેરાત કરી. એ હઢેરામાં તેમણે આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપના, એના ઉદ્દેશોનો સ્પષ્ટ ખ્યાલ આપ્યો છે. (પરિશિષ્ટ ૧)

આ દિવસો દરમિયાન અમેરિકાએ બ્રિટનની પડખે યુદ્ધમાં ઝંપલાવ્યું હતું. રશિયા અને જર્મની વચ્ચેના મૈત્રીકરારોનો અંત આવી ગયો હતો; હિટલરે રશિયન પ્રદેશ પર વિરાટ ફાળ ભરી હતી, વિશ્વયુદ્ધનો ભયંકર ઝંઝાવાત દુનિયા પર પથરાઈ ગયો હતો, ત્યારે શ્રી. બોઝની આઝાદ હિંદ સરકારે બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધની જાહેરાત કરી.

જાપાન સાથેના સંબંધો સુધરતા જતા હતા. જાપાનિઝ અધિકારીઓને માટે હવે આઝાદ હિંદ ફોજના કાર્યમાં ડખલ કરવાનુ સરળ ન હતું. એ વખતે જાપાનના વડા પ્રધાન ટોજોએ આઝાદ હિંદની કામચલાઉ સરકારનો સ્વીકાર કર્યો હતો. જર્મની અને ઇટાલીએ તેનો સ્વીકાર કર્યો હતો.

હિંદીઓને પણ હવે ખાત્રી થઈ કે હવે જ તેમને યોગ્ય દોરવણી આપી શકે તેવો નેતા મળ્યો છે. શ્રી. બોઝે હિંદીઓ સમક્ષ

હિંદનું ચિત્ર રજૂ કર્યું, જે ચિત્ર આજ સુધી તેમની સમક્ષ રજૂ થયું જ ન હતું. એ ચિત્ર હાલની બીજી બાજુ સમું હતું.

આઝાદ હિંદ ફોજની તાકાતમાં ધીમે ધીમે સંગીન વધારો થતો ગયો. જો કે આ ફોજને યુદ્ધકૌશલ્ય માટે તૈયાર કરવા માટે સાધનોની, શસ્ત્રોની ભારે મુશ્કેલી બરદાસ કરવી પડતી હતી. જાપાન સરકાર તેમને પૂરતા પ્રમાણમાં શસ્ત્રો આપતી ન હતી. શસ્ત્રો હોય તો પૂરવઠો ન હોય અને કયારેક તો વાહનવ્યવહારની પણ મુશ્કેલી હોય, આ સ્થિતિમાં તાલીમનું કાર્ય ઢીલમાં પડતું, આઝાદ હિંદ ફોજની સ્થાપનાનું કાર્ય સહેલું હતું પણ એને વ્યવસ્થિત અને તાકાતવાન બનાવવાનું કાર્ય મુશ્કેલ હતું.

સિંગાપુરમાં આઝાદ હિંદ ફોજની રચનાની જાહેરાત કરતાં શ્રી. સુભાષબાબુએ, ફોજની સલામતી લીધા પછી પ્રેરક પ્રવચન કર્યું હતું. તેમણે જણાવ્યું હતું કે:—

રીતે આપણામાંના કેટલા જીવતા રહીશું, તે હું જાણતો નથી. પણ એક વાત હું ચોક્કસપણે જાણું છું કે આખરે વિજય તો આપણો જ થવાનો છે અને બ્રિટિશ સામ્રાજ્યના બીજા કબ્રસ્તાન, પ્રાચીન દિલ્હીના લાલ કિલ્લા આગળ આપણામાંના બચી ગયેલા વીર સૈનિકોની વિજય કૂચ થતાં સુધી આપણા કાર્યનો અંત આવશે નહિ.'

'મારા જાહેર જીવનનાં વર્ષો દરમિયાન, એક વાતનો ખટકો મારા દિલમાં હંમેશાં રહ્યા કરતો હતો. હિંદ દરેક રીતે આઝાદી માટે યોગ્ય થઈ રહ્યું છે. માત્ર એક વાતની ખામી છે. આઝાદ સેનાનો અભાવ એ ખામી છે.'

'અમેરિકાના જ્યોર્જ વોશિંગ્ટન લડીને આઝાદી જીતી શક્યા કારણ કે તેમની પાસે તેમનું સૈન્ય હતું. ગેરીબાલ્ડી ઇટાલીને ગુલામીમાંથી મુક્ત કરી શક્યા, કારણ કે તેમને તેમના સશસ્ત્ર સ્વયંસેવકોનું પીઠબળ હતું. આજે એવો જ અધિકાર તમે પ્રાપ્ત કરી રહ્યા છો. સૌથી પ્રથમ આગળ આવીને હિંદની આઝાદ ફોજ રચવાનું માન તમે પ્રાપ્ત કરો છો.'

'જે સૈનિકો તેમના દેશ પ્રત્યે હંમેશાં વફાદાર રહે છે અને સર્વ સંજોગોમાં તેઓની ફરજનું પાલન કરે છે, જેઓ હંમેશાં જીવનનું બલિદાન આપવાને તત્પર રહે છે, તેઓ અજેય છે. તમારા હૃદયના ઊંડાણમાં, કોઈ ખૂણામાં આ ત્રણ સિદ્ધાન્તો તમે સદા-કાળને માટે કોતરી રાખજો.'

'આજે તમે હિંદની રાષ્ટ્રીય ઇજ્જતના રખેવાળ છો. હિંદની આશાઓ અને અભિલાષાઓના તમે પ્રતીક છો. એટલે એવી રીતે વર્તજો કે તમારા દેશબાંધવો તમારા પર આશીર્વાદ ઉતારે અને ભાવિ તમારા માટે ગૌરવવન્તુ નિવડે.'

'તમે ખાત્રી રાખજો કે હું તમારી સાથે જ છું. અંધકારમાં તેમ જ પ્રકાશમાં, શોકમાં કે આનંદમાં, યાતનામાં કે વિજયમાં હું હમેશા તમારી સાથે જ રહીશ. ભૂખ, તૃષા, યાતના ફરજિયાત કૂચ અને મૃત્યુ, એ સિવાય હું તમને અત્યારે તો કાંઇ આપી શકતો નથી.'

'હિંદને આઝાદ થયેલું જોવાને આપણામાંથી કોણ જીવતું રહેશે એ વાત ગણત્રીની નથી. હિંદ આઝાદ થશે એટલી જ વાત પૂરતી છે અને હિંદને આઝાદ કરવા માટે આ રણે આપણું સર્વસ્વ સમર્પણ કરીશું. પ્રભુ ! આપણી સેના પર આપના આશીર્વાદ ઉતારો અને આવતી લડાઈમાં આપણને વિજય અપાવો.'

શ્રી. સુભાષબાબુના આ પ્રેરક શબ્દોએ આઝાદ હિંદ ફોજના સૈનિકોમાં ભારે ઉત્સાહ વ્યાપી રહ્યો અને ધીમે ધીમે ફોજમાં વધુમાં વધુ સૈનિકો જોડાતા ગયા, તેમ તેમ વધુને વધુ ટુકડીઓ તૈયાર કરવા માંડી. આવી તાલીમબદ્ધ, શસ્ત્રસજ્જ ટુકડીઓને ભિન્ન ભિન્ન નામો પણ આપવામાં આવ્યાં. બ્રિટિશ ફોજોમાં જેમ કોમી ધોરણે નામો અપાય છે. ગુરખા બેરેલીઅન વગેરે જેવાં નામો અપાય છે, એવાં નામો આઝાદ ફોજે આપ્યાં ન હતાં. આઝાદ ફોજની ટુકડીઓના નામો, હિંદના દેશભક્તોનાં નામો પરથી મુકરર કરવામાં આવ્યા હતા. જેવાં કે ગાંધીફોજ, નહેરૂ ફોજ. સદ્‌ભાગ્ય તો એ હતું કે આઝાદ હિંદ ફોજમાં હિંદુમુસ્લિમનો કોઈ પ્રશ્ન ન હતો. કોમીવાદથી તેઓ અળગા હતા. તેમનો વાદ હતોઃ મુક્તિવાદ, તેમનો મઝહબ હતોઃ માસોમની આઝાદી.

નીકળશે એટલુ જ નહિ પણ, અત્યારે બ્રિટિશ વાવટા હેઠળ રહેલા હિંદી સૈન્યોમા પણ બળવો ફાટી નિકળશે

આમ હિંદમાંથી અને હિંદ બહારથી, એમ બન્ને બાજુથી બ્રિટિશ સરકાર પર આક્રમણ કરવામા આવશે, એટલે તે કડડ ભૂસ થઈને તૂટી પડશે અને હિંદની પ્રજાને તેની આઝાદી પુનઃ પ્રાપ્ત થશે. તેથી મારી યોજના પ્રમાણે હિંદ પ્રત્યે ધરી રાજ્યોનું વલણ કેવુ હશે, તેની ચિંતા કરવાનુ કોઈ કારણ નથી. જો હિંદમાના અને હિંદ બહારના હિંદીઓ પોતાની ફરજનું પૂરેપૂરું પાલન કરે, તો હિંદની પ્રજા અંગ્રેજોને સહેલાઈથી હિંદ બહાર હાંકી કાઢી શકે તેમ છે અને હિંદના કરોડો દેશબંધુઓને તેઓ આઝાદ કરી શકે તેમ છે.



[ ૬ ]

# બઢતી તાકાત

સિંગાપુરએ આઝાદ હિંદ સરકારનું વડું મથક થઇ પડયું હતું. આઝાદ હિંદ સરકારને હિંદીઓનો સંપૂર્ણ ટેકો હતો. કારણ કે આઝાદ હિંદ સરકારે, સૌથી પહેલાં તો જાપાનના હાથમાં પડેલા હિંદીઓ પર, જે જુલ્મો ગુજરતા હતા જે અત્યાચારો થતા હતા, તે સામે રક્ષણ આપ્યું. શ્રી. બોઝ જાતે જાપાનની સ્પષ્ટતા મેળવવા માટે ટોકિયો ગયા હતા અને વડા પ્રધાન ટોજો સાથે ચર્ચા ચલાવીને, ટોજો પાસેથી તેમણે એવી ખાત્રી મેળવી હતી કે જાપાનને કોઇ પ્રાદેશિક ઇચ્છા નથી.

નેતાજીના પ્રયાસો પછી હિંદીઓના જીવ શાન્ત થયા. તે એક બાજુ જેમ હિંદી પ્રજા કોઇ જાતના ભેદભાવ વિના નેતાજીની આસપાસ જમા થઇ તેમ બીજી બાજુ જાપાન સરકારે પણ પોતાની શુભ ઇચ્છાઓ વ્યક્ત કરવા માટે, બ્રિટન પાસેથી જીતી લીધેલા આન્દામાન અને નિકોબાર ટાપુઓ, આઝાદ હિંદની કામચલાઉ સરકારને આપી દીધા.

આન્દામાન અને નિકોબાર! હિંદની રાષ્ટ્રીય જાગૃતિના ઇતિહાસમાં આ નામો, રાષ્ટ્રીય વીરોની કપરી યાતનાઓના ધામ તરીકે યાદગાર રહી જશે. આ ટાપુઓમાં કેટલાય હિંદી રાષ્ટ્ર-વીરોએ કારમી વેદનાઓ બરદાસ કરી છે. કેટલાય મૃત્યુને ભેટયા છે, કેટલાયના જીવનનો હ્રાસ થયો છે.

નેતાજી એનાથી પરિચિત હતા જ એટલે આ બે ટાપુઓ આઝાદ હિંદ સરકારને સુપ્રત થતા જ તેમણે એ ટાપુઓના હિંદીઓ વચ્ચે અળખામણા થયેલા અને જેમના નામ સાથે જ ભયંકર કલ્પનાઓ સર્જાય છે એવા નામો બદલી નાખ્યા

આન્દામાનમા રાષ્ટ્રની આઝાદી કાજે સખ્યાબધ સ્વદેશ-ભક્ત જુવાનોએ પોતાના રૂધિર આપ્યા છે એની પુનિત યાદમા આન્દામાનને ' શહિદ ' નુ નામ આપ્યુ અને નિકોબારને 'સ્વરાજ્ય' નુ નામ આપ્યુ આ ટાપુઓના વહિવટ માટે આઝાદ હિંદ સરકારે શ્રી લોકનાથનની ગવર્નર તરીકે નીમણુક કરી હતી

આ બને ટાપુઓ, આઝાદ હિંદ સરકારને સુપ્રત કરતા જાપાનના વડા પ્રધાન જનરલ ટોજોએ બ્રોડકાસ્ટ કરતા આઝાદ હિંદની કામચલાઉ સરકારનો સ્વીકાર કરવા અગે જાપાનની નીતિની સ્પષ્ટતા કરતા જણાવ્યુ હતુ કે 'શ્રી સુભાષ બોઝની નેતાગીરી હેઠળ આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપના થઇ છે અને હિંદની લાબા કાળની આઝાદીની તમન્નાની સિદ્ધિને માર્ગે આ એક સીમાદર્શક ચિહ્ન સમુ પગલુ હતુ એમ જાપાન સરકાર વિશ્વાસપૂર્વક માને છે આ આઝાદ હિંદની કામચલાઉ સરકારનો પાયો વધુ દઢ અને મજબૂત બન્યો હોઇ, તથા એ જ સરકાર હેઠળ પોતાનુ દઢ ધ્યેય સિદ્ધ કરવા માટે હિંદી દેશભક્તો હવે કૃતનિશ્ચયી બન્યા હોઇને, અત્યાર સુધીના જાપાનના શાહી કબજા-દળના કબજા હેઠળના આન્દામાન અને નિકોબાર હિંદી પ્રદેશને હિંદની સ્વતત્રતાની લડતને તેને સહાય કરવાના અતિમ પુરાવા તરીકે સુપ્રત કરવામાં આવે છે.

જાપાને માત્ર શ્રી બોઝની સરકારનો સ્વીકાર જ કર્યો હતો, એમ નહિ, પણ પોતાનો રાજદ્વારી પ્રતિનિધિ પણ નીમ્યો હતો પણ જાપાનની દાનત શુદ્ધ નહિ હોવાના પરિણામે આ ટાપુઓ

શ્રી. બોઝની સરકારને સુપ્રત થયા પછી પણ જાપાનિઝ વડાઓની ડખલગીરી વધુ હતી. એટલે અથડામણો તો રોજની થઇ પડી હતી. શ્રી. બોઝની સરકારના ગવર્નર શ્રી. લોકનાથનને આ અથડામણો ટાળવા માટે રૂકક થવું પડયું હતું.

. આઝાદ હિંદ સરકારની સ્થાપના પૂર્વે જાપાને છીની લીધેલા પ્રદેશોમાં હિંદીઓની બેહાલી થવા પામી હતી. જાપાની અત્યાચારો વધતા જતા હતા. હિંદીઓના ધનમાલ લૂંટી લેવામાં આવતા હતા. તેના જાનમાલ પણ ભયમાં હતા. જાપાને છીતાયેલા પ્રદેશોમાં પોતાનું નાણું ચાલુ કર્યું એના પરિણામે હિંદીઓની આર્થિક સદ્ધરતાને સખ્ત ફટકો પડયો અને સદાકાળ ભય તો ઝઝૂમતો જ હતો. શ્રી. બોઝે આઝાદ હિંદ સરકારની સ્થાપના કરીને હિંદીઓને જાપાની અત્યાચારો સામે રક્ષણ આપવાનું કાર્ય શરૂ કરતાં, હિંદીઓને ભારે રાહત મળી એટલું જ નહિ, પણ શ્રી. બોઝની સરકાર પ્રત્યે આસ્થા જન્મી. એ આસ્થામાંથી નવી તાકાત જન્મી રહી હતી.

પૂર્વ એશિયામાંના હિંદીઓને સંગઠિત કરીને, આઝાદ હિંદ ફોજની રચના કરવાના કાર્યમાં જ્યારે શ્રી. સુભાષબાબુ રોકાઇ ગયા હતા, ત્યારે તેમના માદરે વતન હિંદમાં, હિંદીઓ આઝાદીનો જંગ ખેલી રહ્યા હતા. ૧૯૪૨ના ઓગસ્ટમાં મહાસમિતિએ 'હિંદ છોડો'નો ઠરાવ પસાર કર્યો અને તરત જ દમનનો કોરડો અતિ ક્રૂરતાથી વીંઝાઇ રહ્યો. આગેવાનોને પકડીને કારાવાસ ભેળા કરવામાં આવ્યા. હિંદમાં જે દમનનો દોર ચાલી રહ્યો હતો, એ અંગેના સમાચાર, હિંદ બહાર ન જાય એની પૂરેપૂરી તકેદારી રાખવામાં આવી હતી. આ સમાચાર, યુરોપના જુદા જુદા યુદ્ધ મોરચા પર લડતાં હિંદી સૈન્યો વચ્ચે જો પ્રસરી જાય તો, હિંદી સૈન્યોમાં બેદિલી જાગવાનો ભય હતો અને બીજો ભય એ સમાચારો જો આઝાદ હિંદ સરકારને મળે, તો તેનો ઉપયોગ

પોતાની તાકાત વધારવામાં થઇ જશે એ હતો. એટલે હિંદમાંના દમન પર પડદો પડી ગયો હતો. આમ છતાં ગમે તેમ કરીને, હિંદમાંના દમનને લગતા સમાચારો તો મળતા જ રહ્યા હતા. એ સમાચારોએ હિંદીઓની, બ્રિટિશરો પ્રત્યેની રહી સહી શ્રદ્ધાનો છેલ્લો તાર પણ તોડી નાખ્યો શ્રી. બોઝે હિંદમાંના બ્રિટિશ અમલની જે તવારિખ પહેલેથી રજૂ કરી હતી. એ તવારિખને, આ સમાચારો વધુ ટેકો આપતા હતા આ સમાચારો, હિંદી સૈનિકોને આપવામાં આવતા હતા અને આઝાદ હિંદ ફોજમાં ભરતી કરવાનું કામ પૂર ઝડપથી ચાલી રહ્યું હતું. જાપાનના કબજા હેઠળના અને યુદ્ધ કેદીઓની છાવણીમાં રહેલા હિંદી સૈનિકો જેઓને અંગ્રેજોએ તેમના ભાગ્ય પર જાપાનના હાથમાં છોડી દીધા હતા, તેમની વચ્ચે પ્રચાર ચાલી રહ્યો હતો. તેમની સમક્ષ હિંદનું સાચું ચિત્ર રજૂ કરવામાં હતું, તેમને કહેવામાં આવતું હતું કે આપણે હિંદીઓ છીએ. તેથી હિંદને આઝાદ કરવાનો આપણે પ્રયાસ કરવો જોઇએ, હિંદમાં અત્યારે જે અંગ્રેજો રહેલા છે તેમને આપણે હાંકી કાઢવા જોઇએ, તમને જલદી તક મળશે.

આઝાદ ફોજમાં ભાગેડુ અથવા તો ધનલોભથી કે બીજા કોઇ પ્રલોભનથી હિંદીઓ જોડાયા ન હતા. તેમને સ્પષ્ટપણે કહેવામાં આવતુ હતું કે તેમને જે પગાર મળશે એ તો માત્ર ખીસ્સા ખર્ચ જેટલો જ હશે, તમારો પગાર તો તમને હિંદ આઝાદ થશે ત્યારે મળશે. આ ફોજમાં જોડાવા માટે જ્યારે હિંદી સૈનિકોને આવાહન આપવામાં આવ્યુ, ત્યારે એમ કહેવામાં આવ્યું હતુ કે આપણે હિંદની આઝાદી માટે લડીશું. જાપાની ફોજો આપણી સામે થશે તો આપણે તેની સામે પણ લડીશું; આમ છતાં કોઇના પર દબાણ કરવામાં આવ્યું ન હતું. એટલું જ નહિ પણ જ્યારે જ્યારે કટોકટીના પ્રસંગો ઊભા થયા છે, ત્યારે ત્યારે નેતાજીએ ચેતવણી આપી હતી કે જેને આઝાદ હિંદ-

ફોજ છોડીને ચાલ્યા જવું હોય તેઓ જઇ શકે છે. જેમ જેમ આઝાદ હિંદ ફોજની તાકાત વધુ ને વધુ વધતી ગઇ તેમ તેમ જુદી જુદી ટુકડીઓ પણ રચાતી ધઇ, નેતાજીની પડખે આઝાદ હિંદ ફોજની રચના કરવામાં એને સુવ્યવસ્થિત, સંગઠિત અને સંપૂર્ણ લડાયક જુસ્સાવાળી બનાવવા માટે, કેપ્ટન શાહનવાઝ, કેપ્ટન સહગલ, કેપ્ટન ધીલાં જેવા કાબેલ સેનાપતિઓ હતા. સૌથી અગત્યની વાત તો એ હતી કે આઝાદ હિંદ ફોજમાં નાત જાતના કે ધર્મના કોઇ ભેદભાવ ન હતા. એ સહુનુ ધ્યાન એક જ હતું આઝાદ હિંદ. તેમને સૂત્રો આપવામા આવ્યા હતાં દિલ્હી ચલો અને જયહિંદ. એ સૂત્રો માદરે વતનની આઝાદી માટે હથિયારો ધરીને સજ્જ થયેલા સેનાનીઓને પ્રેરણા આપતાં હતાં.

જેમ જેમ સૈનિકો વધતા ગયા તેમ તેમ ટુકડીઓ વધતી ગઇ. એ ટુકડીઓમા સુભાષ બ્રીગેડ જેમાં ૩૨૦૦ સૈનિકો હતા. આ સૈનિકોમા પઠાણો, શીખો અને થોડાક સિવિલિયનો હતા. એના કમાન્ડર શાહનવાઝખાન હતા. (૨) ગાંધી બ્રીગેડમાં ૨૮૦૦ સૈનિકો હતા, જેના કમાન્ડર કર્નલ ઇનાયત કયાની હતા. (૩) આઝાદ બ્રીગેડમા ૨૮૦૦ સૈનિકો હતા અને તેના કમાન્ડર કર્નલ ગુલઝારાસિંગ હતા. (૪) નહેરૂ બ્રીગેડમાં ૩૦૦૦ સૈનિકો હતા, એના કમાન્ડર હતા કર્નલ ગુરુબક્ષસિંગ. આમ જેમ જેમ ભરતી થતી ગઇ તેમ તેમ નવી નવી ટુકડીઓ સ્થપાતી હતી, એ સંખ્યા વધીને હજારોની થઇ.

નેતાજીની જુબાનમાં કોઇ અજબ જાદુ હતો શરૂ શરૂમાં પહેલી આઝાદ ફોજની સ્થાપના અને તેના વિસર્જનના પ્રત્યાઘાતો ભારે હતા. અટકાયતી છાવણીઓમાં પ્રચાર ચાલતો હતો, ત્યારે એની વિરુદ્ધ પણ કેટલાક હતા, પણ નેતાજીએ સત્તાનાં સૂત્રો હાથ ધર્યાં, પછી પરિસ્થિતિ પલટાઇ ગઇ અને આઝાદ ફોજ પ્રત્યેનો વિશ્વાસ વધતો ગયો.

આઝાદ હિંદ ફોજમાં કોઇ હિંદુ નહતું, કોઇ મુસ્લિમ ન હતું, સૌ હિંદી હતા. ધર્મના ભેદભાવને ત્યાં સ્થાન ન હતું. કોઇ પ્રકારના ક્ષુલ્લક સ્વાર્થની ત્યાં બદબો નહતી. મા—ભોમની—પોતાની માતૃભૂમિની—આઝાદીને ખાતર માથાં મૂકવાને તૈયાર થયેલા મરજીવાઓ ત્યાં હતા. તેઓ સહુ એક જ રસોડે જમતા, એક જ સાથે બેસીને પોતાનું ભોજન લેતા હતા.

'જય હિંદ' એ એમનું સૂત્ર હતું જ્યારે જ્યારે તેઓ મળતા ત્યારે સૌથી પહેલાં 'જય હિંદ' કહીને પરસ્પર આવકાર આપતા, જ્યારે તેઓ છૂટા પડતા ત્યારે પણ 'જય હિંદ'ના શબ્દોચ્ચાર સાથે છૂટા પડતા હતા.

નેતાજી તેમની સાથે ઓતપ્રોત થઇ ગયા હતા. તેઓ ક્યારેક તેમની સાથે ભોજનમાં પણ સામેલ થતા હતા. તેમની નાની મુશ્કેલીઓ અને ફરિયાદો તેઓ સાંભળતા અને તેમને સંતોષ આપતા હતા.

પરાયા માટે લડનાર ભાડુતી સૈનિકો પોતે નથી પણ માતૃભૂમિ માટે, પોતાના જ દેશબંધુની આગેવાની નીચે લડનાર માતૃભૂમિના સપૂતો છે એવું આત્મભાન તેમનામાં જાગૃત થતું ગયું હતું.

આ દરમિયાન જાપાની ફોજો આગળ વધતી હતી અને રંગુન જાપાનના કબજામાં આવ્યું. જાપાની વિમાનોના હુમલા દરમિયાન હિંદીઓની ભારે ખૂવારી થઇ. રંગુન અંગ્રેજોએ ખાલી કર્યું ત્યારે પણ હિંદીઓને ખસેડવા માટેની કોઈ સંગીન વ્યવસ્થા નહતી. સૌથી પ્રથમ પસંદગી અંગ્રેજોને અપાતી હતી. એના પરિણામે હિંદીઓ રંગુનમાં ફસાઇ પડ્યા. અંગ્રેજો ચાલ્યા ગયા હતા. હિંદીઓના વ્યાપાર ધંધા ખોરવાઇ ગયા હતા. ભયંકર ભૂખમરો આવી પડ્યો હતો. જીવનને જરૂરી એવી ચીજોના ભાવો

આસમાને ચડી ગયા હતા અને બીજી બાજુ જાપાનના અત્યાચારો પણ વધતા જ જતા હતા. હિંદીઓ નિરાધાર થઈ પડયા હતા. બીજી બાજુ બર્મિઝો પણ હિંદીઓ સામે જાગી ચડયા હોય તેમ લાગતું હતું. હિંદી પ્રજા નિરાધાર હતી, એનો કોઈ નેતા નહતો ત્યારે, બર્મિઝો પણ હિંદીઓને લૂંટવા લાગ્યા. તેમને એમ લાગતું હતું કે હિંદીઓ તેમનું શોષણ કરવા માટે જવાબદાર છે અને તેના પરિણામે બર્માના કેટલાય જીલ્લાઓમાં હિંદી વિરોધી રમખાણો થયાં હતાં.

અને જાપાનિઝોનો દોર પણ ક્યાં ઓછો હતો ? રંગુન કબજે થયું, ત્યારથી તે આઝાદ હિંદની કામચલાઉ સરકારનું વડું મથક રંગુનમાં ખસેડવામાં આવ્યું, ત્યાંસુધીના સમય દરમિયાન જાપાનિઝ સેનાપતિએ સંખ્યાબંધ હિંદીઓને કેદ કર્યાં હતા અને અટકાયતમાં તેમના પર અનેક યાતનાઓ વરસી રહી હતી.

બર્માના પતન પછી આઝાદ સરકારને એમ લાગ્યું કે આઝાદ સરકારનું વડું મથક સિંગાપુરના બદલે હિંદની સરહદની નજીક હોય એ જરૂરનું છે કે જેથી હિંદની સરહદ સાથેના સંપર્કમાં રહી શકાય, આ વિચારને તરત અમલમાં મૂકવામાં આવ્યો અને ૧૯૪૪ની આખરમાં આઝાદ સરકારનું વડું મથક સિંગાપુરમાંથી ખસેડીને રંગુનમાં લાવવામાં આવ્યું. શ્રી. બોઝ અને તેમના સાથીદારો રંગુનમાં આવ્યા.

## [૭] રંગુનમાં વડુ મથક

આઝાદ સરકારનુ વડુ મથક રંગુનમા આવ્યા પછી જ આઝાદ હિંદ ફોજનો નિકાસ થયો અને આઝાદ સરકારની કામગીરી પણ વધી ગઈ શ્રી બોઝના આગમને હતાશ થયેલા હિંદીઓમા નવી આશાનો સંચાર થયો અને આઝાદ સરકારને પોતાની ખેલવાળી કરતી જોઈને વધુ માન પેદા થયુ

શ્રી બોઝની સરકારને રંગુન આવીને તરત જ પહેલુ કાર્ય જાપાનિઓના હાથમા પકડાયેલા ૪૦૦ ઉપરાત હિંદીઓને મુક્ત કરાવવાનુ હતુ શ્રી બોઝની સરકારે જાપાનના સત્તાવાળાઓ પાસે અટકાયતમા રહેલા હિંદીઓ અગેના કાગળો જોવા માગ્યા, પણ એવા કોઇ કાગળો તો હતા જ નહિ માત્ર તેઓ બ્રિટિશરોના જાસૂસો છે એવા જ શક પરથી તેમને અટકમા લેવામા આવ્યા હતા એટલે શ્રી બોઝે તેમને તાત્કાલિક છોડી મૂકવાની માગણી કરી અને ચોવીસ કલાકમા જ એનો અમલ થયો ૪૦૦ હિંદીઓને મુક્ત કરવામા આવ્યા તેમની પાસેથી માત્ર જાપાન અને આઝાદ હિંદ સરકાર ને વફાદાર રહેવાની ખાત્રી મેળવવામા આવી હતી

આ બનાવથી હિંદીઓમા અનેરી શ્રદ્ધા પ્રગટી હતી આઝાદ હિંદ સરકારના સેક્રેટરીઅટમા જુદા જુદા ખાતાઓ કામ કરી રહ્યા હતા હિંદીઓની કેળવણી પાછળ ધ્યાન આપવા માટે એક ખાસ ખાતુ ચાલી રહ્યુ હતુ જાપનના વિજય પછી શાળાઓ બંધ પડી હતી, પણ આઝાદ હિંદ સરકારે તરત જ રાષ્ટ્રીય

શાળાઓ શરૂ કરી. આ શાળાઓ માટેની શિક્ષણપ્રથામાં પણ ફેરફારો કરવામાં આવ્યો હતો. વિદ્યાર્થીઓને હિંદનો ઇતિહાસ, હિંદની દૃષ્ટિએ શીખવવામાં આવતો હતો, હિંદની પરિસ્થિતિનું સાચું ભાન વિદ્યાર્થીઓને થાય એ જરૂરનું હોવાથી આખો શિક્ષણક્રમ જ હિંદી રાષ્ટ્રની દૃષ્ટિએ યોજવામાં આવ્યો હતો અને હિંદીઓના આરોગ્ય પાછળ ખાસ ધ્યાન આપવા માટે પણ આરોગ્યખાતું ચાલતું હતું. આ વિભાગ ખાસ કરીને નિરાશ્રિતો પર ખૂબ કાળજીપૂર્વક ધ્યાન આપતો હતો. હિંદી મોહલ્લાઓની વ્યવસ્થા અને નિયમિત સફાઈ ઉપરાંત કોઈપણ હિંદી જો બેકાર હોવાનું જણાતું, તો તેને માટે કોઇને કોઈ કામ શોધી આપવામાં આવતું હતું. હિંદીઓ માટે તબીબીખાતું પણ આઝાદ સરકાર ચલાવતી હતી અને આજાર માનવીઓને મફત તબીબી સારવાર આપવામાં આવતી હતી અને સૈન્ય-ભરતીખાતું આઝાદ ફોજની તાકાત વધારવા તરફ લક્ષ આપતું હતું.

એક હિંદી બાઈ શ્વાસભેર, આઝાદ હિંદ સરકારની કચેરીનાં પગથીઆં ચડી રહી છે. એ હાંફે છે એને કાંઇક ફરિયાદ કરવી છે. હાંફતાં હાંફતાં એ પૂછે છે 'નેતાજી ક્યાં છે, મળવું છે.'

'શું કામ છે?' સામો પ્રશ્ન થાય છે.

'મારે એમનું અગત્યનું કામ છે, એમને ખબર આપો.' બાઈ કરગરે છે.

'પણ અત્યારે તેઓ અગત્યના કામમાં રોકાયેલા છે.' ફરી જવાબ મળે છે.

'મહેરબાની કરીને નેતાજીને કહો કે એક બાઈ ફરિયાદ કરવા આવી છે.' બાઈ વિનવે છે.

નેતાજીને ખબર આપવામાં આવે છે. નેતાજી એને બોલાવે છે અને શાન્તિ આપે છે.

બાઇ કહે છે, 'મારી પડોશીમાં એક ડૉકટર છે, તેઓ અગ્રેજ યુવતિને પરણ્યા છે. એટલે જાપલાઓ, તેને બ્રિટનનો જાસુસ માની પકડી ગયા છે, દિવસો થયા એનો પત્તો નથી, એનો તાત્કાલિક છુટકારો થવો જોઇએ.'

નેતાજી બાઇના હાથમાં એક પત્ર મૂકે છે, એ પત્ર લઇને જાપાનિઝ ઓફિસર પાસે જવા સૂચવે છે, એ પત્રમાં હિંદી ડૉકટરના તાત્કાલિક છુટકારાની માગણી કરવામાં આવી છે. બાઇ હર્ષભેર પત્ર લઇને જાપાનિઝ અફસર પાસે જાય છે. અફસર નેતાજીનો પત્ર વાંચીને ગુસ્સે થાય છે, એ બબડે છેઃ 'અમારા કામમાં ડખલ કરવાનો શ્રી. બોઝને કશો જ હક્ક નથી.' એ કોઇ હુકમ કરતો નથી. આશાભર્યાં નેત્રે બાઇ જોઇ રહી છે.

થોડીક પળોના વિચાર પછી એ પોતાના ઉપરી સમક્ષ નેતાજીનો પત્ર રજૂ કરે છે, એ પત્ર પર લશ્કરી સત્તાવાળાઓ મંત્રણા કરે છે અને લશ્કરી સત્તાવાળાઓ જવાબ આપે છે, 'આપણા શહેનશાહના શબ્દને જેટલું માન આપીએ છીએ, તેટલું જ માન નામદાર નેતાજીના શબ્દોને આપવાનું છે, એમના હુકમનો અમલ કરો.'

ને હિંદી ડૉકટરનો તરત જ છુટકારો થાય છે, હિંદીઓની મુસ્કેલીનો હવે અંત આવી ગયો હતો.

રંગુનમાંના હિંદીઓની બેહાલીની કરૂણ કથાઓ રોજ રોજ આઝાદ હિંદની કામચલાઉ સરકાર સમક્ષ આવતી જ ગઇ, એક બાઇએ પોતાની કથની જણાવતાં કહ્યું હતું કે 'જ્યારે જાપાને રંગુન પર પહેલી બોંબવર્ષા કરી ત્યારે એને માટે કોઇ આશ્રય-સ્થાન નહતુ. હજારોના ખર્ચે માત્ર ગવર્નરને સારુ જ એક આશ્રય-સ્થાન ઊભું કરવામાં આવ્યું હતુ, જનતાને તો જાપાનીઓની દયા પર જ છોડી દેવામાં આવી હતી. આશ્રયસ્થાન વિનાની જનતા

પર, અચાનક એક દિવસ આકાશમાંથી અગ્નિ વર્ષો અને સંખ્યાબંધ હિંદીઓની ખુવારી થઈ. સરકારી અંદાજ તો હજારનો છે, પણ દશહજારની ખુવારી થવા પામી હોય, એમ બીજાં સાધનો દ્વારા જણાયું હતું. બોમ્બ પડયા અને રંગુન હચમચી ઊઠયું જાણે ધરતીમાતાએ પડખું ફેરવ્યું હોય, એમ ધરતી પરની ઇમારતો કડડભૂસ થતાં તૂટી પડી હતી. રાજમાર્ગો તૂટી ઇમારતોના કાટમાળથી ઉભરાઇ ગયા હતા, ઝાડો અને તારના થાંભલાઓ જમીનદોસ્ત થઇ ગયા હતા.

રાજમાર્ગો પરનાં એ કારમાં, ભયાનક અને પત્થરહૃદયના માનવીને પણ કમ્પાવી નાંખે એવા દરશો, જગતના ઇતિહાસમાં ક્વચિત્ જ જોવા મળશે માનવસસ્કૃતિનો વિજ્ઞાને કારમો વિનાશ સર્જ્યો હતો. મહામોંઘી માનવ જિંદગાની, વેડફાઈ ગઈ હતી, માનવીના મૃતદેહો રસ્તાઓ પર રખડતા હતા, એની અંતિમ ક્રિયા કરવાની કોઇ સગવડ નહતી. ગીધો અને કાગડાઓ એની ઉજાણી કરવાને કયારેક ઊતરી આવતાં હતાં.

આબાદ અને કિલ્લોલતું રંગુન થોડા કલાકમાં જ વિકરાળ અને વેરાન બની ગયું. પાણીની પાઇપો તૂટી ગઇ હતી, માનવદેહના ઢગલાઓ વચ્ચેથી ટ્રેનો અને અને ટ્રામોને પસાર થવાનું શકય નહતું. પરિણામે વ્યવહાર અટકી પડયો હતો અને હજુય જાપાનનાં વિમાનોનો ભય તો ઝઝૂમતો જ હતો, લોકો દોડાદોડ કરી રહ્યાં હતાં, કારમી કીકીઆરીઓ અને ચીસો ચોમેરથી સંભાળતી હતી, અઠવાડિયાંઓ સુધી રસ્તાઓ પર બદબો ફેલાતી રહી. આખા રંગુનમાં બદબો વ્યાપી ગઇ હતી. મૃતદેહો સબડતા હતા.

ફરીને જાપાની બોંબરોએ, નાતાલની ભેટ તરીકે રંગુનને બોંબપાંની, મોતની ભેટ આપી, પણ એ પહેલાં તેમણે તમામ એશિયાવાસીઓને ચાલ્યા જવાની સૂચના આપતાં હસ્તપત્રો

ફેંકયાં હતાં, રંગુન એક જીવંત નર્કાગાર થઇ પડયું હતું. સરકારી તંત્ર ખોરવાઇ ગયું હતું. લૂંટફારો અને ચોરીઓનો ઉપદ્રવ વધી ગયો હતો, પોલિસ તેને પહોંચી વળવામાં નિષ્ફળ નિવડી હતી.

જ્યારે જાપાનિઝ ફોજોએ રંગુનનાં દ્વાર ઠોકયાં ત્યારે સફાઇ કરનારાઓ મ્યુનિ. બંબાઓ, મ્યુનિ. સર્વિસ સ્ટાફના સભ્યો અદરય થઇ ગયા હતા, રક્ત પીત્તિયા અને ચેપી રોગોની હોસ્પિટલો ઉઘાડી મૂકવામાં આવી હતી. ગુંડાઓ ધોળે દિવસે રંગુનની શેરીઓમાં બેફામપણે લૂંટ ચલાવતા હતા. રંગુન ભડકે બળતુ હતુ પણ એને બુઝવનાર કોઇ નહતું, ગુંડાઓએ પણ કેટલીય ઇમારતોને લૂંટીને સળગાવી મૂકી હતી. કારાવાસમાં પૂરાયેલા શયતાનો મુકત થતાં એ દિવસોમાં રંગુનના બાદશાહ બની ગયા હતા. અંગ્રેજો માત્ર સલામતીથી છટકી ગયા હતા. બીજાઓને માટે પાછળ નર્કાગાર મૂકતા ગયા હતા.

અને આ યાતનાઓ ઓછી હોય તેમ, એક વહેલી પ્રભાતે ભયંકર ધડાકાથી ધરણી ધ્રૂજી ઊઠી, બપોરે પેટ્રોલના મથકોમાં આગ ફાટી નીકળી, રાત્રે રોશની આપતી વિજળી પણ અદરય થઈ ગઈ, માત્ર દૂર દૂર ભડકે બળતી આગનાં અજવાળા રંગુન પર છવાયેલા અંધકારને કયારેક પ્રકાશ આપતા હતાં

બીજે દિવસે જાપાનની ફોજો રંગુનમાં આવી પહોંચી. ધીમે ધીમે વ્યવસ્થા પુન. સ્થાપિત થઇ ગઇ.

રંગુનની અને રંગુનમાં કેવળ જાપાનિઝોની દયા પર છોડી દેવાયેલા હિંદીઓની આ હાલત હતી. શ્રી. બોઝની સરકારને, એની સામે લડવાનુ હતુ. હિંદીઓમા ફરીને વ્યવસ્થા અને વિશ્વાસ સ્થાપિત થતાં હતાં.

નેતાજી શ્રી સુભાષબાબુએ હિંદીઓને આદેશ આપતાં જણાવ્યું 'કે આપણે સંગઠિત હોઇશું તો જાપાનિઝો આપણને

માતૃભૂમિની આઝાદી મેળવશું. એટલે આઝાદ હિંદ ફોજમાં જોડાનાર સૈનિકને કેવી વિટંબણાઓ અને કેવાં સંકટો બરદાસ કરવાનાં છે એનો પ્રથમથી જ પૂરેપૂરો ખ્યાલ આવી જતો હતો. સામાન્ય રીતે જંગમાં જ્યારે ભરતીનું કામ ચાલે છે, ત્યારે એ માટે જબ્બર ભુલાણાંભર્યો ઇંદ્રજાળ પાથરતો પ્રચાર કરવામાં આવે છે. મોટા મોટા પગારના આંકડાઓ જાહેર કરવામાં આવે છે. ભવિષ્ય માટેનાં આકર્ષક વચનો ઉચ્ચારવામાં આવે છે. તેમને કઇ આફત બરદાસ્ત કરવાની છે, તેમને કયા સંજોગોમાં પસાર થવાનું છે, તેમને કેવી મુશ્કેલીઓમાંથી પસાર થવાનું છે એવો કોઇ ખ્યાલ પણ ન આવી જાય એની તકેદારી રાખવામાં આવે છે, ત્યારે નેતાજીએ આઝાદ હિંદ ફોજ માટે ભરતી કરનારાઓને આવી ભ્રમજાળ ઊભી કરવાથી અલગ રહેવાની તાકીદ કરી હતી.

એટલે આઝાદ હિંદ ફોજના અફસરોના પગાર પણ બીજી શાહિવાદી ફોજો–બ્રિટન, અમેરિકા, રશિયા કે જાપાનની ફોજના અફસરો કરતાં ઘણા ઓછા હતા.

શકશે નહિ એવી સ્પષ્ટ ખાત્રી તેમને થઈ ચૂકી હતી, એટલે જાપાનિઝ સત્તાવાળાઓ તરફથી શસ્ત્રો મેળવવામાં નેતાજીને ભારે મુશ્કેલી પડતી હતી. જાપાનિઝો શરૂ શરૂમાં તો નેતાજી, આઝાદ હિંદ સરકાર અને તેમની આઝાદ હિંદ ફોજ પ્રત્યે શંકાશીલ હતા. તેથી તેમને લાંબા સમય સુધી તો શસ્ત્રો મળ્યા નહિ, આઝાદ હિંદ સરકાર સાથેનો જાપાનિઝ અધિકારીઓનો સહકાર પણ ખુલ્લા દિલનો નહતો. એના પરિણામે નેતાજીને વારંવાર અથડામણમાં આવવું પડતું અને જાપાનિઝ પ્રધાનમંડળ સાથે મંત્રણા કરવા માટે વારંવાર ટોકીઓ દોડી જવું પડતું હતું.

માતૃભૂમિની આઝાદી મેળવશું'. એટલે આઝાદ હિંદ ફોજમાં જોડાનાર સનિકને કેવી વિટંબણાઓ અને કેવાં સંકટો બરદાસ કરવાનાં છે એનો પ્રથમથી જ પૂરેપૂરો ખ્યાલ આવી જતો હતો. સામાન્ય રીતે જંગમાં જ્યારે ભરતીનું કામ ચાલે છે, ત્યારે એ માટે જબ્બર લુદ્દાણુંભર્યો ઇંદ્રજાળ પાથરતો પ્રચાર કરવામાં આવે છે. મોટા મોટા પગારના આંકડાઓ જાહેર કરવામાં આવે છે. ભવિષ્ય માટેનાં આકર્ષક વચનો ઉચ્ચારવામાં આવે છે. તેમને કઇ આફત બરદાસ કરવાની છે, તેમને કયા સંજોગોમાં પસાર થવાનું છે, તેમને કેવી મુશ્કેલીઓમાંથી પસાર થવાનું છે એવો કોઇ ખ્યાલ પણ ન આવી જાય એની તકેદારી રાખવામાં આવે છે, ત્યારે નેતાજીએ આઝાદ હિંદ ફોજ માટે ભરતી કરનારાઓને આવી ભ્રમજાળ ઊભી કરવાથી અલગ રહેવાની તાકીદ કરી હતી.

એટલે આઝાદ હિંદ ફોજના અફસરોના પગાર પણ બીજી શાહિવાદી ફોજો–બ્રિટન, અમેરિકા, રશિયા કે જાપાનની ફોજના અફસરો કરતાં ઘણા ઓછા હતા.

શકશે નહિ એવી સ્પષ્ટ ખાત્રી તેમને થઈ ચૂકી હતી, એટલે જાપાનિઝ સત્તાવાળાઓ તરફથી શસ્ત્રો મેળવવામા નેતાજીને ભારે મુશ્કેલી પડતી હતી. જાપાનિઝો શરૂ શરૂમાં તો નેતાજી, આઝાદ હિંદ સરકાર અને તેમની આઝાદ હિંદ ફોજ પ્રત્યે શંકાશીલ હતા. તેથી તેમને લાંબા સમય સુધી તો શસ્ત્રો મળ્યાં નહિ, આઝાદ હિંદ સરકાર સાથેનો જાપાનિઝ અધિકારીઓનો સહકાર પણ ખુલ્લા દિલનો નહતો. એના પરિણામે નેતાજીને વારંવાર અથડામણમાં આવવુ પડતુ અને જાપાનિઝ પ્રધાનમંડળ સાથે મંત્રણા કરવા માટે વારંવાર ટોકીઓ દોડી જવુ પડતુ હતુ.

નેતાજીએ જીવનમા વિશ્રામને સ્થાન આપ્યું નથી, સતત પરિશ્રમ ઉઠાવીને, જે ધ્યેયની પ્રાપ્તિ માટે તેઓ ઝૂઝતા હતા એની સિદ્ધિ અર્થે જીવન ખર્ચી નાખતા હતા. તેઓ સોળ સોળ કલાક સુધી સતત કાર્યરત રહેતા. તેઓ રંગુનમાં માત્ર દશ જ દિવસ રોકાતા અને બાકીના દિવસોમાં પૂર્વ એશિયામાં જ્યા જ્યાં હિંદીઓ વસવાટ કરતા હતા, તેવા દેશોમાં ઘૂમી વળતા, હિંદીઓની મુશ્કેલીઓ સમજતા અને તરત જ તે મુશ્કેલીઓ દૂર કરવાના પ્રયત્નો કરતા. નેતાજી પોતાના ખાનગી વિમાનમાં પ્રવાસ કરતા હતા એટલું જ નહિ, પણ પોતાના પ્રવાસની કાયનેય, જાપાનને પણ જાણ કરતા નહિ.

એક વખત એક હિંદીનું મકાન, બોમ્બમારાનો ભોગ બન્યું, એનો સર્વ નાશ થઇ ગયો. એની માલમિલ્કત તારાજ થઇ ગઇ. એને ઉપર આભ નીચે ધરતી હતાં. નેતાજી તરત જ ત્યાં જઈ પહોચ્યા એને તમામ સગવડ આપી: એના દુ:ખનો અંત આવ્યો.

આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપના પછી બર્મામાં હિંદીઓના વર્ષોના વસવાટ છતાં પણ, બર્માના પતન પછી

હિંદીઓ વિરુદ્ધનાં જે રમખાણો થતાં રહ્યાં હતાં. હિંદીઓની માલ મિલ્કતોની જે લૂંટ ચાલતી હતી અને હિંદીઓનાં જે ખૂન થઇ રહ્યાં હતાં. એ બધું અટકી ગયું. હિંદીઓ ભયમુક્ત થયા એટલું જ નહિ પણ હિંદીઓ અને બર્મિઝો વચ્ચેના બગડેલા સંબંધો પુનઃ સુધરવા લાગ્યા. જ્યારે જ્યારે કાંઈ અથડામણની ઘડી ઊભી થાય ત્યારે ત્યારે નેતાજી તરત જ તેનો ઉકેલ લાવી દેતા, પરિણામે બર્મિઝોના દિલમાં નેતાજી પ્રત્યે અદ્દ્ભૂત ભકિતભાવ પેદા થયો હતો. તેઓ નેતાજીને સંપૂર્ણ માન આપતા હતા એટલું જ નહિ પણ પોતાના જ દેશના કોઇ મહાન નેતાને જેટલું માન આપે એટલું જ માન આપતા.

હિંદીઓનાં દીલ જીતી લેનાર આઝાદ હિંદ સરકારને હિંદીઓ પણ એટલા જ વફાદાર હતા. નેતાજીએ એક પ્રસંગે કહ્યું હતું કે 'જ્યાંસુધી આપણી માતૃભૂમિ આઝાદ નથી અને પરદેશી હકુમતની ધૂંસરીમાંથી મૂકત નથી થઈ, ત્યાં સુધી આપણો જંગ ચાલી રહ્યો છે ત્યારે હિંદની આઝાદી માટે લડનારાઓને, સામાજિક મોજશોખ કે કૌટુંબિક ઉપાધિઓ વચ્ચે ગુંગળાઇ રહેવું પરવડે નહિ, કૌટુંબિક સુખશાન્તિ પ્રાપ્ત કરતાં પહેલાં આપણે આઝાદી હાંસલ કરવા તરફ ધ્યાન આપવાની જરૂર છે.' નેતાજીની આ સલાહ પછી રંગુનમાં હિંદીઓએ લગ્નોનો સર્વથા બહિષ્કાર પોકાર્યો હતો. આમ છતાં થોડાંક હિંદીઓનાં લગ્નો થયાં હતાં, પણ એ તો અપવાદરૂપ ગણાવાં જોઇએ.

નેતાજીએ એક વખત આઝાદ હિંદ સરકારની નાણાંકિય પરિસ્થિતિ હિંદીઓને સમજાવીને જણાવ્યું હતું કે હિંદીઓએ વધુમાં વધુ રકમ આપવી જોઇએ અને તેના પ્રત્યુત્તરમાં જ, હિંદીઓ પોતાની આવકનો ૫૦ ટકા જેટલો હિસ્સો, નેતાજીને અર્પણ કરતા હતા.

ધનિકોને, નેતાજીએ એક વખત અપીલ કરતાં જણાવ્યું હતું કે 'આઝાદ હિંદ ફોજમાં સ્વેચ્છાથી જોડાનારા અને તાલીમ લઈ રહેલા આ સ્વયંસેવકો તરફ નજર કરો. હિંદને આઝાદ જોવાને તેઓમાંના કેટલા જીવતા રહેશે, તેની તેઓને પણ ખબર નથી. એક જ વિચારથી, લોહીનું છેલ્લામાં છેલ્લું બુંદ વહાવી દેવાના એક જ આશયથી તેઓ તૈયાર થઈ રહ્યા છે. આઝાદ હિંદમાં પગ મૂકવાને અથવા તો માર્ગમાં જ ખપી જવાને તેઓ તૈયાર થઈ રહ્યા છે. પીછેહઠનો કોઈ કાર્યક્રમ તેમને માટે મંજૂર નથી.

'વિજયને પ્રાપ્ત કરવા અથવા તો લોહીનું છેલ્લું બુંદ ખપાવી દેવા માટે આઝાદ હિંદ ફોજ જ્યારે તાલીમ લઈ રહી છે, ત્યારે ધનિક લોકો તો મને, તેઓ તેમની સંપત્તિના પાંચ ટકા કે દશ ટકા જોઈએ છે તેવો પ્રશ્ન કરી રહ્યા છે. હું તેમને સામો પ્રશ્ન કરું છું કે આ સૈનિકોને આપણે લડતાં લડતાં તેઓના લોહીના દશ ટકા જ ખર્ચવાનું અને બાકીનું લોહી બચાવી લેવાનું આપણે કહીશું ખરા કે?'

'ગરીબ વર્ગના લોકો સ્વેચ્છાથી આગળ આવીને પોતાનું સર્વસ્વ કુરબાન કરવાનો ઉત્સાહ બતાવે છે, રખેવાળો, ધોબીઓ, હજામો, નાના નાના દુકાનદારો, ગવલીઓ વગેરે તેઓનું સર્વસ્વ આઝાદ હિંદ સેનાને ચરણે ધરી રહ્યા છે અને કેટલાક તો ધનસમર્પણ કર્યાં પછી સૈનિકો તરીકે સેવા આપવાને જોડાયા છે, ત્યારે ધનિકો શું કરશે?'

—ને, નેતાજીનાં આ પ્રવચનનો, હિંદી વેપારીઓ અને ધનિકોએ ઉત્સાહભર્યો જવાબ આપ્યો હતો અને નેતાજીને ક્યારેય નાણાંની મુશ્કેલી ઊભી થવા દીધી નથી.

નેતાજીને મળતી ભેટોની હરરાજીઓ અને મરજિયાત ફાળા ઉપરાંત હિંદીઓ પાસે જે માલમિલ્કત હોય-તેના પર અમુક

રકા કર લેવાનું આઝાદ હિંદ સરકારે નક્કી કર્યું, દરેક પાસે કેટલી મિલ્કત છે એ નક્કી શી રીતે થઈ શકે ? પણ એનો ઉકેલ નેતાજીને મળી ગયો. આગેવાન વેપારીઓની કમિટી એ માટે નીમાઇ. આ કમિટી દરેક હિંદીની મિલ્કતનો અંદાજ અને તેને આપવાની રકમ નક્કી કરતી. આ રકમ પણ તેણે કેટલા હપ્તાથી આપવી તેનો નિર્ણય પણ કમિટી જ કરતી. આ પ્રમાણે રકમ નક્કી થયા પછી તે નાણાં આઝાદ હિંદ બેંકમાં ભરી દેવામાં આવતાં.

નેતાજીની સ્પષ્ટ આજ્ઞા હતી કે બીનહિંદી પાસેથી કોઈ પણ રીતે કાંઇ જ લેવાનું નથી. કેટલાક હિંદીઓ પોતે બર્મન છે એમ પૂરવાર કરતાં–પૂરાવા રજૂ કરતાં–તેમને પણ કરમાંથી મુક્ત કરવામાં આવતા, કેટલાક હિંદીઓ આ જાતનો કર આપવાનો ઇન્કાર કરતાં તેમને સમજાવવાના પ્રયાસો પણ થતા અને છેવટે ફરજિયાત કર વસૂલ થતો હતો.

આમ મેળવેલાં નાણાંનો મોટો ભાગ તો આઝાદ હિંદ ફોજ પાછળ જ ખર્ચાઈ જતાં, આઝાદ હિંદ ફોજને દારૂગોળો અને હથિયારો તો, સિંગાપુર, મલાયા, હોંગકોંગ અને રંગુનમાંથી નાસી છૂટેલી મિત્રફોજો મૂકતી ગયેલ તેમાંથી જ મળ્યે રહ્યો હતો, પણ પગાર, ખાદ્ય ખોરાકી, હોસ્પિટલો, શાળાઓ અને બીજા ખર્ચા પાછળ આ રકમ ખર્ચાતી હતી.

એક વખત નેતાજી પોતાના થોડાક સાથીઓ સાથે, રંગુનમાં આઝાદ હિંદના છેલ્લા બાદશાહ બહાદૂરશાહના કબ્રસ્તાનની મુલાકાતે ગયા હતા. કબ્રસ્તાન જીર્ણ બની ગયું હતું. નેતાજીને એ જીર્ણ કબ્રસ્તાને હિંદની આઝાદીની ભવ્યતાનો ખ્યાલ આપ્યો. તેમણે એ કબ્રસ્તાનની મરામત કરાવવાનો નિર્ણય કર્યો હતો. યોગ્ય સમયે એ કાર્ય હાથ ધરવાનું હતું. નેતાજીની ઇચ્છા હતી

કે જ્યારે હિંદ આઝાદ થશે ત્યારે બહાદૂરશાહનાં અવશેષોને દિલ્હીના લાલ કિલામા લઇ જવા.

બહાદૂરશાહની કબર આગળ ઊભા રહેતા નેતાજીની આંખો-માંથી ચોધાર આંસુ સરી પડયા હિંદની આઝાદીના છેલ્લા સ્મરણ ચિહ્નને તેમણે આંસુભરી અંજલી આપી. પોતાના સાથીઓને નેતાજીએ જણાવ્યુ કે·

"ઇતિહાસમાં ભાગ્યે જ સાંપડે એવો એક સુમેળ અહીં પડયો છે બહાદૂરશાહના અવશેષો જ્યારે બર્માની ભૂમિ પર પડયા છે ત્યારે આઝાદ બર્માના છેલ્લા રાજાના અવશેષો હિંદમાં સચવાય છે બહાદૂરશાહ પ્રજાનો માનીતો અને રાજાઓનો પણ રાજા-બાદશાહ હતો. હિંદની સ્વાધીનતા પુનઃ પ્રાપ્ત કરવા માટે, જીવનના અંત સુધી ઝઝૂમનાર એ મહાપુરુષની કબર પાસે આપણે મક્કમ નિર્ધાર કરીએ કે જ્યારે હિંદની આઝાદી માટેનો આખરી સંગ્રામ આપણે લડી રહ્યા છીએ, ત્યારે ગમે તેટલાં કષ્ટો આવી પડે, ગમે તેવો આત્મભોગ આપવો પડે, આપણા માર્ગમાં પારાવાર અંતરાયો આવી પડે, છતાં પણ, આઝાદીનું આપણું આ આખરી યુદ્ધ, વર્ષો સુધી ચાલે તો પણ, હિંદ અને બર્માના સમાન શત્રુને દૂર કર્યા વિના આપણે શાંતિનો શ્વાસ ખેંચીશુ નહિ અને બહાદૂરશાહની પંક્તિઓ, નેતાજીએ ગર્વભેર ઉચ્ચારી·

૧૯૪૨ માં હિંદમા જાગેલી લોકક્રાન્તિના પડઘા આ પ્રદેશમા પણ પડયા હતા. હિંદીઓ, પોતાના વતનમાં થઇ રહેલી આઝાદીની લડતના સમાચારો મેળવવાને ઉત્સુક રહેતા, હિંદમાં કોઇક સ્થળેથી પોલિસની તકેદારી વચ્ચેથી પણ આઝાદ હિંદ રેડિયો પરથી લોકક્રાન્તિની લડતનાં બ્યાન જગતની પ્રજાને આપવામાં આવતાં હતાં. એશિયામાં હિંદીઓ રેડિયો પરથી હેવાલ મેળવતા. હિંદમાં ગીરફતાર થયેલા હિંદી નેતાઓ, મહાત્માજી અને બીજાઓનો અજ્ઞાતવાસ, લાઠીમાર, ગોળીબાર અને આકરા દમન વચ્ચે બહાદૂરીપૂર્વક સામનો કરી રહેલી હિંદી પ્રજા પ્રત્યે, હિંદ બહાર આઝાદીની લડત લડવાને તૈયાર થઇ રહેલા હિંદીઓ સહાનુભૂતિ દાખવી રહ્યા હતા.

અને બાંગકોકની ચળવળ, આકરા દમન છતાં પણ ચાલી રહી છે. પણ આપણે હજી આપણી આઝાદી હાંસલ કરી નથી, જ્યાં સુધી હિંદ બર્મા સરહદ પર આપણે બીજો મોરચો ઉઘાડીશું નહિ અને હિંદી પ્રજાને, હિંદી સૈન્યને, બ્રિટિશરો સામે હથિયાર ઉપાડવાનો આદેશ આપીશું નહિ, ત્યાં સુધી આઝાદી હાંસલ થઈ શકશે નહિ. આજની સભામાં સંખ્યાબંધ મુસ્લિમ બિરાદરોની હાજરી જોઈને મને આનંદ થાય છે. તેમણે મને જે આપ્યું છે, તે માટે અને હિંદની આઝાદીની લડત માટે તેમણે જે સુંદર ફાળો આપ્યો છે તે માટે હું તેમનો આભારી છું. આખા જગતને જાણવા દો, આપણા દુશ્મનોને પણ જાણવા દો કે પૂર્વ એશિયામાંના તમામ હિંદીઓ, કોઈપણ જાતના ધર્મ કે જાતિભેદ વિના સંગઠિત થયેલા છે અને તેમની માતૃભૂમિની આઝાદી માટે લડી લેવાનો તેમનો નિશ્ચય છે.'

હિંદમાં આગાખાન મહેલમાં મહાત્માજીને બે પ્રિય સાથીઓના અવસાનના કારમા ઘા સહન કરવા પડયા હતા. આ સમાચારોએ એશિયાવાસી હિંદીઓને ભારે આઘાત લાગ્યો હતો. નેતાજીએ એક વાયુપ્રવચન કરતાં મહાત્માજીએ જણાવ્યું હતું કે

બ્રિટિશ સરકાર અને બ્રિટિશ પ્રજા વચ્ચે કોઇ વફાવત નથી. અમેરિકાની માફક બ્રિટનમા પણ, થોડાક આદર્શવાદીઓ છે, તેઓ હિંદને આઝાદ જોવાને આતુર છે, પણ હિંદને માટે તો બ્રિટિશ સરકાર અને બ્રિટિશ પ્રજા એક જ છે અમેરિકાની યુદ્ધનેમો વિષે હુ એમ કહી શકું કે વોશિંગ્ટનના રાજશૂત્રો જેમનાં હાથમા છે તેઓ વિશ્વ પર હકુમત સ્થાપવા માગે છે

મહાત્માજી આપને હુ ખાત્રી આપું છું કે મે જ્યારે આ માર્ગ અખત્યાર કરવાનો નિર્ણય કર્યો તે પહેલા તે વિષે મેં દિવસો, અઠવાડિયા અને મહિનાઓ સુધી વિચાર કર્યો હતો. મારા દેશબાધવોની આટલા વર્ષો સુધી સેવા કર્યા પછી, મારા દેશ અને દેશબાંધવોનો દ્રોહ કરવાનો વિચાર મારા દિલમા ઉદ્ભવી શકે જ નહિ હુ દગાખોર બની બની શકું નહિ, મારા દેશબાધવોએ મને જે માન આપ્યું છે તે માટે હું તેમનો આભાર માનું છું હિંદમા જાહેર કાર્યકર જે સર્વોચ્ચ માન મેળવી શકે છે એવુ સર્વોચ્ચ માન મને મળ્યુ છે મારામા વિશ્વાસ ધરાવે તેવા ચૂનંદા અને વફાદાર કાર્યકરોનો એક પક્ષ પણ હુ સ્થાપી શક્યો છુ. પરદેશમા જવાથી મારી જિંદગાની અને મારી ખ્યાતિ કારકિર્દિને જ મે હોડમા મૂકી છે એટલુ જ નહિ. પણ તેથી ય અધિક મારા પક્ષના ભાવિને મે હોડમા મૂક્યુ છે, જો મને એવી જરાપણુ આશા હોત કે પરદેશમાથી મદદ લીધા વિના આઝાદી હાસલ થઇ શકશે, તો આ કટોકટીની પળે હુ હિંદ કદિ પણ છોડ નહિ જો મને એવી પણ શ્રદ્ધા હોત કે આપણા જીવનકાળ દરમિયાન બીજી કોઈ પણ આવી સોનેરીતક આઝાદી હાસલ કરવા માટે પ્રાપ્ત થવાની છે, તો મને શંકા છે કે હું હિંદમાથી વિદાય લેત કે કેમ?

સપડાય તેમ નથી. એ બ્રિટિશ મુત્સદ્દીઓ મને પોતાની જાળમાં સપડાવવામાં અથવા તો ખરીદી લેવામાં નિષ્ફળ નિવડયા, તો બીજો કોઇ મુત્સદ્દી મને ખરીદી શકે તેમ નથી. જે બ્રિટિશ સરકારે મને કારાવાસમાં લાંબા સમય સુધી પૂર્યો, મારી સામે કેસો કર્યાં, મને શારીરિક ઇજા કરી, તે બ્રિટિશ સરકાર મારા નૈતિક બળને તોડી શકી નથી. તો બીજી સત્તાઓનું શુ ગજું ? મારા દેશની પ્રતિષ્ઠા અને તેના સ્વમાનને જરાપણ ડાઘ પડે તેવું કાંઈપણ મેં કર્યું નથી.

એક વખત જાપાન આપણા દુશ્મનનું મિત્ર હતું, જ્યાં સુધી જાપાન અને બ્રિટન વચ્ચે મૈત્રી હતી, ત્યાં સુધી હું જાપાન આવ્યો નહતો. બે દેશો વચ્ચે જ્યાં સુધી સામાન્ય રાજનૈતિક સંબંધો હતા, ત્યાં સુધી હું જાપાન આવ્યો નહતો, પણ જ્યારે મને લાગ્યું કે જાપાને તેના ઈતિહાસમાં યાદગાર એવું પગલું ભર્યું છે-બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધ પોકારવાનું-ત્યારે જ મેં સ્વેચ્છાથી જાપાન આવવાનો નિર્ણય કર્યો. આપને યાદ હશે કે ૧૯૩૮માં, મહાસભાના પ્રમુખ તરીકે ચુંગકીંગ ખાતે તબીબી મીશન મોકલનાર હું હતો.

મહાત્માજી ! બીજા કરતાં આપ સારી રીતે જાણો છો કે, માત્ર વચનોમાં હિંદીઓને કેટલો અવિશ્વાસ છે, જો જાપાને જાહેર કરેલી પોતાની નીતિ એ માત્ર વચન જ હોત, તો મારા પર હદિ પણ તેની અસર થાત નહિ.

અમે, અહીં જે કામચલાઉ સરકારની સ્થાપના કરી છે તે વિષે હું આપને કાંઈ કહેવા માગું છું. આ કામચલાઉ સરકારનું ધ્યેય બ્રિટિશ ધૂંસરીમાંથી હિંદને મુક્ત કરવાનું છે. એ માટે શસ્ત્રોનો જંગ ખેલવાનું છે. એકવાર આપણા દુશ્મનને હિંદમાંથી હાંકી કાઢયા પછી-હિંદમાં સુલેહ શાંતિ સ્થાપ્યા પછી-કામચલાઉ સરકારનું કાર્ય પૂરું થશે.

અમારી આમોમની મુક્તિ માટેના અમારા પુરુષાર્થનું, અમારી યાતનાઓનું, અમારાં બલિદાનોનું અમે માત્ર એક જ

ઇનામ યાચીએ છીએ: હિંદની આઝાદી. અમારા ઘણાંમાંથી એવા છે કે એકવાર હિંદ આઝાદ થયા પછી રાજદ્વારી ક્ષેત્રમાંથી નિવૃત્તિ લેવા ચાહે છે.

જો ભારતમાં વતનમાંના મારા દેશબાંધવો, પોતાના જ પુરુષાર્થથી પોતાના વતનની આઝાદી હાંસલ કરી શકે અથવા તો બ્રિટિશ સરકાર, આપના 'હિંદ છોડો'ના ઠરાવનો અમલ કરવાને તૈયાર થાય તો અમને પારાવાર આનંદ થશે, પણ અમે એવા અનુમાન પર આવ્યા છીએ કે બેમાંથી કાંઈપણ થઈ શકે તેમ નથી અને તેથી સશસ્ત્ર જંગ એ અનિવાર્ય છે.

હિંદની આઝાદીનો જંગ શરૂ થયો છે, આઝાદ હિંદ ફોજના સૈનિકો, હિંદની ધરતી પર બહાદુરીથી લડી રહ્યા છે અને પારાવાર મુશ્કેલીઓ અને અંતરાયો છતા ધીમા પણ મક્કમપણે તેઓ આગળ વધી રહ્યા છે. જ્યાં સુધી છેલ્લામાં છેલ્લા અંગ્રેજને હિંદ બહાર ભગાવી દેવામાં નહિ આવે અને જ્યાં સુધી આપણો ત્રિરંગી ઝંડો ન્યુ દિલ્હીમાંના વાઈસરૉયના નિવાસસ્થાન પર લહેરાતો ન થાય ત્યાં સુધી અમારો જંગ ચાલુ રહેશે.

રાષ્ટ્રપિતા ! હિંદની મુક્તિ માટેના આ પવિત્ર જંગ પર, આપના આશિર્વાદ અને શુભેચ્છાઓ ઊતરી રહો, એટલું જ અમે માગીએ છીએ.'

આઝાદ હિંદની કામચલાઉ સરકાર, હિંદી રાષ્ટ્રના સપુતો જેઓ માભોમની આઝાદીને કાજે, હસતાં હસતાં મૃત્યુને ભેટયા, તેમને પણ યાદ કરતી હતી અને આઝાદ હિંદફોજ, પ્રેરણા મળે, ઉત્સાહ મળે અને તેમની બલિદાન ધારા સતત વહેતી જ રહે એ માટે તેમના સ્મરણદિન પણ ઉજવવાની ગોઠવણ કરતી. આવા સમારંભો હમેશાં રંગુનના જ્યુબિલી હોલમાં જ થતા.

તિલકજયંતી ગાંધીજયંતીની ઉજવણીની સાથે જ, હિંદના કારાવાસમાં શાહીવાદ સામે ઉપવાસ કરીને કારાવાસમાં જ પોતાના પ્રાણ દેનાર શહિદ જતીનદાસને પણ ભવ્ય અંજલી આપવામાં

આવી હતી, આખો હોલ ચિકાર ભરાઇ ગયો હતો. વક્તાઓ, ભગતસિંગ, રાજગુરુ અને સુખદેવની યાદ આપતા હતા અને અવાજનો "ઇન્કીલાબ ઝીન્દાબાદ"ના ગગનભેદી પોકારોથી તેને વધાવી લેતા હતા એ સભામા ગદ્‌ગદ કંઠે નેતાજીએ ભાષણ આપતાં જણાવ્યું હતું કે:—

'આપણી માભોમ આઝાદ થવા તલસી રહી છે, આઝાદી વિના હવે એ જીવી શકે તેમ નથી, પણ આઝાદી તો સર્વોચ્ચ બલિદાન માગે છે. આઝાદી માગે છે તમારાં સર્વોત્તમ બલિદાનો તમારી સંપત્તિ, તમારી પ્યારામાં પ્યારી ચીજનું બલિદાન, ભૂતકાળની માફક તમારે તમારા સુખવૈભવનો, તમારા આનંદનો, તમારી મિલ્કતનો, ભોગ આપવો જોઇએ તમે તમારા સંતાનને, જંગના સૈનિકો તરીકે રણના મોરચા પર મોકલ્યા છે, પણ આઝાદીની દેવી હજી રીઝી નથી, તેને રીઝવવાનો માર્ગ હું તમને બતાવીશ. આજે તે ફોજ માટે લડવૈયા સૈનિકો જ એકલા માગતી નથી, એ બળવાખોરો–સ્ત્રી બળવાખોર–પુરુષ બળવાખોર જેઓ આત્મ-સમર્પણ દળમાં જોડાવાને તૈયાર હોય, જેમને મૃત્યુથી મહોબ્બત હોય, જે દુશ્મનને પોતાના ઉષ્ણ રક્તમાં સ્નાન કરાવી શકે તે માગે છેઃ

તુમ હમકો ખૂન દો<br>મૈં તુમકો આઝાદી દૂંગા

આઝાદી માગે છે મને તમારું ખૂન આપો, હું તમને આઝાદી આપીશ.

—ને નેતાજીની વાણીએ એવી જબ્બર અસર ઉપજાવી કે હોલના ખૂણે ખૂણેથી અવાજ ઊઠયો, 'અમે અમારાં ખૂન આપવા તૈયાર છીએ. અત્યારે જ, આ ઘડીએ અમારાં ખૂન લ્યો.'

નેતાજીએ જવાબમાં કહ્યું, 'જરા ધીરા પડો! શાંતિથી મને સાંભળો. આવેશમાં આવીને તમે આપો છો એ મને ન ખપે.

મારે બળવાખોર જુવાનો જોઇએ છે. જે આગળ આવીને આઝાદીની દેવીને રીઝવવા માટેના આ પ્રતિજ્ઞાપત્ર પર આત્મસમર્પણ દળના ફોર્મ પર સહી કરે.

'અમે સહી કરવા તૈયાર છીએ.' આખો હોલ ગાજી ઊઠયો.

'પણ મૃત્યુપત્ર પર તમે સામાન્ય સહીથી તમારા હસ્તાક્ષર નહિ મૂકી શકો, તમારે તમારા પોતાના રક્તથી હસ્તાક્ષરો કરવા પડશે, જેની હિંમત હોય તે આગળ આવે. હું આપણી માતૃભૂમિની આઝાદી માટે તમારા રક્તથી લખાયેલા હસ્તાક્ષરોનો સાક્ષી છું.'

અને મંચ પર જુવાનોનો ધસારો થયો. કોઇએ છૂરીથી, તો કોઇએ કટારથી, તો કોઇએ ખંજરથી પોતાના હસ્તને ચીરીને એમાંથી વહી જતા ઉષ્ણ ખૂનમાં કલમ બોળીને, મૃત્યુ હુકડીના ખત પર પોતાના હસ્તાક્ષરો મૂકયા.

## [૯] 'ઝાંસીની રાણી' રેજીમેન્ટ

'નેતાજી, આપની આઝાદીની લડતમાં સ્ત્રીઓ કઇ રીતે પોતાના ફાળો આપી શકે?'

'સ્ત્રીઓએ પુરુષોના જેટલો જ ફાળો આપવાનો છે. આ જંગમાં હું સ્ત્રીઓને રણમોરચા પર મોકલવા માગું છું.' નેતાજીએ જવાબ આપ્યો.

હિંદમાં ગાંધીયુગના પ્રારંભકાળથી, ઘરની ચાર દિવાલોમાં પૂરાઇ રહેલી સ્ત્રીને વિશાળ ક્ષેત્ર પર મૂકવામાં આવી છે. એને માટે ખાસ કામગીરીઓ સુપ્રત થઇ છે, એનામાં નવા પ્રાણ અને વીર શક્તિઓનો સંચાર થયો છે, ત્યારથી હિંદની નારીશક્તિએ, હિંદની આઝાદી માટેના પ્રત્યેક જંગમાં પોતાનો હિસ્સો આપ્યો છે. આ હિસ્સો હરકોઇ દેશને માટે ઉદાહરણ સમાન બની રહે તેવો છે. ભીષણ યાતનાઓ હસતાં હસતાં બરદાશ્ત કરવાની અને જરૂર પડયે, ગમે તેવાં બલિદાનો આપવાની શકિતનો પરચો, હિંદી સ્ત્રીશક્તિએ પૂરો પાડયો છે. એટલે નેતાજીએ જ્યારથી આઝાદ હિંદ ફોજની રચના કરી, ત્યારથી જ સ્ત્રીઓને પણ યોગ્ય કામ આપવાની વિચારણા કરી રહ્યા હતા એમણે એ અંગે સ્ત્રીઓને લશ્કરી તાલીમ આપવાની યોજના વિચારી હતી.

પણ જ્યાંસુધી આઝાદ હિંદ ફોજની રચનાનું કાર્ય સંપૂર્ણ-પૂર્ણ ન બને ત્યાંસુધી તેમણે એ દિશામાં કાંઇ કરવાનુ મુનાસીબ

ચાયું ન હતું, હવે એ સ્થિતિ આવી ગઈ હતી. આઝાદ હિંદ ફોજમાં માત્ર સૈનિકો જ નહિ પણ સામાન્ય પ્રજાજનોની પણ ભરતી થઇ ગઇ હતી, એમને તાલીમ આપવા માટેની છાવણીઓ વ્યવસ્થિત થઇ ગઈ હતી.

૨૨મી ઓક્ટોબર ૧૯૪૩ની એ પ્રભાત હતી. નેતાજીએ સ્ત્રીઓ માટેની પહેલી તાલીમછાવણી ખુલ્લી મૂકવા માટે એ દિવસ પસંદ કર્યો હતો. એ દિવસ હિંદની આઝાદી માટે લડતાં લડતાં રણશૈય્યામાં પોઢી જનાર ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનો જન્મદિન હતો.

આખું મેદાન વીરાંગનાઓથી ઉભરાતું હતું, માત્ર ગૃહ–વ્યવસ્થામાં જ જીવન પૂરું કરનારી નારીના હાથમાં આજે બંદૂકો હતી, નારી મટીને એ શક્તિ બની હતી. સૈનિકનો ગણવેશ પહેર્યો હતો, નેતાજીને સલામી આપવા માટે, એ વ્યવસ્થિત ગોઠવાઇ ગઇ હતી.

નેતાજીએ, આ સ્ત્રીઓની રેજીમેન્ટને 'ઝાંસીની રાણી' રેજીમેન્ટ નામ આપ્યું હતુ અને સદ્ભાગ્યે ઝાંસીની રાણી લક્ષ્મીની જેમ, નેતાજીની આ 'ઝાંસીની રાણી' રેજીમેન્ટના કમાન તરીકે ડૉ. લક્ષ્મી સ્વામીનાથનની પસંદગી કરવામાં આવી હતી.

પ્રભાતનાં કુમળાં કિરણો હજી ફૂટતાં હતાં, મધ્યમાં ત્રિરંગી ઝંડો ગૌરવથી ફરકી રહ્યો હતો. દિવસભરના પરિશ્રમ પછી તાલીમછાવણીની વ્યવસ્થા સંપૂર્ણ થઇ હતી. હવે એની ઉદ્ઘાટન-ક્રિયાનો સમય થવા આવ્યો છે.

બરાબર પાંચના ટકોરા થયા અને નેતાજીએ કેપ્ટન લક્ષ્મી સાથે દેખાવ દીધો. તાલીમછાવણીમાં જોડાયેલી બહેનોએ પોતાના પ્યારા નેતાજીને સલામી આપી.

નેતાજીએ હિંદમાં સેવિકાઓની સલામીઓ તો કેટલીય લીધી હતી. એ સેવિકાઓની સલામી અને આજની સેવિકાઓની

સલામીમા ફેર હતો હિંદમા જે સેવિકાઓ સલામી આપતી હતી, તેઓ કેસરીઆ સાડીમા સજ્જ થયેલી હતી જ્યારે અહી સલામી આપનાર સેવિકાઓ ન હતી, સૈનિકો હતી, વીરાંગનાઓ હતી. તેમણે મરદના–લશ્કરી–ગણવેશ પરિધાન કર્યો હતો એમના શીર પર અદાપૂર્વક ગોઠવાયેલી ટોપીની બહાર, તેમનો કેશકલાપ ડોકિયા કરી રહ્યો હતો તેમના હાથમા બદૂકો હતી સામાન્ય રીતે એમનો કેશકલાપ જે ચાડી ના ખાય, તો તેમને 'કોમળાગી' કોઈ કહી શકે નહિ નેતાજીના આગમને રાષ્ટ્રગીત ગવાયું. એ રાષ્ટ્રગીત આપણા રાષ્ટ્રકવિ ડૉ ટાગોરના 'જન ગણ મન અધિનાયક 'મા થોડાક સમયોચિત પરિવર્તન સાથે, રાષ્ટ્રગીત તરીકે આઝાદ હિંદ સરકારે સ્વીકાર્યુ હતું

શુભ સુખચેનકી વર્ષા વરસે
ભારત ભાગ્ય હૈ જાગા
પંજાબ સિંધ ગુજરાત મરાઠા
દ્રાવીડ ઉત્કલ બંગા
ચંચલ સાગર, વિંધ હિમાલા
નિલા જમના ગંગા
તેરે નિત ગુન ગાવે
તુજસે જીવન પાવે
સબ તનમેં આશા
સુરજ બનકર જગ પર ચમકે ભારત નામ સુભાગા
જય હે, જય હે, જય હે,
જય હે, જય હે, જય હે,
સબકે દીલમેં પ્રીત બસે તેરી મીઠી બાની
હર સુબેકે રહેનેવાલે, હર મઝહબ કે પ્રાની

સબ ભેદ ઓર ફરક મીટાકે
સબ ગોદમેં તેરી આકે
ગૂંથે પ્રે મ કી મા લા
સુરજ બનકર જગ પર ચમકે ભારત નામ સુભાગા
જય હે, જય હે, જય હે,
જય હે, જય હે, જય હે,
શુભ સવેરે પંખપંખેરૂ તેરે હી ગુન ગાવે
વાસ ભરી ભરપૂર હવાએ જીવનમેં રૂટલે
સબ મિલકર હિંદ પૂકારે
જય આઝાદ હિંદ કે નારે
પી યા રા દે શ હ મા રા
સુરજ બન કર જગ પર ચમકે ભારત નામ સુભાગા
જય હે, જય હે, જય હે,
જય હે, જય હે, જય હે,
ભારત નામ સુભાગા.

નેતાજીએ સલામી લીધી અને રાષ્ટ્રધ્વજને ફરકતો કર્યો. કર્નલ લક્ષ્મીએ નેતાજીને આવકાર આપ્યો અને છાવણીનું ઉદ્‌ઘાટન કરવા વિનંતી કરી અને હાથમાં બંદૂકધારી આ હિંદી નારીઓ, જાણે આરસના પત્થરમાં કોરી કાઢેલી કોઇ પ્રતિમાઓ હોય એમ સ્થિર અને સ્તબ્ધ બની ગઈ. જાણે નિર્જીવ માનવો ઊભાં હતાં.

નેતાજીએ, આ પ્રસંગને પોતાના જીવનનો ધન્ય દિવસ માન્યો હતો. તેમણે ભાષણ આપતાં જણાવ્યું હતું કેઃ—

'ઝાંસીની રાણી રેજીમેન્ટની તાલીમ છાવણીનું ઉદ્‌ઘાટન એ એક અગત્યનું અને અર્થસૂચક પગલું છે, પૂર્વ એશિયામાંની આપણી પ્રવૃત્તિમાંની પ્રગતિનું આ એક સીમાસૂચક પગલું છે. આ કાર્યની અગત્ય તમે સમજો. તમે એટલું ચોક્કસ માનજો

કે આપણી પ્રવૃત્તિ માત્ર રાજકિય આઝાદીના જંગની સાથે સાથે જ આપણે આપણી પ્રજાના ઘડતર તરફ પણ ધ્યાન આપવાની જરૂર છે આપણે હિંદના રાષ્ટ્રીય જીવનમાં નવો પ્રાણ પૂરવા માગીએ છીએ. આપણા નવજીવનનો પાયો અત્યારથી આપણે નાખીએ એ જરૂરી છે. યાદ રાખજો કે આપણે પ્રચાર માટેનો આ એક ધડાકો કરતા નથી. આપણે વાસ્તવિક રીતે તો હિંદના પુનર્જીવનનાં સાથી છીએ. આપણા સ્ત્રીજીવનમાં પણ નવજીવનનો પ્રારંભ થાય એ માટેના પ્રયાસ કરવાના છે.

આપણો ભૂતકાળ ભવ્ય અને ગૌરવભર્યો હતો. જો એ ભૂતકાળ ભવ્ય ન હોત, તો ઝાંસીની રાણી જેવી વીરાંગના હિંદમાં જન્મી શકી ન હોત. હિંદની મહાન સ્ત્રીઓનો ઇતિહાસ વેદના જમાનાથી ઉજ્જ્વલ રહ્યો છે હિંદમાં જ્યારે સંસ્કૃત સંસ્કૃતિ પ્રચલિત હતી, ત્યારથી હિંદની સ્ત્રીઓનો ઇતિહાસ ઉજ્જ્વલ રહ્યો છે. એ જ હિંદે ભૂતકાળમાં જ્યારે કટોકટીની ઘડી હતી ત્યારે 'ઝાંસીની રાણી' પેદા કરી અને મને વિશ્વાસ છે કે

કારાવાસમાં જવું એ મહાન કાર્ય હતું, ત્યારે આપણા હિંદી ભાઇ-બહેનો કારાવાસનાં કષ્ટો બરદાસ કરવાને તૈયાર થઈ ગયા હતાં. હજી પણ મને યાદ છે કે ૧૯૨૦ ના ડીસેમ્બર માસમાં કલકત્તાની બને જેલો કેવી રીતે ભરાઈ ગઈ હતી અને તેના પરિણામે બ્રિટિશરોને બીજી બે જેલો બાંધવી પડી, પણ એ બન્ને જેલોય થોડાક દિવસોમાં ભરાઇ ગઈ.

જ્યારે બ્રિટિશરોને ભાન થયું કે હિંદીઓ જેલજીવનથી હતાશ થતા નથી, ત્યારે તેમણે પોતાનો રાહ બદલ્યો. આગેવાનોને જેલમાં પૂરીને બીજાઓ પર લાઠી અને બંદૂકોનો ઉપયોગ કરવા માંડયો. એ દિવસોના સત્યાગ્રહની લડતમાં જોડાવું એટલે લાઠીમારનો અને ગોળીબારનો સામનો કરવો. પણ હિંદીઓ–માત્ર પુરુષો જ નહિ પણ સ્રીઓ–લાઠીમાર અને ગોળીબારનો સામનો કરવાને તૈયાર થયા હતા.

સરકારી હુકમ સામેના વિરોધ માટે કલકત્તામા અમે જે સરઘસ કઢયુ હતુ, એ વખતનો પ્રસંગ હજી મારા સ્મરણમાં છે, હું તે ભૂલી શકુ તેમ નથી. પોલિસે લાઠીમારથી તેને છિન્નભિન્ન કરવાનો પ્રયાસ કર્યો હતો. કેટલીક બહેનોએ અમારી આસપાસ કોર્ડન કર્યું હતુ લાઠીમારની જરાપણ પરવા કર્યા વિના હિંદમાં સ્રીઓની હિંમત અને જુસ્સો કેવી રીતે વધતાં રહ્યા છે તેનો હું એક સાક્ષી છુ.

વય ૧૭ વર્ષની હતી. હિંદમાં સામાન્ય માનવી પણ મેજીસ્ટ્રેટ સમક્ષ ધ્રૂજે છે ત્યારે આ બે બહાદૂર બાળાઓ હિંમતપૂર્વક મેજીસ્ટ્રેટને ઘેર જઈ પહોંચી અને તેને ઠાર કર્યો. તમને સહેજે ખ્યાલ આવશે કે આ બે બાળાઓની હિંમત કેવી અદ્ભુત હતી! આવી હિંમત કાંઇ ઉપરથી ટપકી પડતી નથી. હિંદની ધરતી પરથી એ હિંમત આવે છે હિંદના ભવ્ય ભૂતકાળના વારસામાં એ હિંમત મળે છે.

૧૯૨૮થી હિંદમાં હું સ્ત્રીઓના સંગઠનમાં રસ ધરાવતો આવ્યો છું અને મને લાગ્યું છે કે જો આપણી બહેનોને તક આપવામાં આવે તો ગમે તેવી મુશ્કેલીઓનો મુકાબલો કરી શકે છે, બંગાળમાં એક રાષ્ટ્રીય મહિલા સંઘ સ્થપાયો હતો. એણે ખૂબ સુંદર કાર્ય કર્યું હતું. ૫૦૦ સ્ત્રીઓનું એક સેવિકાદળ તૈયાર કરવામાં આવ્યુ હતું. આ સેવિકાદળની કૂચકદમ અને તાલીમ અમને પ્રેરણા અને ઉત્સાહ આપતાં હતાં અને ત્યારથી અમે હિંદની આઝાદીની લડતને દોરવણી આપવાનું શરૂ કર્યું

વય ૧૭ વર્ષની હતી. હિંદમાં સામાન્ય માનવી પણ મેજીસ્ટ્રેટ સમક્ષ ધ્રૂજે છે ત્યારે આ બે બહાદુર બાળાઓ હિંમતપૂર્વક મેજીસ્ટ્રેટને ઘેર જઈ પહોંચી અને તેને ઠાર કર્યો. તમને સહેજે ખ્યાલ આવશે કે આ બે બાળાઓની હિંમત કેવી અદ્ભુત હતી! આવી હિંમત કાંઈ ઉપરથી ટપકી પડતી નથી. હિંદની ધરતી પરથી એ હિંમત આવે છે હિંદના ભવ્ય ભૂતકાળના વારસામાં એ હિંમત મળે છે.

થઇ છે એથી મને સંતોષ થયો છે. આજે 'ઝાંસીની રાણી'ની વાર્ષિક તિથિએ તે ખુશી જણાય છે.

આ પ્રસંગે 'ઝાંસીની રાણી'ના સંબંધમાં હું થોડાક શબ્દો કહીશ. જ્યારે ઝાંસીની રાણીએ આઝાદીનો જંગ શરૂ કર્યો. ત્યારે તેની વય માત્ર ૨૦ વર્ષની જ હતી, ઘોડેસ્વારી કરી ખુલ્લી તલવારે જંગમાં ઘૂમતી વીસ વર્ષની યુવતિ વિષે તમે કલ્પના તો કરો ! આ બહાદુર રમણીનો સામનો કરનાર અંગ્રેજ કમાન્ડરે જણાવ્યું હતું કે 'લક્ષ્મીબાઇ એક બહાદુર અને ચૂનંદા બળવાખોર હતી.' આ જાતનો એકરાર તો એને એટલા માટે કરવો પડયો હતો કે રાણીના ઘા એના બદન પરથી ગુપ્ત રહી શકતા ન હતા, એની બહાદુરી કમાન્ડરના ચહેરા પરથી બોલતી હતી.

લક્ષ્મીબાઇ પહેલાં તો ઝાંસીના કિલ્લામાંથી લડી, પણ જ્યારે કિલ્લાનું પતન થયું ત્યારે તે પોતાના ચૂનંદા સાથીઓ સાથે નાસી છૂટી. પણ જ્યારે તેને બીજા સ્થળેથી પણ પીછેહઠ કરવાની ફરજ પડી, ત્યારે તેણે તાતિયા ટોપી સાથે સહકાર સાધ્યો અને આક્રમણ કરીને ગ્વાલિયરનો કિલ્લો ફરીથી હાથ કર્યો અને એ કિલ્લાનો જંગના મુખ્ય મથક તરીકે ઉપયોગ કર્યો અને આઝાદીના એ છેલ્લા મહાન જંગમાં લડતાં લડતાં જ એ ખપી ગઇ.

મધ્યસ્થ છાવણી રહેશે અને મને આશા છે કે આ મધ્યસ્થ છાવણીમાં એક હજાર ઝાંસીની રાણીઓ પેદા થશે.

સિંગાપુરમાં ઝાંસીની રાણી રેજીમેન્ટની તાલીમછાવણી શરૂ થયા પછી તરત જ, આ પ્રવૃત્તિને ભારે વેગ મળ્યો. અત્યાર સુધી હિંદી સ્ત્રીઓ, માત્ર બીજી રીતે આઝાદ હિંદની કામચલાઉ સરકારને સાથ આપતી હતી, પણ હવે તેમને માટે પોતાના પતિ, પિતા કે ભાઇ સાથે ખભેખભા મિલાવીને, ભારતમાતાને આઝાદ કરવા માટે, સશસ્ત્ર જંગ ખેલવાનો સુઅવસર પ્રાપ્ત થયો હતો. સ્ત્રીઓમાં ભારે ઉત્સાહ વ્યાપી રહ્યો હતો.

કર્નલ ડૉ. લક્ષ્મીએ સ્ત્રીઓમાં ચેતન લાવવા પ્રયાસ કર્યો અને તેના પરિણામે સ્ત્રીઓમાં જે જુસ્સો હતો, શક્તિ હતી અને બલિદાન આપવાની તમન્ના હતી તે જાગૃત થયાં. એનાં પૂર વહેતાં થયાં.

આ ઉત્સાહના પરિણામે જુદી જુદી તાલીમ છાવણીઓ સ્થપાઈ અને તેમાં સારી સંખ્યામાં સ્ત્રીઓ જોડાઇ હતી. તેમને પ્રેરણા આપવા માટે વખતો વખત નાનાંનાના નાટકો ભજવવામાં આવતાં હતાં. સૈન્યમાં ભરતી થયેલા જવાનો કયારેક 'ચલો દિલ્હી'ની નાટિકા ભજવતા તો કયારેક 'ભારત પુત્ર' અને 'જલીયાનવાલા બાગ'નાં દશ્યો ખડાં કરતા હતા. આ પ્રસંગો સ્ત્રીઓમાં વીરતાનાં પૂર ઉમટાવવાને માટે પૂરતા હતા. એમાંય જ્યારે જલીયાનવાલા બાગમાં, માનવીઓ, સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો ખીચોખીચ ભરાઈ ગયાં છે, ત્યારે બહાર નીકળવાની એક સાંકડી કેડી રોકીને લશ્કર ઊભું છે અને જનરલ ડાયર નિર્દોષોનાં લોહી માટે તરસ્યો બનીને ગોળીબારનો હુકમ આપે છે એ દશ્ય જ્યારે રજૂ થતું ત્યારે પ્રેક્ષકોનો રોષ અને તિરસ્કાર વ્યકત થતા હતા.

ઝાંસીની રાણી રેજીમેન્ટની તાલીમછાવણીમાં તાલીમ પામેલી સ્ત્રીઓને તાત્કાલિક રણમોરચા પર મોકલી શકાય તેમ નહતું,

એટલે તેમને આઝાદ ફોજના બિમાર સૈનિકોની માવજત માટે હોસ્પિટલોમાં નર્સનું કામ સુપ્રત થયું. આ કામ કરવાને તેઓ તૈયાર હતી; રાષ્ટ્રની આઝાદી માટેના કોઇ પણ કાર્ય પાછળ પરિશ્રમ ઉઠાવવામાં તેમને આનંદ હતો.

પણ નેતાજીએ તો તેમને તાલીમ પૂરી થયા પછી રણ-મોરચા પર મોકલવાનું વચન આપ્યું હતું. ત્યારે એ વચન શું સત્ય ન હતું? નેતાજીએ જે શબ્દો ઉચ્ચાર્યા હતા એ માત્ર ક્ષણિક આવેશનુ પરિણામ હતુ?

'ના, એમ ન બને, નેતાજી આપણને એમ ભૂલી જાય નહિ, આપણે નેતાજીને યાદ આપવુ જોઇએ.'

'આપણે આપણાં કપ્તાન બ્હેન લક્ષ્મીને કહીએ તો ?'

'એય બરાબર! લક્ષ્મીબ્હેન દ્વારા જ આપણે નેતાજીને આપણો સંદેશો પહોંચાડવો જોઇએ.'

કર્નલ લક્ષ્મી સમક્ષ વિનંતિ કરવામાં આવી:

'નેતાજીએ આપણને નર્સનું કામ સુપ્રત કર્યું છે, પણ આપણને મોરચા પર ક્યારે મોકલશે? તાલીમબ્ધાવણીમાં જે બંદૂકોની તાલીમ પામ્યાં તેનો અર્થ શો? અમને તાત્કાલિક મોરચા પર મોકલવામા આવે એવી અમારી માગણી છે, એ માગણી તમે નેતાજી સમક્ષ રજૂ કરો.'

કર્નલ લક્ષ્મીએ કહ્યું, 'એમ નહિ, આપણે બધાં નેતાજીને એક અરજી આપીએ એના પર આપણે આપણા રક્તથી હસ્તાક્ષરો કરીએ. આપણી કસોટી પણ થઇ જશે અને નેતાજીને આપણી તાકાતની પ્રતીતિ થશે.'

બીજે દિવસે નેતાજી પર રવાના કરવા માટેની એક અરજી તૈયાર થઇ. આ અરજીમાં જણાવવામાં આવ્યું હતું કે:

નેતાજી,

અમારી તાલીમ સંતોષકારક રીતે સંપૂર્ણ થઈ છે, પણ અમને રણમેદાન પર મોકલવાનો ઇન્કાર કરવામાં આવે છે. અમને નર્સનું કામ સુપ્રત થયું છે. આમ શા માટે? અમારી તો સમજમાં આવતું નથી. અમારી પ્રત્યે આવી જાતનું વર્તન કેમ ચલાવવામાં આવે છે? આપે તો અમને વીરાંગના ઝાંસીની રાણીનું નામ આપ્યું છે. આપે અમારી તાલીમછાવણીની ઉદ્ઘાટનક્રિયા વખતે અમને એવી ખાત્રી આપી હતી કે અમને પણ ઝાંસીની રાણી માફક જ રણમેદાન પર, યુદ્ધ માટે મોકલવામાં આવશે. અમારા હાથમાં શસ્ત્રો જોઇને દુશ્મનો કંપી ઊઠશે અને બ્રિટિશ લશ્કરમાંના હિંદી સૈનિકો પાછા ફરશે.

કૃપા કરીને, અમને તાત્કાલિક યુદ્ધમોરચા પર મોકલી આપવાનો હુકમ આપો, તમે જ અમને શીખવ્યું છે કે સ્ત્રી અને પુરુષો તમારે મન સમાન છે, તમે જ અમને પુરુષોની માફક તાલીમ આપી છે. રણમેદાનમાં જઇને પુરુષની માફક લડવાનો ઉપદેશ પણ તમે જ અમને આપ્યો છે ને? તો પછી પુરુષો કરતાં અમને જુદાં કેમ ગણવામાં આવે છે?

અમારી માતૃભૂમિની મુક્તિ માટે, અમારાં પ્રાણનાં બલિદાન આપવને અમે તૈયાર છીએ, એનો જો આપને પુરાવો જોઇતો હોય તો, એ પૂરાવો આપવા માટે આ અરજી પર અમે અમારા લોહીથી હસ્તાક્ષરો કરીએ છીએ. અમારી કસોટી તો કરી જુઓ!

અમે આપના તાત્કાલિક પ્રત્યુત્તરની આશા રાખીએ છીએ, અમારા નેતાજીમા અમને વિશ્વાસ છેઃ 'અમને તે નહિ જ ભૂલે.'

તેની સાથે જ આ ટુકડીઓને સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું કે મોરચા પરની સ્થિતિ અત્યારે ઘણી જ કફોડી છે.

પણ અદમ્ય ઉત્સાહ વચ્ચે રણમોરચે જવાને અધિર બનેલી સ્ત્રીશક્તિને કફોડી પરિસ્થિતિની કોઇ પરવા ન હતી. એને તો પુરુષ સમોવડિયા થવું હતુ એને યુદ્ધ મોરચા પર જઇને પોતાનાં શૌર્ય ને ખમીરનો જયજયકાર કરવો હતો, એને એવી મુસ્કેલીઓની પરવા ન હતી.

—ને રણમોરચા પર એ ટુકડીઓએ પોતાના અપ્રતિમ શૌર્યનો પુરાવો આપ્યો છે. સામાન્ય રીતે આઝાદ હિંદ ફોજને શસ્ત્રતાકાત ઘણી ઓછી હતી. આઝાદ ફોજને માટે પૂરતાં વિમાનો ન હતા. વાહનવ્યવહારની કોઇ જોગવાઇ ન હતી. સૈનિકોની ઝડપથી ફેરફેર કરવાનું મુશ્કેલ પણ મુશ્કેલ હતુ. કર્નલને એક એક મોટર મળી હતી. એ મોટરોનો કયારેક હથિયારો લાવવામાં ઉપયોગ થતો હતો. ત્યારે સામે પક્ષે મિત્રફોજને પાસે વાહનો હતાં, વિમાનો હતાં અને શસ્ત્રો હતાં. પુરવઠાની પણ જોગવાઇ હતી.

આમ શસ્ત્રબળ અને માનવબળમાં અનેક રીતે ચડિયાતી એવી મિત્ર સેનાનો, આ વીરાંગનાઓએ સામનો કર્યો હતો. સોળ સોળ કલાક સુધી બરાબર ટક્કર ઝીલી હતી અને મિત્ર સૈનિકો પણ આ વીરાંગનાઓની વીરતાથી આશ્ચર્યમુગ્ધ બની ગયા હતા.

સાચે જ, એ વીરાંગનાઓ, રાણી લક્ષ્મીબાઇના નામને ઉજાળનારી હતી, સ્ત્રીશક્તિ હતી.



# વીરાંગના લક્ષ્મી

કર્નલ લક્ષ્મી ! નેતાજીની સાથે જ, વિશ્વનુ ધ્યાન ખેંચનારી આ વીરાંગનાનુ નામ કોના હૈયામાં આનંદ અને ઉત્સાહ નહિ પ્રેરતુ હોય ? દોઢસો વર્ષથી હિંદીઓના હાથમાંથી હથિયારો ઝૂંટવી લેવાયા છે એના કાંડાબાવડાની તાકાત વ્યક્ત કરવાને હિંદીઓના હાથમાં કાંઇ હથિયાર રહ્યુ નથી, પરિણામે હિંદીઓની મર્દાનગી, સાહસ અને બહાદૂરીનો જગતને પરિચય આપવાની કોઈ સ્વતંત્ર તક પ્રાપ્ત જ થઇ નથી હિંદીઓને લશ્કરી તાલીમ મળતી નથી જે કાઇ તાલીમ આજે પ્રાપ્ત થાય છે એ તાલીમ કોઇ આઝાદ દેશના સૈનિકને એના દેશના રક્ષણ કાજે આપવામા એટલી પૂરતી પણ નથી; એ સ્થિતિમાં વિશ્વના કોઇ પણ નારી-દળની બરોબરી જ નહિ, પણ બહાદૂરીમા તો એનાથી ય આગળ વધી જાય, એવા નારીદળની વ્યવસ્થા કરી, તેને સુસંગઠિત અને શૌર્યથી છલકાતું કરનાર કર્નલ લક્ષ્મી હિંદીઓને માટે સ્મરણીય રહી જશે, હિંદના ઇતિહાસમા નેતાજી જેમ અગત્યનુ સ્થાન રોકે છે તેવી જ રીતે કર્નલ લક્ષ્મી પણ અગત્યનુ સ્થાન રોકે છે, નેતાજીની પ્રેરણાને જીવંત કરીને, એ પ્રેરણા નારી સમુદાયમા વહાવનાર કર્નલ લક્ષ્મીનું જીવન પણ એવુ જ

નયનોમાં તેજનો ચમકાર છે. એની દાડમની કળી સમી સ્વચ્છ અને સફેદ દંતાવલિ વચ્ચે, જ્યારે એ હાસ્યનાં મોતી વેરે છે. ત્યારે જાણે જાદુગર એનાં જાદુ પાથરે અને સહુ મુગ્ધ બને, તેમ એને જોનાર એના તરફ સહજમાં આકર્ષાઇ જાય છે.

લક્ષ્મીની જીવનકારકીર્દિ રંગદર્શી છે. એના સહવાસમાં આવનાર સહુ કોઇ એની સુવાસ લઈ જાય છે. એનો શોખ અજબ છે.

એક નવયૌવના, પોતાની ચોકલેટ રંગની કાર, શહેરના રાજમાર્ગ પરથી રૂવાબભેર ચલાવી જાય છે, એની મોટરની ઝડપ વેગીલી છે. એને ક્યારેક પોલિસ અટકાવે છે, પણ બેપરવાઇથી એ આગળ ચાલી જાય છે. પોલિસ એનાથી પરેશાન બને છે જ્યારે એની મોટર થોભે છે, ત્યારે પોલિસ નમ્રતાથી પૂછે છે, 'બાનુ, આ માર્ગ પર કેટલી સ્પીડથી મોટર ચલાવવી એ શું આપને ખબર નથી?

'સ્પીડને તે બંધન હોતાં હશે?' લક્ષ્મી તદ્દન બેપરવાઇથી જવાબ આપે છે.

'પણ અમારી મુસ્કેલીનો તો વિચાર કરો!' પોલિસને એ મૂંઝવતી રહે છે અને સડસડાટ મોટર ચાલી જાય છે. પોલિસ એની પાછળ જોતો જ રહે છે, 'કેવી બેદરકાર?'

એના પિતા મદ્રાસના જાણીતા બેરિસ્ટર હતા, પિતાની ધીકતી કમાણી અને પ્રતિષ્ઠા લક્ષ્મીને માટે વૈભવ સર્જનાર હતાં. પણ પિતા લક્ષ્મીની ઉજ્જવળ અને યશસ્વી કારકીર્દિ નિહાળીને સંતોષ પામે એ વહેલાં તો પરલોકવાસી થયા. માતાનું નામ અમ્મુ સ્વામીનાથન.

શ્રી. અમ્મુ સ્વામીનાથને પોતાના લગ્નજીવન પછી જાહેર-જીવનમાં ઝૂકાવેલું. તેમણે મહાસભાના સેવક તરીકે, હિંદની

આઝાદીની લડતમાં સક્રિય ફાળો આપ્યો હતો. પિતાની દોલત અને પ્રતિષ્ઠા, માતાની સાહસિકતા, ધીરજ અને બલિદાન લક્ષ્મીને વારસામાં મળ્યા હતાં.

માતાએ લક્ષ્મી અને મૃણાલિનીના જીવન ઘડતર પાછળ ખૂબ જ કાળજી રાખી હતી. બન્ને બહેનોને શાળામાં મળતાં શિક્ષણ ઉપરાંત નૃત્ય, સંગીત અને કળાનું પણ શિક્ષણ આપવામાં આવ્યું હતું. બન્ને બહેનો નૃત્યમાં નિપૂણતા મેળવી ચૂકી છે. નાની બહેન મૃણાલિનીએ અમદાવાદના જાણીતા ઉદ્યોગપતિ શેઠ અંબાલાલ સારાભાઇના પુત્ર સાથે સ્નેહલગ્ન કર્યાં છે.

સ્વામીનાથન કુટુંબ સંસ્કારી છે. આ કુટુંબને કલા, સાહિત્ય, સંગીત, નૃત્ય, ચિત્રકલા અને બીજી લલિતાકલાઓ સાથે સદાકાળ મોહબ્બત રહી છે, લક્ષ્મી અને મૃણાલિનીના જીવનમાં એનો વારસો ઊતર્યો છે.

લક્ષ્મીને પ્રવાસનો ખૂબ શોખ છે. કોઇ વાર એને મોટર ચલાવવાનો શોખ હોય છે ત્યારે કલાકો સુધી એ મોટર ચલાવ્યે જ જાય છે. કોઇ પણ જાતના નિશ્ચિત ધ્યેય વિના એ મોટરનું સ્ટીઅરિંગ હાથમાં પકડીને પોતાની મોટરને દૂર દૂર સુધી લઇ જાય છે અને ધ્યેય વિના જ મોટર ફેરવતી રહે છે, ટેનિસ એ તો સ્વામીનાથન કુટુંબનો શોખનો વિષય રવિવારે આખું કુટુંબ ટેનિસ ખેલવા જતું હતું, ટેનિસની રમતમાં પણ લક્ષ્મી એટલી જ નિપૂણ છે. શ્રીમતિ માલતી પટવર્ધન, ટેનિસની રમતમાં તેની સાથીદાર હતી.

એનું જીવન અનેક રંગે રંગાએલું છે, આજે તમે એને સતત મોટર ચલાવતી જુઓ, તો બીજે દિવસે કોઈ વડના વૃક્ષ હેઠળ થતા તત્ત્વજ્ઞાનના વ્યાખ્યાનમાં એ હાજર હોય. એ પોતે થીઓસોફીસ્ટ નથી છતાં એને થીઓસોફીમાં ખૂબ રસ છે. એનો

જ્ઞાનભંડાર પણ અપૂર્વ છે; જ્યાંથી પણ નવું જાણવાનું કે જોવાનું મળે ત્યાં એ પહોંચી જતી અને પોતાના જ્ઞાનભંડારમાં નિત નવા અનુભવો ઉમેર્યે જતી હતી.

એનામાં સાહસ પણ એવું જ અપૂર્વ છે, સાહસની સાથે ધૈર્ય પણ એટલું જ સારું છે, પરિણામે ગમે તે સંજોગોમાંથી એ પોતાનો માર્ગ કરી શકે છે અને વિજય મેળવી શકે છે.

લક્ષ્મી પોતાની માતા અમ્મુ સ્વામીનાથન સાથે ટ્રેનમાં પ્રવાસ કરી રહી છે, એની માતા, એ જ ટ્રેનના પહેલા વર્ગમાં બેઠેલા એક યુવાન તરફ આંગળી ચિંધીને તેને બતાવે છે. 'તને થીઓસોફીમાં રસ છે ને ? તેં જે. કૃષ્ણમૂર્તિનું નામ તો સાંભળ્યું છે ને ? પેલા બેઠા તે થી. જે. કૃષ્ણમૂર્તિ ?'

શ્રી. કૃષ્ણમૂર્તિ સ્તબ્ધ થયા, થોડીવાર મૌન રહીને જવાબ આપ્યો, 'તમારું કથન સંપૂર્ણ સત્ય છે, મારી જગ્યાએ તમો આવી જાવ બહેન, તમારી જગ્યાએ હું જઇ બેસું!'

આવી ચબરાક બાળા મુક્ત વાતાવરણમાં ઉછરતી હતી; એના જીવનનું ઘડતર એવા જ મુક્ત વાતાવરણમાં થઇ રહ્યું હતું.

જીવન પ્રત્યેની બેપરવાઇ, એના સાહસિક સ્વભાવનું પરિણામ હોય એમ જણાય છે. ક્યારેય એણે જીવન પ્રત્યે કાળજી રાખી જ નથી, એટલે એ સંકટો અને આફતોને સહજભાવે ગણી લે છે. એક વખત પૂર ઝડપે જતી એની મોટરને અકસ્માત નડયો અને મોટર ઊંધી પડી ગઇ. સામાન્ય માનવી પણ આવા ભયંકર અકસ્માતને સમયે પોતાના મન પરનો કાબૂ ગુમાવી બેસે, પણ લક્ષ્મી તો એટલી જ મક્કમતાથી અકસ્માતમાંથી બહાર આવી અને જાણે કાંઇજ બન્યું ન હોય એવી બેપરવાઇથી ચાલતી થઇ અને એ રોજના જેટલી જ સ્વસ્થતાથી ટેનિસની રમતમાં તલ્લીન બની ગઇ.

ઇન્ટરમાં પાસ થયા પછી આ રૂપગર્વિતા અને બહાદુર બાળાને પોતાની જીવનસંગિની બનાવવા માટે અનેક અનેક યુવાનો તલમના હતા. કેટલાયે સનંદી નોકરો તેને પ્રાપ્ત કરવાને આતુર હતા. લક્ષ્મીની માતા, સંતાનોના લગ્ન સંબંધમાં જૂનવાણી ખ્યાલ ધરાવતાં નથી. પુત્રીઓને પોતાને જ પોતાનો ભાવિ પતિ પ્રાપ્ત કરી લેવાની અને એની પરીક્ષા કરવાની છૂટ હોય છે, મૃણાલિનીએ તો પોતાની પસંદગી કરી હતી. લક્ષ્મીને પણ પસંદગી કરવાની હતી. એટલે એને પામવા માટે, ભિન્ન ભિન્ન યુવાનો એની પાછળ ઘૂમતા હતા, પણ લક્ષ્મીની નજર કોઇના પર ચોંટી ન હતી, એની કોલેજના એક પ્રોફેસર પણ લક્ષ્મીને પામીને જીવનને ધન્ય બનાવવા માટે ઉત્સુક હતા.

પરંતુ લક્ષ્મીએ લગ્નબંધનમાં જકડાઈ જવાને બદલે વધુ શિક્ષણ લેવાનો નિર્ણય કર્યો અને મેડિકલ કૉલેજમાં દાખલ થઈ, પરંતુ લક્ષ્મીના હૃદયવીણાના તાર પર એક યુવાન વિમાનીની આંગળીઓએ સ્પર્શ કર્યો અને હૃદયવીણાના તાર ઝણઝણી ઊઠ્યા, એનો પ્રેમ જાગૃત થયો. એ બેંગ્લોરનો યુવાન હતો. એણે લક્ષ્મીને પામવાની સ્પર્ધામાં વિજય મેળવ્યો.

લક્ષ્મી અને એ યુવાનનો પરિચય વધતો ગયો. લક્ષ્મીને પ્રવાસનો શોખ હતો. અત્યાર સુધી એણે ટ્રેન દ્વારા, મોટર દ્વારા પ્રવાસો ખેડ્યા હતા, પણ આ યુવાને એને વિમાન દ્વારા પ્રવાસો ખેડાવ્યા, લક્ષ્મીએ તેની સાથે વિમાનમાં ખૂબ સફર કરી. પરિચયમાંથી પ્રેમનાં તાંતણાં ગૂંથાતાં ગયા અને લક્ષ્મીએ એને પોતાના પતિ તરીકે સ્વીકાર્યો, સિવિલ કાયદા મુજબ લગ્નથી જોડાયાં. એમના લગ્નથી ભારે આશ્ચર્ય પેદા કર્યું. લક્ષ્મીની માતાને મન એ આશ્ચર્યનો વિષય ન હતો, પણ લક્ષ્મી કોનો હાથ ઝાલશે એ અંગે જે અટકળો થતી હતી એ સાવ ખોટી પડી હતી.

કારકીર્દિની શરૂઆત કરી, થોડાક જ અઠવાડિયાંમાં તે મશહૂર બની ગઇ.

તેને હિંદમાં પાછી ફરવા માટે, માતા સતત્ આગ્રહ કરતી હતી. દૂર પૂર્વમાં જઇને વસેલી લક્ષ્મીની માતાને સતત્ ચિંતા રહ્યા કરતી હતી. પણ લક્ષ્મીને સાહસિક સ્વભાવ, માતાના પ્રેમને પણ નમ્યો નહિ. સિંગાપુરમાં હજી માંડમાંડ તે સ્થિર થઇ ત્યાં તો પૂર્વ એશિયામાં યુદ્ધનો દાવાનળ પ્રગટયો. જાપાને જંગમાં ઝૂકાવ્યું અને સિંગાપુર પર જાપાનનો કબ્જો થયો, હજારો હિંદીઓ આફતમાં સપડાઇ ગયા. હિંદીઓમાં ગભરાટ અને નાસભાગ શરૂ થઇ હતી. ત્યારે લક્ષ્મી તો આવી આફતોથી ઘડાયેલી હતી, તેણે નાસભાગ કરવાને બદલે, ગભરાટ અને ચિંતા કરવાને બદલે હિંમતથી પરિસ્થિતિને સામને કરવાનો નિર્ણય કર્યો અને તેણે પરિસ્થિતિ મુજબ આ પગલાં ભર્યાં. જ્યાં સુધી જાપાને વાયુપ્રવચન દ્વારા જગતને એવી જાણ કરી નહતી કે સિંગાપુરમાં આઝાદ હિંદ સરકારની સ્થાપના થઇ છે અને ડૉ. લક્ષ્મી તેનાં એક સભ્ય છે ત્યાં સુધી જગત ડૉ. લક્ષ્મી વિષે અજાણ હતું, પણ નેતાજીના આગમન સાથે ડૉ. લક્ષ્મી તેમની આઝાદ હિંદની કામચલાઉ સરકારમાં પ્રધાન તરીકે જોડાયાં અને ઝાંસીની રાણી રેજીમેન્ટનાં કેપ્ટન તરીકે તેમની નીમણુક થયા પછી, તેમનાં શૌર્યસાહસોનો આપણને પરિચય થયો. નેતાજીની પ્રેરણા અને કર્નલ લક્ષ્મીની વ્યવસ્થાશક્તિ, અપાર જહેમત અને ઉત્કૃષ્ટ તમન્નાએ, પૂર્વ એશિયામાંની હિંદી સ્ત્રીઓના જીવનમાં ચેતનાનો સંચાર થયો. તેમનામાં નવો પ્રાણ આવ્યો.

જગતના ઇતિહાસમાં અજોડ એવો જંગ ઝાંસીની રાણીની રેજીમેન્ટે મોલ્મીન આગળ ખેલ્યો હતો, મિત્ર સૈનિકો સામે એકલી રાયફલ અને ગોળીઓથી, સોળ કલાક સુધી, ઘાયલ થતાં

પરંતુ લક્ષ્મીએ લગ્નબંધનમાં જકડાઈ જવાને બદલે વધુ શિક્ષણ લેવાનો નિર્ણય કર્યો અને મેડિકલ કોલેજમાં દાખલ થઈ, પરંતુ લક્ષ્મીના હૃદયવીણાના તાર પર એક યુવાન વિમાનીની અંગુલીઓએ સ્પર્શ કર્યો અને હૃદયવીણાના તાર ઝણઝણી ઊઠ્યા, એનો પ્રેમ જાગૃત થયો. એ બેંગ્લોરનો યુવાન હતો. એણે લક્ષ્મીને પામવાની સ્પર્ધામાં વિજય મેળવ્યો.

લક્ષ્મી અને એ યુવાનનો પરિચય વધતો ગયો. લક્ષ્મીને પ્રવાસનો શોખ હતો. અત્યાર સુધી એણે ટ્રેન દ્વારા, મોટર દ્વારા પ્રવાસો ખેડયા હતા, પણ આ યુવાને એને વિમાન દ્વારા પ્રવાસો ખેડાવ્યા, લક્ષ્મીએ તેની સાથે વિમાનમાં ખૂબ સફર કરી. પરિચયમાંથી પ્રેમનાં તાંતણાં ગૂંથાતાં ગયાં અને લક્ષ્મીએ એને પોતાના પતિ તરીકે સ્વીકાર્યો, સિવિલ કાયદા મુજબ લગ્નથી જોડાયાં. એમના લગ્નથી ભારે આશ્ચર્ય પેદા કર્યું. લક્ષ્મીની માતાને મન એ આશ્ચર્યનો વિષય ન હતો, પણ લક્ષ્મી કોનો હાથ ઝાલશે એ અંગે જે અટકળો થતી હતી એ સાવ ખોટી પડી હતી.

જીવનની ભવ્ય કલ્પનાની પાંખે ઉડ્ડયન કરતાં આ યુગલને લગ્નજીવનનો મનોરમ આનંદ વધુ સમય મળી શકયો નહિ અને તરત જ લક્ષ્મીએ, પોતાના પ્રિતીપાત્ર વિમાની યુવાન નન્જુ નંદીરાવ સાથે છૂટાછેડા લીધા, એમની વચ્ચેનો પ્રણયરસ, જેટલી ઝડપથી વહેતો થયો હતો, એટલી જ ઝડપથી અદશ્ય પણ થયો અને તેણે મદ્રાસ મેડિકલ કોલેજના જૂના વર્ગશિક્ષક મિ. અબ્રહામ નામના સિરિયન ક્રિશ્ચિયન સાથે લગ્ન કર્યું.

૧૯૩૭માં તે મેડિસિન અને સર્જરીની ગ્રેજ્યુએટ થઇ અને તબીબી તરીકેની પ્રેક્ટિસ શરૂ કરી. એની પ્રેક્ટિસ ધીમે ધીમે સંગીન બનતી જતી હતી, પણ ૧૯૪૦ માં તે સિંગાપુર પ્રવાસે પોતાના પતિ સાથે ઉપડી અને સિંગાપુરને જ પોતા નિવાસ-સ્થાન તરીકે પસંદ કર્યું, સિંગાપુરમાં પણ તેણે પોતાની યશસ્વી

કારકીર્દિની શરૂઆત કરી, થોડાંક જ અઠવાડિયાંમાં તે મશહૂર બની ગઇ.

તેને હિંદમાં પાછી ફરવા માટે, માતા સતત્ આગ્રહ કરતી હતી. દૂર પૂર્વમાં જઇને વસેલી લક્ષ્મીની માતાને સતત્ ચિંતા રહ્યા કરતી હતી. પણ લક્ષ્મીનો સાહસિક સ્વભાવ, માતાના પ્રેમને પણ નમ્યો નહિ. સિંગાપુરમાં હજી માંડમાંડ તે સ્થિર થઇ ત્યાં તો પૂર્વ એશિયામાં યુદ્ધનો દાવાનળ પ્રગટયો. જાપાને જંગમાં ઝૂકાવ્યું અને સિંગાપુર પર જાપાનનો કબ્જો થયો, હજારો હિંદીઓ આફતમાં સપડાઇ ગયા. હિંદીઓમાં ગભરાટ અને નાસભાગ શરૂ થઇ હતી. ત્યારે લક્ષ્મી તો આવી આફતોથી ઘડાયેલી હતી, તેણે નાસભાગ કરવાને બદલે, ગભરાટ અને ચિંતા કરવાને બદલે હિંમતથી પરિસ્થિતિનો સામનો કરવાનો નિર્ણય કર્યો અને તેણે પરિસ્થિતિ મુજબ આ પગલાં ભર્યાં. જ્યાં સુધી જાપાને વાયુપ્રવચન દ્વારા જગતને એવી જાણ કરી નહતી કે સિંગાપુરમાં આઝાદ હિંદ સરકારની સ્થાપના થઇ છે અને ડૉ. લક્ષ્મી તેનાં એક સભ્ય છે ત્યાંસુધી જગત ડૉ. લક્ષ્મી વિષે અજાણ હતું, પણ નેતાજીના આગમન સાથે ડૉ. લક્ષ્મી તેમની આઝાદ હિંદની કામચલાઉ સરકારમાં પ્રધાન તરીકે જોડાયાં અને ઝાંસીની રાણી રેજીમેન્ટનાં કેપ્ટન તરીકે તેમની નીમણુક થયા પછી, તેમનાં શૌર્યસાહસોનો આપણને પરિચય થયો. નેતાજીની પ્રેરણા અને કર્નલ લક્ષ્મીની વ્યવસ્થાશક્તિ, અપાર જહેમત અને ઉત્કૃષ્ટ તમન્નાએ, પૂર્વ એશિયામાંની હિંદી સ્ત્રીઓના જીવનમાં ચેતનાનો સંચાર થયો. તેમનામાં નવો પ્રાણ આવ્યો.

જગતના ઇતિહાસમાં અજોડ એવો જંગ ઝાંસીની રાણીની રેજીમેન્ટે મોલ્મીન આગળ ખેલ્યો હતો, મિત્ર સૈનિકો સામે એકલી રાયફલ અને ગોળીઓથી, સોળ કલાક સુધી, ઘાયલ થતાં

આ વીરાંગનાઓએ, મજબૂત સામનો કર્યો હતો અને તેમને આગળ વધતાં અટકી જવું પડયું હતું.

પણ આઝાદી માટેના આ જંગમાં વિધાતા હિંદીઓની વિરુદ્ધ હતી. મિત્ર ફોજો આગળ ધપતી હતી. પરાજય જોઇને નેતાજીએ બર્મા છોડયું અને જ્યારે જાપાને શરણાગતી સ્વીકારી, ત્યારે ડૉ. લક્ષ્મી કાલ્વાની હોસ્પિટલમાં ઘાયલ થયેલા આઝાદ હિંદ ફોજના સૈનિકોની સેવાસુશ્રૂષામાં રોકાયેલી હતી. ત્યાંથી રંગુનમાં આવીને તબીબી પ્રેક્ટિસ શરૂ કરી, એની સાથે સાથે આઝાદ હિંદ ફોજના ઘવાયેલા સૈનિકોની સારવાર કરવાનું પણ ચાલુ રાખ્યું હતું.

પરિસ્થિતિ સંપૂર્ણપણે બદલાઈ ગઇ હતી. જે રંગુન એક વખત 'જય હિંદ' ના ગગનભેદી પોકારોથી ગાજી ઊઠતું, જે રંગુનના રાજમાર્ગો પર એક વખત આઝાદ હિંદ ફોજના સૈનિકોની શાનદાર કૂચનાં પ્રેરક દશ્યો નજરે પડતાં હતાં, એ રંગુનમાં આજે મિત્ર લશ્કરી હકુમત સ્થપાઇ હતી. રસ્તાઓ પર તેમની લશ્કરી લોરીઓ પડેલી હતી. ડૉ. લક્ષ્મી એ પરિસ્થિતિમાં પણ કાંઇક કરી છૂટવા લાગતાં હતાં. એ દિવસોમાં ગાંધીજયંતી આવી અને આઝાદ હિંદ સરકારે ઉજવેલી ગાંધીજયંતીની ભવ્ય અને શાનદાર ઉજવણી યાદ આવી, ત્યારેફરીને ગાંધીજયંતી ઉજવાઇ. એ ઉજવણી અંગે મળેલી જંગી સભામાં ડૉ. લક્ષ્મીએ હાજરી

આપી અને ભાષણ આપ્યુ હતું. આ બનાવથી લાલ બનેલી સત્તાવાળાઓની આંખ ફરીને વધુ લાલ બની.

ત્યાં ત્રીજો બનાવ બન્યો અને ડૉ. લક્ષ્મી પર સત્તાનો પંજો પડયો.

દિલ્હીના લાલ કિલ્લામાં આઝાદ ફોજના ત્રણ અફસરો, કેપ્ટન શાહનવાઝ, કેપ્ટન સહગલ અને કેપ્ટન ધીલાં સામેનો મુકદ્દમો શરૂ થયો. એના વિરોધમાં રંગુનમાં મૂક સભા મળી. આ સભામાં આઝાદ હિંદના સૈનિકો અને હિંદીઓએ મોટા પ્રમાણમાં હાજરી આપી હતી ડૉ. લક્ષ્મી પણ હાજર હતા.

આ બનાવ પછી ડૉ. લક્ષ્મી પર બર્મા સંરક્ષણ ધારા અનુસાર નોટિસ બજાવવામાં આવી. આ નોટિસમાં તેમને રંગુન છોડી કાલો ચાલ્યા જવવાનું ફરમાન હતું.

ડૉ. લક્ષ્મીએ જવાબ આપ્યો, 'જો મને રંગુનમાંથી દૂર કરવાની હોય, તો જગતના બીજા કોઇ પણ પ્રદેશ કરતા હું માતૃભૂમિમાં જ જવાનુ વધુ પસંદ કરુ છું.'

બીજે દિવસે ડૉ. લક્ષ્મીને બીજી નોટિસ મળી અને ત્રીજા દિવસ સવારે તો ડૉ. લક્ષ્મીના મકાન પાસે એક લશ્કરી લોરી આવીને ખડી થઇ, તેમને લોરીમાં ઉઠાવી જવામાં આવી અને નજીકના એક વિમાની મથક પર મૂકી દીધી, અહીંથી પણ એને ઉપાડી, વિમાન ત્રણસો માઇલની સફર કરીને મીકતીલા જઇ પહોચ્યું. લક્ષ્મીને ત્યાંથી મોટરમાં લઇ જવામાં આવી ને સો માઇલ દૂર આવેલા કાલો ખાતે મૂકી દેવામાં આવી.

રંગુનમાંથી પોતાને લઇ જવામાં આવશે, એવી પ્રતીતિ તો ડૉ. લક્ષ્મીને થઇ હતી, એટલે જતાં જતાં આઝાદ હિંદ ફોજ-માંના પોતાના મિત્રોને પોતાની હીરામાણેકજડિત વીંટી સ્મરણ-ચિહ્ન તરીકે આપી હતી.

વિદાય થવાની આગલી રાત્રે મિત્રોએ પ્રશ્ન કર્યો હતો કે, 'હવે આપણે પાછાં ક્યારે મળીશું ?'

ત્યારે ડૉ. લક્ષ્મીના ગળે ડૂમો ભરાઇ આવ્યો હતો, જે મિત્રો સાથે મળીને હિંદને આઝાદ કરવા માટેનો તેઓ જંગ ખેલી રહ્યાં હતાં, એ મિત્રોથી થોડાક કલાકો પછી જ તેને બળપૂર્વક વિખૂટી પાડવામાં આવનાર હતી. એની આંખોમાંથી અશ્રુ સરી પડયાં. છતાં ધીમા પણ સ્વસ્થ સ્વરે જવાબ દીધો. 'કદાચ મળશું સ્વતંત્ર હિંદમાં કોઇક દિવસ.'

ને હજી ય તેઓ મળ્યાં નથી. ક્યારે મળશે એ કહી શકાય તેમ નથી.

ડૉ. લક્ષ્મીને જ્યારે લશ્કરી લોરીમાં દૂરદૂરના વિમાની મથકે લઇ જવામાં આવતી હતી, ત્યારે એક લશ્કરી અફસરે, લક્ષ્મીના જુસ્સાની કસોટી કરી, તેણે પ્રશ્ન કર્યો, 'કદાચ હું તમને મોરચા પર મળ્યો હોત તો ?'

સંભળાતી હતી, ત્યારે પણ સ્વસ્થ અને શાંત ચિત્તે આ બહાદુર બેલા દત્ત હોસ્પિટલમાંના દર્દીઓની માવજત કરવાની પોતાની ફરજ બજાવી રહી હતી, દિવસ અને રાતે સારવારમાં ખડી રહેતી હતી. બોંબમારાની એને પરવા ન હતી, મોતની એને પરવા નહતી. સેવામાં અવિરત રોકાયેલી રહેતી, આમ એ ૮૫ દર્દીઓની માવજત કરતી હતી.

એક વખત તો બેલા પસાર થતી હતી, ત્યાં અચાનક ઇમારત તૂટી પડી અને કાટમાળ વચ્ચે એ દટાઈ ગઈ, પણ સદ્‌ભાગ્યે એમાંથી એ બચી હતી.

હોઠ પર 'જય હિંદ'નો શુદ્ધ નાદ અને હૈયામાં 'દિલ્હી ચલો'નો ચિરાગ જલાવતી, નારીના શૌર્યની આ કથા હિંદીઓ કેમ ભૂલી શકે ?



## [૧૧] આઝાદ હિંદ બૅંક

આઝાદ હિંદ સરકાર અને આઝાદ હિંદ ફોજ સંપૂર્ણ પણે સ્વતંત્ર હતાં. જાપાનના અંકુશ નીચે અથવા તો જાપાનની સહાયથી ચાલતા નહતા, એનો પૂરાવો તો એની નાણાકિય સ્થિતિ તપાસીએ ત્યારે જ મળી રહે જાપાનના અંકુશ નીચે અથવા તો જાપાનની સગ પરસતી હેઠળ આઝાદ હિંદ સરકાર કામ કરતી હોત, તો એણે પોતાના વહિવટ માટે જાપાનની સરકાર પાસેથી લોન લીધી હોત, જે સંજોગોમાં નેતાજીએ આઝાદ હિંદ સરકારની સ્થાપના કરી હતી એ સંજોગો જાપાનને માટે અનુકૂળ હતા. જાપાનને પણ સારો એવો પ્રદેશ મળ્યો હતો અને તેનું મહાન મિત્ર જર્મની પણ જીતમાં હતુ, એટલે હિંદ પર હકુમત સ્થાપવા માટે, આઝાદ હિંદ સરકારને લોન આપીને જાપાન આઝાદ હિંદ ફોજનો સહેલાઇથી ઉપયોગ કરી શકત અને કદાચ આઝાદ હિંદ ફોજને શસ્ત્રો અને સરંજામની જે મુશ્કેલીઓ નડતી હતી, વારવાર સ્થાન પરના જાપાનિઝ અધિકારીઓ સાથે નેતાજીને અથડામણમાં આવવુ પડતુ હતુ અને ટોકિયો જઇને જાપાનના વડા પ્રધાન જનરલ ટોજો સાથે મસલતો અને મંત્રણાઓ કરવી પડતી હતી તેનો અંત આવ્યો હોત; જાપાન કદાચ એવી લોન આઝાદ હિંદ સરકારને આપવાને તૈયાર પણ થાત, પણ નેતાજી એવા કોઈ અંકૂશ સ્વીકારવા અગર તો હિંદના ભાવીને સ્પર્શતા કોઇ કરારોમાં પડવા તૈયાર નહતા.

જાપાને બોલાવેલી બૃહદ એશિયા પરિષદમાં નેતાજીને હિંદના પ્રતિનિધિ તરીકે હાજરી આપવાનું આમંત્રણ મળ્યું હતું, પણ નેતાજીએ તેનો અસ્વીકાર કર્યો હતો, તેમણે જણાવ્યું હતું કે તેઓ આઝાદ હિંદની કામચલાઉ સરકારના વડા છે, તેમને હિંદના ભવિષ્યને સ્પર્શતા કોઇ પણ પ્રશ્નમાં હિંદ વતી કાંઇ પણ કરવાનો અધિકાર નથી. એટલે તેઓ હિંદના પ્રતિનિધિ તરીકે નહિ પણ માત્ર પ્રેક્ષક તરીકે હાજરી આપશે.

અને નેતાજીએ માત્ર પ્રેક્ષક તરીકે જ હાજરી આપી હતી. જાપાનની સરકારે નેતાજીની આઝાદ હિંદ સરકારનો સ્વીકાર કર્યો હતો, એટલું જ નહિ પણ પોતાના સમોવડી સરકાર તરીકે તેને સ્થાન આપ્યું હતું, નેતાજીને જાપાનના અમલદારો, સેનાપતિઓ નામદાર નેતાજી(હીઝ એકસેલેન્સી)ને નામે સંબોધતા હતા. એમની તસ્વીર આગળથી જ્યારે પણ કોઇ જાપાની સેનાપતિ અથવા તો સૈનિક પસાર થાય, ત્યારે એ થોભતો પોતાની ટોપી ઉતારીને નેતાજીની તસ્વીરને નમન કરતો, આદર આપતો.

એટલે આઝાદ હિંદ સરકાર તદ્દન સ્વતંત્ર સરકાર હતી, એને પોતાનું નાણું નહતું, પણ નેતાજી હિંદની સરહદમાં પોતાનું વડું મથક લઇ ગયા પછી આઝાદ હિંદ સરકારનું નાણું ચાલુ કરવાની યોજના વિચારી રહ્યા હતા. ઇમ્ફાલ પહોંચી જવાની એમની મુરાદ સફળ થઇ હોત, તો આઝાદ હિંદ સરકારનું નાણું અને પોસ્ટલ સ્ટેમ્પસ ચાલુ કરવા માગતા હતા, તેમણે ત્રણ પૈસાવાળી અને એક આનાવાળી ટિકિટો તૈયાર પણ રાખી હતી. એ ટિકિટો પર મોગલ જમાનાના દિલ્હીના કિલ્લાની છાપ અને 'ચલો દિલ્હી' એમ લખેલું હતું.

આઝાદ હિંદ સરકારને પોતાનું ગેઝેટ પણ હતું. આ ગેઝેટમાં હુકમો પ્રસિદ્ધ થતા હતા અને એ હુકમોનું પાલન થતું હતું, એના

પ્રચારખાતા તરફથી 'પૂર્ણસ્વરાજ' અને 'જયહિન્દ' નામનાં અખબારો પણ પ્રસિદ્ધ થતાં હતાં એ અખબારોમાં સત્તાવાર સમાચારો આપવા, હિન્દને લગતા સમાચારો પણ આપવામાં આવતા હતા. આ સમાચારો, હિંદમાં કોઇક સ્થળેથી વાયુપ્રવચન કરતા કોંગ્રેસ રેડિયો પરથી મેળવવામાં આવતા હતા.

આઝાદ હિંદ સરકારને વફાદાર રહેવાના અને તેની હકુમતનો સ્વીકાર કરવાના વીસ લાખ કરતાં વધુ માણસોએ શપથ લીધા હતા. એકલા મલાયામાં ૭૮ આવા શપથ લેનારની સંખ્યા ૨,૩૦ હજારની હતી. એણે પોતાને મળેલા અને પ્રાપ્ત કરેલા પ્રદેશો પર વહિવટ ચલાવવા માટે ગવર્નરોની પણ નીમણુકો કરી હતી. આ નીમણુકો સરકારના ગેઝેટમાં પ્રસિદ્ધ પણ થતી હતી. આન્દામાન અને નીકોબાર ઉપરાંત ઝિયાવાડીનો ૫૦ ચોરસ માઇલનો વિસ્તાર આઝાદ ફોજે જીતી લીધો હતો અને હિંદમાં મણિપુર અને વિષ્ણુપુરમાં ૭ મહિના સુધી આઝાદ હિંદ સરકારનો વહિવટ રહ્યો હતો.

બ્રહ્મદેશની સરહદ ઓળંગીને જ્યારે આઝાદ ફોજે હિંદની સરહદમાં પ્રવેશ કર્યો, ત્યારે એક જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. આ જાહેરનામા પર આઝાદ હિંદ સરકારના વડાની અને અગ્નિ એશિયાના જાપાની સેનાપતિની આજ્ઞાથી સેનાપતિ કવાબેની સહીઓ હતી, એમાં જણાવવામાં આવ્યું હતું કે વિજય અથવા તો બીજી કોઇપણ રીતે જીતાયેલા હિંદના પ્રદેશો આઝાદ હિંદ ફોજને સુપ્રત કરવામાં આવશે અને આ ફોજ એ પ્રદેશો પર મુક્ત વિસ્તાર તરીકે વહિવટ કરશે.

આઝાદ હિંદ સરકાર સ્વતંત્ર હતી એ તો નેતાજીએ જાપાનિઝ એલચીને, મળવાની ના પાડી એ એક જ બનાવથી પુરવાર થઇ શકે તેમ છે.

જાપાને આઝાદ હિંદ સરકારનો સ્વીકાર કર્યા પછી પોતાના એલચી તરીકે હિયેચીને મોકલ્યો હતો. આ એલચીએ નેતાજીને મળવાની માગણી કરી. નેતાજીએ તેમના પ્રધાન દ્વારા એલચી પાસે, તેની નીમણુકને લગતા જાપાનની સરકારના કાગળો જોવા માગ્યા,' પણ કમનસીબે એલચી એ ટોકિયો ભૂલી ગયો હતો. દરેક દેશમાં, જ્યારે બીજાં ગજ્યો પોતાના એલચીની નીમણુક કરે છે, ત્યારે એ દેશની સરકાર, તેને ઓળખી શકે એ માટે Creedential latters–ઓળખપત્રો–આપવામાં આવે છે. જ્યાં સુધી એ દેશની હકુમત તેને મંજૂર રાખે નહિ ત્યાં સુધી એલચી તરીકે તેનો સ્વીકાર થતો નથી.

નેતાજીએ પણ, એનાં ઓળખપત્રો સિવાય તેને મળવાની સાફ ના પાડી દીધી. એલચીએ ઘણુંય કહ્યું કે 'હું ટોકિયોથી ઓળખપત્રો મંગાવું છું. ત્યાં સુધી મને મુલાકાતનું માન આપો.'

પણ નેતાજી પોતાના નિર્ણયમાં મક્કમ જ રહ્યા. એલચીએ ટોકિયો ખાતે તાર કર્યો અને ત્યાર પછી ઓળખપત્રો આવ્યાં, ત્યારે જ નેતાજીએ તેને મંજૂર રાખ્યો. જો નેતાજીની સરકાર જાપાનના અંકુશ નીચેની હોત તો આ જાતનું મક્કમ વલણ નેતાજી લઇ શકે ખરા ? સામાન્ય રીતે આ રાષ્ટ્રના સ્વમાનનો પ્રશ્ન છે. નેતાજીએ આ પગલાંથી પોતાના રાષ્ટ્રનું સ્વમાન અને ગૌરવ વધાર્યું હતું.

આઝાદ હિંદ સરકારનો ખર્ચ મુખ્યત્વે હિંદીઓની સહાયતા પર નિર્ભર હતો. વીસ કરોડની રકમ નેતાજીએ, આઝાદ હિંદ સરકાર અને આઝાદ હિંદ ફોજના વહિવટ માટે, એકત્ર કરી હતી. ૧૯૪૩ ની આખર સુધીમાં ૭૭,૨૯,૯૪૭ ડોલર મેળવ્યા હતા. એમાં શૉનાન–સિંગાપુર મોખરે હતું, એકલા મલાયામાંથી આઝાદ હિંદ સરકારને ૨૦,૯૪ હજાર ડોલર મળ્યા હતા.

નેતાજી અને આઝાદ હિંદ સરકાર પ્રત્યેના પૂર્વ એશિયામાંના હિંદીઓના અદ્ભુત પ્રેમનું એ પ્રતિક છે.

જ્યાં જ્યાં નેતાજી જતા, ત્યાં ત્યાં જંગી સભાઓ ભરાતી. એ સભાઓમાં તેમને થેલીઓ અર્પણ થતી, ભેટો મળતી, નેતાજી એ ભેટોની હરાજી કરતા અને હરાજીમાં લાખો રૂપિયા ઉપજતા હતા.

રંગુનની એક વિરાટ સભામાં નેતાજી ભાષણ આપી રહ્યા હતા, એમના કંઠમાં આરોપાયેલો પુષ્પહાર તેમણે પોતાના હાથે વીંટયો હતો. ભાષણ સમાપ્ત થયું અને હાથ પર વીંટેલો પુષ્પહાર એમની નજરે ચડયો. એમણે કહ્યું: 'આ પુષ્પહારની હરાજી કરવામાં આવે છે. એનાં નાણાં આઝાદ હિંદ ફોજના કાર્ય પાછળ વપરાશે'

હરાજી શરૂ થઇ; સામાન્ય રીતે આવી હરાજીઓમાં પહેલો બોલ હજારોનો જ હોય છે, પણ આજે તો પહેલો બોલ એક લાખનો હતો.

સભાને એક ખૂણે બેઠેલો જુવાન બોલી ઊઠયો: 'નેતાજી, એ હારના એક લાખ.'

બીજાએ પડકાર દીધો: 'બે લાખ મારા.'

વાત ચડસે ચડી.

ત્રણ લાખ, સાડા ત્રણ લાખ, ચાર લાખ, પાંચ લાખ થયા.

ને પહેલી બોલી બોલનાર જુવાન અકળાયો. એ સભા વીંધીને, મંચ પર દોડી ગયો. એણે કહ્યું: 'નેતાજી, મારી મિલ્કતની પાઇએ પાઇ.'

નેતાજી સ્તબ્ધ બની ગયા, સભા આખી સ્તબ્ધ થઇ ગઇ. કેવો અપૂર્વ ત્યાગ! કેવું અપૂર્વ બલિદાન! નેતાજીએ ચરણો આગળ ઝૂકી

પડેલા જુવાનને ઊભો કર્યો. નેતાજીએ એને છાતી સરસો ચાંપ્યો અને કહ્યું; 'ધન્ય ભાઇ! હારનો અધિકારી તું છે!'

યુવાને પુષ્પહાર હાથમાં લીધો અને ભકિતપૂર્વક એણે પોતાના હૈયા સરસો ચાંપ્યો, નયનોએ હારનો સ્પર્શ થયો અને પુનઃ નેતાજીને અર્પણ કર્યો. નેતાજીએ પુનઃ એ હારની હરાજી કરી.

બીજે દિવસે એ જુવાને પોતાની મિલ્કતની પાઇ એ પાઈ આઝાદ હિંદ સરકારને અર્પણ કરી હતી.

એવી રીતે, પિનાંગના એક જુવાનને નેતાજીને કાંઈક ભેટ આપવાની ઇચ્છા થઈ. આ જુવાન કાંઈ મોટો અધિકારી નહતો, સામાન્ય ઘરકામ કરનાર એ નોકર હતો. એની પાસે એવી કોઇ મોટી મૂડી પણ ન હતી, પણ એની પાસે દેશભકિત હતી. નેતાજી પ્રત્યેનો પૂજ્યભાવ હતો; દિવસોની કાળી મહેનતનાં બચેલાં થોડાંક નાણાં હતાં, એ એણે ખર્ચી નાખ્યાં અને એક ચાંદીની ફૂલદાની ખરીદી જાહેર સભામાં એ સંતાડીને લઈ ગયો. નેતાજીની વાક્ધારા ચાલુ હતી, ધીમે રહીને શરમાતાં શરમાતાં એ આગળ આવ્યો અને નેતાજીના કદમ સમક્ષ એણે પોતાની અલ્પ ભેટ રજૂ કરી.

નેતાજીએ ફૂલદાની લીધી અને એ ભેટ આપનાર ગરીબ હિંદી યુવાનને જોયો. નેતાજીએ કહ્યું, 'આ એક ગરીબ યુવાનની દિલાવરીભરી ભેટ છે. હું એની હરાજી બોલાવવા માગું છું. માટે એના ૨૫ હજાર રૂપિયા જોઇએ.'

નેતાજી અટકયા ને સભામાંથી માગણીઓ શરૂ થઇ, બે હજાર, પાંચ હજાર.

દશ હજાર, પચ્ચીસ હજાર.

નેતાજી જનતાનો પ્રેમ જોઇ રહ્યા હતા. માગણીનો પ્રવાહ હજી આગળ વધતો જ હતો.

નેતાજી અને આઝાદ હિંદ સરકાર પ્રત્યેના પૂર્વ એશિયામાંના હિંદીઓના અદ્‌ભૂત પ્રેમનું એ પ્રતિક છે.

જ્યાં જ્યાં નેતાજી જતા, ત્યાં ત્યાં જંગી સભાઓ ભરાતી. એ સભાઓમાં તેમને થેલીઓ અર્પણ થતી, ભેટો મળતી, નેતાજી એ ભેટોની હરાજી કરતા અને હરાજીમાં લાખો રૂપિયા ઉપજતા હતા.

રંગુનની એક વિરાટ સભામાં નેતાજી ભાષણ આપી રહ્યા હતા, એમના કંઠમાં આરોપાયેલો પુષ્પહાર તેમણે પોતાના હાથે વીંટયો હતો. ભાષણ સમાપ્ત થયું અને હાથ પર વીંટેલો પુષ્પહાર એમની નજરે ચડયો. એમણે કહ્યું: ' આ પુષ્પહારની હરાજી કરવામાં આવે છે. એનાં નાણાં આઝાદ હિંદ ફોજના કાર્ય પાછળ વપરાશે. '

હરાજી શરૂ થઈ; સામાન્ય રીતે આવી હરાજીઓમાં પહેલો બોલ હજારોનો જ હોય છે, પણ આજે તો પહેલો બોલ એક લાખનો હતો.

સભાને એક ખૂણે બેઠેલો જુવાન બોલી ઊઠયોઃ ' નેતાજી, એ હારના એક લાખ. '

બીજાએ પડકાર દીધોઃ ' બે લાખ મારા. '

વાત રસમે ચડી.

'ઓહો એમાં શું ?' પેલા મુસ્લિમે હસીને જવાબ દીધો. 'જાવ એ રકમ મારે આપવી. ત્રીસ લાખ અત્યારે આપું છું. બાકીના વીસ લાખ એક અઠવાડિયા પછી આપીશ. એની ચિંતા તમે ન કરો.'

નેતાજીએ 'બેંક ઓફ આઝાદ હિંદ'ની સ્થાપના કરી, રંગુનમાં તેની વડી કચેરી રાખી. બર્માના બેંકિંગ કાયદા મુજબ એને રજિસ્ટર્ડ કરાવવામાં આવી, આઝાદ હિંદ સરકારે પોતાની તમામ ખરચ્યામત આ બેંકમાં મૂકી અને હિંદીઓએ પોતાનાં ખાતાંઓ પણ આ બેંકમાં શરૂ કર્યાં. થોડાક દિવસોમાં જ બેંકની પ્રગતિ વધી પડી. રોજ લાખો રૂપિયાની લેવડ દેવડ થવા લાગી અને થોડા વખતમાં જ એની શાખાઓ પણ સ્થપાઇ ગઇ હતી. આ બેંક સાથે માત્ર હિંદીઓ જ વ્યવહાર રાખતા હતા એમ નહિ, પણ જાપાનિઝો અને બર્મિઝો પણ વ્યવહાર રાખતા હતા. બેંકે થોડા વખતમાં જ લોકોનો વિશ્વાસ જીતી લીધો હતો.

નાણાં તો જ્યારે એમને જરૂર પડે છે ત્યારે મળી જ રહ્યાં છે. એમના વદન પર ચિંતાની એક રેખા ઉપસી છે ને જનતા ચિંતાતુર બની છે.

એક વખત તાકીદના કામ માટે તેઓ રંગુનથી વિમાન દ્વારા ઉપડી જવાના હતા. વિમાની મથક પર તેમને વિદાય આપવાને થોડાક મિત્રો એકત્ર થયા હતા.

મિત્રો માંહે માંહે વાતો કરતા હતા, 'નેતાજી આજે આટલા ચિંતાતુર કેમ છે?'

વિમાનને આવવાને હજી વાર હતી. નેતાજી એની રાહ જોતા ઊભા હતા. એમના મુખ પર રોજનું હાસ્ય નથી. ચિંતા-ગ્રસ્ત વદને એ વારંવાર વિમાનના માર્ગ પર દૃષ્ટિ નાખી રહ્યા

'એકાવન હજાર !' નેતાજી એ અપૂર્વ પ્રેમ આગળ ગળગળા થઇ ગયા.

નેતાજી જન્મતિથિ, તા. ૨૩ મી જાન્યુઆરીનો દિન નજીક આવી રહ્યો હતો. આઝાદ હિંદ સરકારના પ્રચારખાતાએ નેતાજીના જન્મદિનને, યાદગાર રીતે ઉજવવાની અપીલ કરી હતી. એના જવાબમાં જનતાએ નેતાજીને સુવર્ણતુલાએ તોલવાનો અને એ રકમ આઝાદ હિંદ સરકારને ભેટ આપવાનો નિર્ધાર કર્યો. લોકોએ પોતાના ઘરમાં, પોતાની પત્નીના અંગ પર જે કાંઇ સોનું હતું, તે ઉતારીને આપી દીધુ અને નેતાજીને સુવર્ણતુલાએ તોલવામા આવ્યા અને તમામ સોનુ આઝાદ હિદ સરકારને સુપ્રત થયુ. આમ તેમને પાચ વખત તોલવામા આવ્યા હતા.

આમ નાણાં તો મળતા જ હતાં. નાણાંના અભાવે કોઈ કાર્ય અટકી પડશે એવો ભય તો નેતાજીને ક્યારેય હતો નહિ, પણ તેમની મુરાદ બીજી હતી. કોઈપણ વ્યવસ્થિત સરકારને પોતાની બેંક અને પોસ્ટ હોવી જોઇએ, એમ તેઓ ગાનતા હતા. આઝાદ હિંદ સરકારનુ નાણુ શરૂ કરવાની તેમની યોજના અમલમા મૂકાય તે પહેલાં આઝાદ હિંદ સરકારની બેંક હોવી જોઇએ એમ તેમને લાગ્યા કરતું હતું. એ દિશામાં એમના પ્રયત્નો ચાલુ જ હતા. એ દરમિયાન રંગુનના એક કરોડાધિપતિ મુસ્લિમ હિંદી તેમને મળવા આવ્યા. નેતાજીએ તેમની સમક્ષ પોતાનો વિચાર મૂક્યો 'ગમે તે થાય પણ આપણી સરકારને પોતાની બેંક હોવી જોઇએ.'

પેલા મુસ્લિમ ગૃહસ્થે પ્રશ્ન કર્યો, 'નેતાજી ! બેંક શરૂ કરવામા કેટલા રૂપિયા જોઇએ ?'

'ઓછામાં ઓછા ૫૦ લાખ.' નેતાજીએ ગંભીરભાવે કહ્યું.

તૈયાર થયું છે, ત્યાં અવાજ આવ્યો. 'જરા થોભો!' નેતાજીએ વિમાનીને થોભવા હુકમ કર્યો. વિમાન ઊડતું થોભ્યું, મિત્રો નેતાજી પાસે જઈ પહોંચ્યા અને તેમના હાથમાં એક કાગળનો ટુકડો મૂક્યો. એના ઉપર ૨૫ લાખની રકમની ટીપની યાદી હતી. એ મિત્રોએ જ ૨૫ લાખ આપી દીધા હતા.

નેતાજીને જરૂર હતી ૨૦ લાખની અને મિત્રોએ આપ્યા ૨૫ લાખ. નેતાજી વિસ્મિત બન્યા. સિંગાપુર જવાનો કાર્યક્રમ બંધ રહ્યો ને મોરચા પરની ફોજોને તાત્કાલિક મદદ મોકલી આપવામાં આવી.

હિંદીઓની આ દિલાવરી હતી. જગતના ઇતિહાસમાં વીરલ એવી એ દિલાવરી છે. પોતાની માતૃભૂમિની મુક્તિનાં સ્વપ્નાં સિદ્ધ કરવાને માટે પૂર્વ એશિયાના હિંદીઓએ કેવો ત્યાગ કર્યો છે; કેવી ન્યોછાવરી કરી છે એનાં આ તો માત્ર થોડાંક સંભારણાં છે.

આ બધી રકમો બેંક ઑફ આઝાદ હિંદ બેંકમાં જમા થતી હતી. એનો વહિવટ બેંક મારફત થતો હતો. મિત્રદળોએ જ્યારે આ બેંકનો કબજો લીધો, ત્યારે ૩૫ લાખ રૂપીઆ મળ્યા હતા. બેંકે બ્રહ્માની પુતળાં સરકારને જ્યારે તેના પાસે પગાર કરવા માટે નાણાં ન હતાં, ત્યારે પાંચ લાખ રૂપિયાની ભેટ આપી હતી.

બંગાળમાં ભયંકર ભૂખમરો વ્યાપી રહ્યો હતો. બ્રિટિશ સામ્રાજ્યના બીજા નંબરના પાટનગર કલકત્તામાં ત્યારે માનવીઓ મરતાં હતાં, અનાજની શોધમાં, કલકત્તાની શેરીઓમાં ક્ષુધાર્ત માનવીટોળાં ઘૂમતાં હતાં. આ દુષ્કાળના સમાચાર જ્યારે આઝાદ હિંદ સરકારને મળ્યા ત્યારે નેતાજીનું હૃદય દ્રવી ઊઠ્યું. બંગાળ તો એમની જન્મભોમ. બંગાળાના ભૂખમરાની આફતને

છે. મિત્રો એમની ચિંતાભરી મુખમુદ્રા જોઇને વિમાસણમાં પડ્યા છે.

એક મિત્રે નેતાજીને પૂછવા જવાની હિંમત કરી. ધીમે પગલે એ નેતાજી પાસે ગયો અને અદબથી પૂછ્યું, 'બેઅદબી માફ કરજો નેતાજી, પણ આપ આજે આટલા ચિંતાતુર કેમ છો ?'

ચિંતાનો બોજ માથે હોવા છતા નેતાજી હસી પડ્યા. એમણે પૂછ્યુ, 'તમને શી ખબર ?'

'વાહ! અમે ક્યારના જોઇએ છીએ કે આપ કોઇ ગંભીર ચિંતામા છો, આપનુ દિલ વ્યગ્ર છે!' પેલા મિત્રે કહ્યુ.

'સાચી વાત છે! મારી ચિંતાનો બોજ હળવો કરવા માટે તો હુ સિંગાપુર જાઉં છુ!' નેતાજીએ કહ્યુ

'કેમ, અમારાથી થાય તેમ નથી ?'

'નહિ, મને વીસ લાખ રૂપિયાની તાત્કાલિક જરૂર છે. આપણી મોરચા પરની ફોજો મુશ્કેલીમા મૂકાઈ છે, એને તાત્કાલિક સહાય આપવા માટે મને આટલી રકમ જોઇએ રંગુને ખૂબ આપ્યુ છે એટલે હવે હું સિંગાપુર જાઉં છુ ' નેતાજીએ પોતાની ચિંતાનુ કારણ જણાવ્યું'

વિમાનની રાહ જોતા સહુ ઊભ્યા હતા, ત્યા નેતાજીને લઇ જવા માટે વિમાન આવ્યું. નેતાજીએ તેમાં પોતાની બેઠક લીધી. વિમાનીએ વિમાનને ગતિ આપી, પણ વિમાન અટક્યું. વિમાની નીચે ઊતર્યો અને સમારકામમાં રોકાયો નિયત સમયમાં થોડો વિલંબ થયો.

દરમિયાન નેતાજીને વિદાય આપવા આવેલા મિત્રો પરસ્પર ગુફતેગો ચલાવી રહ્યા હતા અને વિમાની જ્યારે સમારકામ કરીને પોતાની બેઠક પર બેસી ગયો. વિમાન હવે ઉડ્ડયન માટે

તૈયાર થયું છે, ત્યાં અવાજ આવ્યો. 'જરા થોભો!' નેતાજીએ વિમાનીને થોભવા હુકમ કર્યો. વિમાન ઊડતું થોભ્યું, મિત્રો નેતાજી પાસે જઈ પહોંચ્યા અને તેમના હાથમાં એક કાગળનો ટુકડો મૂકયો. એના ઉપર ૨૫ લાખની રકમની ટીપની યાદી હતી. એ મિત્રોએ જ ૨૫ લાખ આપી દીધા હતા.

નેતાજીને જરૂર હતી ૨૦ લાખની અને મિત્રોએ આપ્યા ૨૫ લાખ. નેતાજી વિસ્મિત બન્યા. સિંગાપુર જવાનો કાર્યક્રમ બંધ રહ્યો ને મોરચા પરની ફોજોને તાત્કાલિક મદદ મોકલી આપવામાં આવી.

હિંદીઓની આ દિલાવરી હતી. જગતના ઇતિહાસમાં વીરલ એવી એ દિલાવરી છે. પોતાની માતૃભૂમિની મુક્તિનાં સ્વપ્નાં સિદ્ધ કરવાને માટે પૂર્વ એશિયાના હિંદીઓએ કેવો ત્યાગ કર્યો છે; કેવી ન્યોછાવરી કરી છે એનાં આ તો માત્ર થોડાંક સંભારણાં છે.

આ બધી રકમો બેંક ઓફ આઝાદ હિંદ બેંકમાં જમા થતી હતી. એનો વહિવટ બેંક મારફત થતો હતો. મિત્રદળોએ જ્યારે આ બેંકનો કબજો લીધો, ત્યારે ૩૫ લાખ રૂપીઆ મળ્યા હતા. બેદે બર્માની પુતળાં સરકારને જ્યારે તેના પાસે પગાર કરવા માટે નાણાં ન હતાં, ત્યારે પાંચ લાખ રૂપિયાની ભેટ આપી હતી.

બંગાળમાં ભયંકર ભૂખમરો વ્યાપી રહ્યો હતો. બ્રિટિશ સામ્રાજ્યના બીજા નંબરના પાટનગર કલકત્તામાં ત્યારે માનવીઓ મરતાં હતાં, અનાજની શોધમાં, કલકત્તાની ગેરીઓમાં ક્ષુધાર્ત માનવીટોળાં ઘૂમતાં હતાં. આ દુષ્કાળના સમાચાર જ્યારે આઝાદ હિંદ સરકારને મળ્યા ત્યારે નેતાજીનું હૃદય દ્રવી ઊઠયું. બંગાળ તો એમની જન્મભોમ. બંગાળાના ભૂખમરાની આફતને

પણ તેઓ બંગાળની બહાર હતા. બંગવાસીઓને મદદ કરવાને તેઓ ઉત્સુક હતા, પણ તેઓ દૂર પડયા હતા અને તેમના પર દુશ્મનની હકૂમતની આણ વાગતી હતી. એમને મદદ શી રીતે કરવી? રંગુન બર્માનું પાટનગર અને બર્મા એ ચોખાના ઉત્પાદનનું મુખ્ય મથક, એટલે આઝાદ હિંદ સરકારે માનવતાની દૃષ્ટિએ હિંદ સરકારને ઓફર કરી. જો પોતાનાં જહાજોને સલામત રીતે પાછાં ફરવાની ખાત્રી આપવામાં આવે, તો આઝાદ હિંદ સરકાર બંગાળને માટે એક લાખ ટન ચોખા આપવાને તૈયાર છે.

પણ સરકાર માને? જેને પોતાના દુશ્મન માન્યા એના તરફની ભેટ સ્વીકારે? નેતાજીની એ ઓફર અનુત્તર રહી અને બંગાળમા ૩૦ લાખ માણસો, મૃત્યુના મુખમાં હોમાઇ ગયા.



આઝાદ હિંદ સરકારના વડા મથકને સિંગાપુરથી ખસેડીને રંગુનમાં લઇ જવા પાછળ નેતાજી અને તેમના સાથીઓનો એક સ્પષ્ટ ઇરાદો તો હિંદની સરહદની નજીકમાં રહેવાનો હતો, પણ તેની સાથે તેમના દિલમાં એવી પણ શંકા હતી કે જાપાન હિંદ પર આક્રમણ કરવામાં માત્ર પોતાની જ ફોજનો ઉપયોગ કરવા માગે છે, આઝાદ હિંદ ફોજને અલગ રાખવા માગે છે. નેતાજી ઇચ્છતા હતા કે હિંદ પરનું આક્રમણ તો આઝાદ હિંદ ફોજ કરે. જાપાની ફોજ એની કુમકે રહે એ બરાબર પણ જાપાની ફોજની દોરવણી હેઠળ આઝાદ હિંદ ફોજ નહિ રહે. એટલે નેતાજીએ તા. ૭મી જાન્યુ. ૧૯૪૪ના રોજ આઝાદ હિંદ સરકારનું વડું મથક રંગુનમાં ખસેડ્યું. આઝાદ હિંદ ફોજના સૈનિકોને તાલીમ માટે, પૂરવઠા માટે, સાધન સામગ્રીની તંગી જણાયા કરતી હતી, પણ આઝાદ ફોજના સૈનિકોનો જુસ્સો અણનમ હતો. હિંદની સરહદ પર જ્યારે કૂચ કરવાનો હુકમ અપાયો, ત્યારે આઝાદ ફોજ સંપૂર્ણ તાલિમબદ્ધ હતી. ૧૫૦૦ અફસરો હતા. અને ૫૦ હજાર સૈનિકો હતા. આ સૈનિકો માત્ર બ્રિટિશ ફોજમાંના જાપાનીઓના હાથે પકડાયેલા ઉપરાંત હિંદી નાગરિકો પણ મોટી સંખ્યામાં હતા. જેમણે અત્યાર સુધી વેપાર ખેડયો છે, જેઓએ શસ્ત્ર કદિ જોયું નથી, એવા વેપારીઓ, સતત કારકુનગીરી કરનારા કારકુનો અને અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ, પોતાની માતૃભૂમિની

આઝાદી માટેના જંગમાં બધું છોડીને ઝૂકી પડયા હતા. મહિનાઓ સુધી આકરી તાલીમ લઇને હાથમાં હથિયાર પકડીને હિંદમાં પહોંચી જવાને ઉત્સુક બની રહ્યા હતા.

આ સૈનિકો પ્રતિજ્ઞાબદ્ધ હતા. એમની પ્રતિજ્ઞા હતી કે 'હું સ્વેચ્છાપૂર્વક, મારી મરજીથી આઝાદ હિંદ ફોજમાં જોડાયો છું. મેં મારી જાતને ઇશ્વરસાક્ષીએ હિંદને અર્પણ કરી છે અને હું પ્રતિજ્ઞા લઉં છું કે હિંદની આઝાદીને ખાતર મારું જીવન અર્પણ કરીશ, હું મારી સર્વોચ્ચ શક્તિથી હિંદની અને હિંદની આઝાદીની ચળવળની સેવા કરીશ અને એમ કરતાં મારી જાનની પણ પરવા કરીશ નહિ, હું મારી જાત માટે અંગત લાભ ઇચ્છીશ નહિ, હું તમામ હિંદીઓને ન્યાત, ધર્મ કે વિભાગના કોઇ પણ જાતના ભેદભાવ વિના મારા ભાઇઓ માનીશ.'

નેતાજીએ આ સૈનિકોને જણાવ્યું હતું કે 'આપણું ધ્યેય, આપણું ધ્યાન એક જ મુદ્દા પર અંકિત કરવાનું છે.'

'માતૃભૂમિ હિંદની મુક્તિ; ફોજનું ધ્યેય દિલ્હીનો લાલ કિલ્લો છે.'

આઝાદ હિંદ સરકારનું વડું મથક રંગુન આવ્યું, ને પહેલાં તો જાપાની વિમાનોએ હિંદનાં મથકો પર બોંબમારો કર્યો હતો અને નિર્દોષ હિંદીઓના જાનમાલની ખુવારી થવા પામી હતી. જાપાનની યોજના તો સતત બોંબ વર્ષા કરવાની હતી, પણ આઝાદ હિંદ સરકારે તેનો વિરોધ કર્યો, ના એમ નહિ થઇ શકે, 'હિંદની આઝાદી એ અમારો પ્રશ્ન છે. અમે જાતે જ લડીને તે હાંસલ કરવા માગીએ છીએ, પણ અમારા નિર્દોષ બાંધવોનાં રક્ત વહેવડાવવાનું અમને પસંદ નથી. યોગ્ય સમયે અને યોગ્ય અવસરે, અમે અમારું આક્રમણ શરૂ કરીશું. આવા સ્પષ્ટ શબ્દો સાથે

નેતાજીએ, હિંદ પરથી વધુ બોમ્બવર્ષા અટકાવી દેવાની જાપાનને સૂચના કરી અને નામદાર નેતાજીના શબ્દોને માન આપવામાં આવ્યું. નેતાજીને ખાત્ર આપવામાં આવી કે જાપાની વિમાનો બોમ્બવર્ષા કરશે નહિ.

આઝાદ ફોજ એ સામાન્ય સિપાહીઓની બનેલી નથી. રણમેદાનમાં જવા તૈયાર થયેલી બીજી ફોજોના સૈનિકોનું મનોબળ જેમ હલકું હોય છે, એવું હલકું મનોબળ આઝાદ ફોજના સૈનિકોનું ન હતું, આઝાદ ફોજમાં જોડાયેલા સૈનિકો કોઈ પાર્થિવ લાભની દૃષ્ટિએ જોડાયા નહતા. તેમને જીતાયેલા પ્રદેશોમાં લૂટ કરીને કોઈ લાભ મળવાનો નહતો. તેમને પ્રલોભનો પણ આપવામાં આવ્યાં ન હતાં. તેઓ પોતાના દેશની આઝાદીને ખાતર જોડાયા હતા, તેઓ સૈનિકો નહિ પણ સ્વયંસેવકો હતા, એટલે તેમના વિચારો ઉચ્ચ પ્રકારના હતા, તેમનું જીવન પણ એવું જ ઉચ્ચ પ્રકારનું હતું, આ સૈન્યમ એક પણ સૈનિક મદ્યપાન કરનાર ન હતો; તેઓ સાથે જ ભોજન લેતા. સૌથી પહેલાં મિતાહારીઓને ભોજન આપવામાં આવતું અને ત્યારબાદ માંસાહારીઓને ભોજન મળતું, છતાં બન્ને સાથે જ જમતા હતા, ફોજના નાના મોટા સહુ વચ્ચે એકદિલી અને એક કુટુંબની ભાવના હતી.

**કદમ કદમ બઢાયે જા**
**ખૂશીકે ગીત ગાયે જા**
**યહ જિંદગી યહ કોમકી**
**(તો) કોમ પે લૂંટાયે જા**
**તૂ શેરે-હિંદ આગે બઢ**
**મરનેસે ભી તૂ ન ડર**
**આસ્માન તક ઉઠાકે સર**
**જોશે વતન બઢાયે જા**

તેરી હિંમત બઢતી રહે
ખૂદા તેરી સુનતા રહે
જો સામને તેરે ચઢે
તો ખાકમેં મિલાયે જા

ચલો દિલ્હી પુકારકે
કૌમી નિશાં સમ્હાલકે
લાલ કિલ્લેમેં ગાડ કે
લહરાયે જા લહરાયે જા

—એ હતું આઝાદ ફોજનું કૂચ ગીત.

સમય થઇ ગયો હતો, હવે વિલંબ કરવાની જરૂર નહતી. હિંદની આઝાદી માટેનો જંગ, હિંદની ધરતી પર જ ખેલી લેવાનો સમય હવે આવી ગયો હતો અને સર સેનાપતિના ફરમાન મુજબ તા. ૪ ફેબ્રુઆરીએ જયહિંદના અવાજો વચ્ચે આઝાદ હિંદ ફોજે હિંદની સરહદ તરફ પોતાની કૂચનો પ્રારંભ કર્યો, વીસ વીસ રતલના બોજ ખભે ભરાવી, હાથમાં બંદૂક લઇને, હિંદીમૈયાનાએ બહાદુર બેટડાઓ, હિંદની સરહદ તરફ કૂચ કરી રહ્યા હતા. એમના શિર પર ત્રિરંગી ઝંડો ફરકતો હતો. પંદર પંદર માઇલ પગે ચાલીને જંગલોમાં ભટકીને વિકરાળ પશુઓનો સામનો કરીને આઝાદ ફોજના સૈનિકોએ તા. ૧૮ મી માર્ચ ૧૯૪૪ ના રોજ હિંદની સરહદ ઓળંગી હિંદની ધરતી પર પગ દીધો. કોહીમા અને મણિપુરની સરહદમાં જ્યારે આઝાદ હિંદના સૈનિકોએ પ્રવેશ કર્યો ત્યારે આ હિંદી જુવાનોએ પોતાની માતૃભૂમિને સાષ્ટાંગ નમસ્કાર કર્યાં, ધરતીને હેતથી ચૂમી, એ દશ્ય સાચે જ હૈયાં વલોવી નાખે તેવું હતું. પોતાની માતાને બંધનમુક્ત કરવા આવેલા એ મરજીવાઓએ પહેલાં માતાના ચરણસ્પર્શ કર્યાં, એની ચરણધૂલીને

શીર પર ચઢાવી અને પ્રતિજ્ઞા લીધી કે જંગમાંથી તેઓ પીછેહઠ કરશે નહિ અને જ્યાં સુધી હિંદ આઝાદ નહિ બને ત્યાં સુધી તેઓ કદિ ઝંપશે નહિ.

મણિપુર પર આક્રમણ કરનારી આઝાદ હિંદ ફોજની ટુકડીના વડા કર્નલ શાહનવાઝ હતા. મુક્ત થયેલી હિંદની ધરતી પર રાષ્ટ્રધ્વજ રોપનાર એ પહેલા સેનાપતિ હતા.

કર્નલ શાહનવાઝનું સૈન્ય ત્રણ ફોજોનું બનેલું હતું. એણે કોહીમા, મોરાઈ અને બીજું એક ગામ કબજે કર્યાં પછી ઈમ્ફાલને ઘેરો ઘાલ્યો હતો. ઈમ્ફાલને ચોમાસા પહેલા હાથ કરવાની એમની યોજના હતી.

આઝાદ ફોજનો જુસ્સો અણનમ હતો. શસ્ત્રોની તંગી હતી. આધુનિક સંગ્રામને માટે જરૂરી એવા શસ્ત્રોનો અભાવ હતો, ત્યારે બીજી બાજુ બ્રિટિશ ફોજો પાસે શસ્ત્રો હતાં. બન્ને ફોજો વચ્ચે અજબ સ્પર્ધા હતી, દિવસો વિતતા ગયા તેમ તેમ આઝાદ ફોજના સૈનિકોની સ્થિતિ બદતર થવા માંડી, પૂરવઠો આવી શકતો નહતો; શસ્ત્રો અને દારૂગોળો મળી શકતા નહતાં, વિમાની દળની કોઇ સહાયતા નહતી સૈનિકોમાં ભૂખમરો વ્યાપી રહ્યો હતો. જંગલના ઘાસ અને ઝાડનાં પાંદડા પર જીવન નિભાવીને આઝાદ હિંદ ફોજના સૈનિકો જંગ ખેલી રહ્યા હતા અને આ સ્થિતિમા પણ આ બહાદૂરોએ, રાષ્ટ્રભક્તિના જુસ્સાથી ખપી જવાની તમન્નાથી બ્રિટિશ ફોજોને પીછેહઠ કરવાની ફરજ પાડી હતી. ઇમ્ફાલ, આરાકાન અને પાલેલની ટેકરીઓમાં ખેલાઇ રહેલો જગ જગતના ઇતિહાસમાં એજોડ એવો જંગ હતો.

કૌમી ત્રિરંગા ઝંડા ઉંચા રહો જહાં મેં
    હો તેરી સરબ બંદી જ્યું ચાંદ આસ્માં મેં
તું શાન હય હમારા, તું સાન હય હમારી
    તું જીતકા નિશાં હો, તું જાન હય હમારી

હર એક બસરકી લત પર જારી હય યે દુવાયે
કોમી ત્રિરંગી ઝંડા હમ શોખસે ઉડાયે
આકાશ ઓર જમીં પર હો તેરી બોલ બોલા
ઝૂક જાયે તેરે આગે હરતાજ તખ્તવાલા
હર કોમકી નજર મેં તું અમન કા નિશાં હો
હો ઐસે સુસ્સર સાચા તેરા જહાં હો
સુસ્તાક મે નવાબી ખૂશ હો કે આ રહી હે
શિર પર ત્રિરંગા ઝંડા જલવા દીખા રહે હૈ
કોમી ત્રિરંગા ઝંડા ઉંચા રહો જહાં મે

મુશ્કેલીઓ અને ભૂખમરો, સાધનોનો અભાવ અને દુશ્મનોની વધુ તાકાત આ મરજીવાઓને અકળાવતાં નહતાં. તેઓ જંગ ખેલી લેવામાં જ માગતા હતા.

બ્રિટિશ ફોજને આઝાદ હિંદ ફોજની મુશ્કેલીનો ખ્યાલ હતો. એ ફોજમાં વ્યાપી રહેલા ભૂખમરાનો પણ ખ્યાલ હતો, એટલે આઝાદ ફોજના સૈનિકોને લલચાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો. આઝાદ ફોજના સૈનિકો જોઇ શકે એવી રીતે એક ઝાડ પર

અને ત્યાર પછી આઝાદ ફોજને લલચાવવાનો પ્રવાસ થયો નથી. થયો હોય તો તે સફળ થયો નથી.

બીજા એક પ્રસંગની વાત છે. આઝાદ હિંદ ફોજની કૂચ પછી જાપાની કુમક આવી પહોંચી, પણ જાપાની સેના જાપાની સેનાપતિની સરદારી હેઠળ લડતી હતી, ત્યારે આઝાદ હિંદ ફોજ હિંદી સેનાપતિની સરદારી હેઠળ લડતી હતી, બંને સેનાઓ પાસેના વિમાની મથક નજીક આવી પહોંચી હતી બંને સેનાઓ સામ સામે પડી હતી. રાત્રે વિમાની મથક પર હુમલો કરવાની યોજના હતી, આઝાદ હિંદ ફોજ પાસે પૂરવઠો ન હતો, દિવસો થયા તેઓ ઘાસ પર જીવતા હતા.

દિવસ દરમિયાન પેટ ભરીને ખાવા મળે તો સારું એમ માનીને આઝાદ સૈનિકોનો વડો જાપાની સેનાનાયક પાસે ગયો અને તેને આઝાદ હિંદ ફોજના સૈનિકોની સ્થિતિ જણાવી, એક ટંક ચાલે તેટલી સામગ્રી આપવા માગણી કરી.

પણ જાપાની સેનાનાયકે ના પાડી, ' અમારી પાસે જ નથી ને, પણ જો અનાજ જોઈતુ હોય તો બતાવું. પેલા વિમાની મથક પર ભરપૂર જથ્થો પડયો છે ત્યાંથી લઈ આવો.' હિંદી મુખીની આ મશ્કરી હતી. એ મથક પર રાત્રે હુમલો કરવાની તો યોજના હતી. દિવસ દરમિયાન ત્યાં પહોંચવાનું ન હતું, તો ત્યાંથી અનાજનો જથ્થો કેવી રીતે લાવી શકાય ?

હિંદી ફોજનો મુખી એ સમજી ગયો એણે ત્યાં જ કહ્યું: 'એમ જ થશે ત્યાંથી હું અનાજ લાવીશ.'

અને તેણે પાછા ફરીને આઝાદ હિંદ ફોજના સૈનિકોને વાત કરી. સૈનિકોએ તેની પ્રતિજ્ઞાને અનુમોદન આપ્યું, 'ચાલો એમ કરો, જાપલાઓને બતાવી દો કે હિંદીઓ સાહસ કરી શકે છે ભૂખ્યા પેટે લડી શકે છે અને વિજય હાંસલ કરી શકે છે.'

સૈનિક તૈયાર થઇ ગયા, પેટમાં ભૂખ હતી, પણ ઉત્સાહનુ જોમ એના કરતાં અધિક હતું.

ઈન્કિલાબ ઝીન્દાબાદ, આઝાદ હિંદ ઝીન્દાબાદ અને જય હિંદની ગર્જનાઓ કરતા હિંદી ફોજના સૈનિકોએ કૂચ કરી અને જોતજોતામા તો પાલેલના વિમાની મથકપર હુમલો કર્યો, વિમાની મથકનો કબજો લીધો અને અનાજનો ભંડાર કબજે કર્યો.

પણ ઝાઝો વખત તેઓ ત્યાં ટકી શકયા નહિ, ભાગી છૂટેલી બ્રિટિશ ફોજને વધુ કૂમક મળી આવી અને આઝાદ સેનાને પાલેલનુ વિમાની મથક છોડીને ચાલ્યા જવુ પડયુ. એ માઇલ પીછેહઠ કરવી પડી.

આવી રીતે જંગ ખેલતા આઝાદ સૈનિકોને પ્રોત્સાહન આપવાને સર સેનાપતિ નેતાજી પણ મોરચા પર હાજર થતા હતા, થોડા દિવસો ચાલે તેટલો ખોરાક પીઠ પર લઇને તેઓ દિવસોના દિવસો સુધી આઝાદ ફોજના સૈનિકો સાથે રહેતા. કૂચ કરતા અને પ્રોત્સાહન આપતા હતા

પણ આઝાદ હિંદ ફોજને પીછેહઠ કરવાની ફરજ પડી; ફોજ આગળ વધતી હતી પણ એને વિમાની દળની કૂમક ન હતી જ્યારે દિલ્હીની સેના પાસે વિમાની દળ પૂરતા પ્રમાણમા હતુ, રાત દિવસ આ વિમાની દળ, આઝાદ ફોજ પર બોંબવર્ષા કરી જતું હતું. આમ છતા આઝાદ ફોજનો જુસ્સો તૂટયો ન હતો, પણ ચોમાસુ શરુ થતાં તેમની મુશ્કેલીઓ પાર વિનાની થઇ ગઇ એમના માર્ગોમા પાણી ભરાઇ ગયાં. એમની પ્રબળ ઇચ્છા હોવા છતાં પણ આગેકૂચ કરવાનુ તેમને માટે મુશ્કેલ બની ગયું હતુ અને એટલું જ મુશ્કેલ તો તેમને પૂરવઠો પહોંચાડવાનું હતું આથી આઝાદ ફોજના સૈનિકોને પાછા ફરવાનો હુકમ થયો, આ હુકમે ફોજમાં ભારે અસંતોષ અને નિરાશા ફેલાવી દીધાં.

'પાછા ફરવાનુ હોય જ નહિ.' સૈનિકોએ જવાબ આપ્યો, સૈન્યમાં બળવો જાગવાનો ભય ઊભો થયો, હુકમ માનવાની સાફ ના પાડવામાં આવી.

સૈનિકોએ જણાવ્યું: 'નેતાજીનો અમને હુકમ છે કે અમારે દિલ્હી પહોંચવું, તેમણે અમને ચેતવણી આપી છે કે કોઇ પણ સંજોગોમાં પીછેહઠ કરવાની નથી.'

કમાન્ડર અને બીજા અમલદારોએ તેમને 'પાછા ફરવા માટેનાં કારણો સમજાવ્યાં, પણ સૈનિકો સમજવા તૈયાર ન હતા.

'અમે ઘાસ અને પાદડાં પર અત્યાર સુધી જીવ્યા છીએ. અને હજી પણ જીવતા રહીશું, પણ આપણે આગેકૂચ ચાલુ રાખવી જોઇએ, જ્યારે આપણને તક મળી છે ત્યારે દુશ્મનને મારી હઠાવવાનું આપણે ચાલુ રાખવું જોઇએ.' સૈનિકોએ જવાબ આપ્યો.

પરિસ્થિતિ મૂંઝવણભરી હતી; આઝાદ હિંદ ફોજના સૈનિકોને સમજાવવાનું કાર્ય હવે મુશ્કેલ હતું, એટલે તરત જ એક ખાસ કાસદને નેતાજી સમક્ષ રવાના કરવામાં આવ્યો. નેતાજીને તમામ પરિસ્થિતિ સમજાવવામાં આવી અને નેતાજીએ પોતાના હસ્તાક્ષરમાં જ, સૈનિકોને ઉદ્દેશીને સંદેશો લખી મોકલ્યો. પ્રતિકૂળ હવામાનને કારણે પાછા ફરવાની સલાહ આપી.

આ સંદેશો સૈનિકોને બતાવવામાં આવ્યો. હવે વિરોધનો એક હરફ પણ સંભળાયો નહિ, સૈનિકોની આંખોમાંથી અશ્રુધારા વહી રહી. એમની હિબકી સંભળાતી નહી, નાનાં બાળકોની માફક આ બહાદુર સૈનિકો ધ્રુસકે ધ્રુસકે રડી પડયા. એ દિવસે કોઇએ અન્ન પાણી લીધાં નહિ, એમના ચહેરા પર ગંભીર ઉદાસીનતા છવાઇ ગઇ હતી.. અશ્રુધારાથી એમનાં નયનો સૂજી ગયાં હતાં.

આઝાદ ફોજે આક્રમણ ઘણું મોડું શરૂ કર્યું. ચોમાસાની ઋતુ પ્રતિકૂળ નિવડી. રસ્તાઓ કાદવથી ભરાઇ ગયા, નદીઓનો પ્રવાહ પણ બદલાઇ ગયો. આ તો કુદરતી આફત, પણ તે ઉપરાંત દિલ્હીની ફોજ પાસે સારામાં સારા રસ્તાઓ છે. આઝાદ ફોજનું ધ્યેય ચોમાસા પહેલા ઇમ્ફાલ હાથ કરવાનું હતું. જો તેમની પાસે વધુ વિમાની તાકાત હોત તો અને છેલ્લા માણસ સુધી ટકાવ કરવાનો, દિલ્હીની ફોજનો નિર્ણય ન હોત, તો એ બની શકયું હોત.

જો આઝાદ ફોજે જાન્યુઆરીમાં આક્રમણ શરૂ કર્યું હોત, તો ફત્તેહ પામી હોત, તમામ મોરચા પર વર્ષા શરૂ થઇ, ત્યાં સુધી આઝાદ ફોજે દિલ્હીની ફોજોને થંભાવી દીધી હતી અથવા તો આઝાદ ફોજ આગળ વધી હતી, આરાકાન મોરચે દિલ્હીની ફોજોને અટકાવી દીધી હતી. કાલાદાન મોરચે દિલ્હીની ફોજો ભાગી ગઇ હતી અને આઝાદ હિંદ ફોજ આગળ વધી હતી, એવી જ રીતે ટીડીમને મોરચે પણ આઝાદ સૈનિકો આગળ વધ્યા હતા. પાલેલ અને કોહીમામાં પણ આગળ વધ્યા હતા. હાકા મોરચે દિલ્હીની ફોજોને થોભાવી દીધી હતી, દિલ્હીની ફોજોની તાકાત, આઝાદ ફોજ કરતાં અનેક ગણી ચડીઆતી હોવા છતાં તેમની પાસે સરંજામ અને પૂરવઠો વધુ હોવા છતાં, આઝાદ ફોજે આટલી સિદ્ધિ મેળવી હતી.

'આપણા સૈન્યમાં ભારે વિશ્વાસ પેદા થયો છે, આપણને જણાયું છે કે દુશ્મન સાથેનાં હિંદી લશ્કરો આપણી સાથે આવવાને તૈયાર છેઃ આપણે તેમને મેળવી લેવાની વ્યવસ્થા કરવી જોઇશે, દુશ્મનની યુક્તિઓ આપણે શીખી શક્યા છીએ. દુશ્મનના દસ્તાવેજો આપણા હાથમાં આવ્યા છે. આપણા કમાન્ડરોને જે અનુભવ મળ્યો છે તે કિંમતી છે. આપણે આક્રમણ શરૂ કર્યું, તે પહેલા જાપાનને આપણા લશ્કરમાં વિશ્વાસ ન હતો, એટલે તેઓ આપણા લશ્કરની નાની નાની ટુકડીઓ કરીને પોતાની ફોજો સાથે જોડી દેવા માગતા હતા, પણ હું આપણા સૈન્યને મોરચે મોકલવા માગતો હતો અને આખરે આપણું સૈન્ય મોરચે કામયાબ નીવડયું, આ હુમલામાથી આપણા ડિવિઝનલ કમાન્ડર અને બીજા ઓફિસરોને ઘણું જાણવાનું મળ્યું છે.

આપણને આપણી ખામીઓનુ પણ ભાન થયું છે, વાહન અને પુરવઠાની આપણને ભારે તંગી જણાઈ. પ્રચારનો મોરચો બરાબર નથી. જો કે આપણે એને માટે તૈયારીઓ કરી છે પણ વાહનવ્યવહારની મુશ્કેલીને કારણે તેનો આપણે ઉપયોગ કરી શકતા નથી આપણને ધ્વનીવાહક યંત્રોની જરૂર છે પણ જાપાન તે પુરા પાડવામા નિષ્ફળ ગયું છે, હવે આપણે આપણાં બનાવી લેવા પડશે '

આવી આશાઓ વચ્ચે, જીતાયેલો પ્રદેશ ત્યજી દઇને આઝાદ ફોજ પાછી ફરી.

પીછેહઠ કરવાની ફરજ જે સંજોગોમાં ઊભી થઈ, તેનાથી આઝાદ હિંદ સૈન્યમાં અસંતોષ ફેલાવા પામ્યો હતો, નેતાજી એ જાણતા હતા, એટલે આ અસંતોષને દૂર કરવાના કાર્યક્રમમાં તેઓ રોકાઇ ગયા હતા. આઝાદ ફોજનુ નૈતિક બળ ટકી રહે એ માટેના તમામ પ્રયાસો ચાલુ રહ્યા હતા.

જર્મનીમાંથી પૂર્વ એશિયામાં આવીને નેતાજીએ સત્તાનાં સૂત્રો હાથમાં લીધાં તેને બાર માસ પૂરા થયા. એક વર્ષમાં તો નેતાજીએ ચમત્કાર ઊભો કર્યો હતો. આઝાદ હિંદ સરકારે 'નેતાજી સપ્તાહ'ની યોજના કરી હતી. રંગુનનો જ્યુબિલી હૉલ, આઝાદ હિંદ સરકારની સભાઓ માટે નિયત થઈ ચૂક્યો હતો: એ બાર મહિનામાં કેટલી સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી?

હિંદની આઝાદીને માટે સંપૂર્ણ સૈન્યભરતી કરવામાં આઝાદ હિંદ સરકાર કામયાબ બની હતી. હિંદીઓએ પોતાની પાસે જે કાંઈ હતું, તે ધન ઝવેરાત આપી દીધું હતું અને આઝાદ ફોજમાં જોડાયા હતા.

આઝાદ સરકારે, આઝાદ ફોજને, આધુનિક યુદ્ધતાલીમ આપીને સંપૂર્ણ સજ્જ બનાવી હતી. સ્ત્રીઓની તાકાતને કામે લગાડી હતી અને 'ઝાંસીની રાણી રેજીમેન્ટ' ઊભી કરી હતી. ૧૯૪૪ના ફેબ્રુઆરીમાં આઝાદ ફોજે આઝાદી માટેનો જંગ શરૂ કર્યો અને તા. ૨૧મી માર્ચે તો જગતને જાણ કરવામાં આવી કે આઝાદ સેના હિંદની સરહદમાં દાખલ થઈ ચૂકી છે. આઝાદ સેના જે જે પ્રદેશો જીતે તેની વ્યવસ્થા માટે આઝાદ હિંદ દલની પણ યોજના કરવામાં આવી હતી, કે જેથી જીતાયેલા પ્રદેશની પ્રજાને મુશીબતો બરદાસ કરવી ન પડે.

સૈન્યમાં જ નહિ પણ પાછળી હરોળનાં સૈન્યમાં પણ નવો જ ઉત્સાહ અને નવી જ પ્રેરણા આપી છે. અત્યાર સુધી આપણી ફોજે જે મુશ્કેલીઓ બરદાસ કરી રહી છે એ અંગે મને કોઈ જાતની ફરિયાદ મળી નથી. લશ્કરી સૈનિકો તરફથી માત્ર એક જ ફરિયાદ મળે છે, જ્યારે તેમને આગેકૂચ માટે મોકલવામાં વિલંબ થાય છે ત્યારે તેઓ વિલંબ સામે ફરિયાદ કરે છે. તાજેતરમાં મેં એક હોસ્પિટલની મુલાકાત લીધી હતી. આ હોસ્પિટલમાં મેલેરિયાના, ઘાયલ થયેલાઓના અને બીજા દર્દીઓના ખાટલાઓ છે. તેઓ સાજા થાય કે તરત જ મોરચા પર પહોંચી જવાને ઈંતેજાર છે. મોરચા પર યુદ્ધ ખેલનાર તેઓ છે, ત્યાંની પરિસ્થિતિથી તેઓ પરિચિત છે. છતાં તેઓ ખુશખુશાલ અને આશાભર્યા છે. કોઈપણ જાતની અતિશયોક્તિ વિના હું કહી શકું કે આ જાતની અપાર શ્રદ્ધાના મને પૂર્વ એશિયામાં તમામ હિંદીઓમાં દર્શન થયાં છે.

હું આથી એવા અનુમાન પર આવ્યો છું કે હિંદમાંની પરિસ્થિતિ આપણને માટે સંપૂર્ણ અનુકૂળ છે એ તો સામાન્ય સમજની વાત છે કે જ્યાંસુધી મહાસભા સમાધાન કરે નહિ અને બ્રિટિશ સરકારને શરણે જાય નહિ ત્યાંસુધી હિંદી પ્રજાનું સામાન્ય વલણ બ્રિટિશવિરોધી રહેવાનું અને આપણી ફોજની આગેકૂચ ચાલુ રહેતા, પ્રજાને એ સમજાઈ જશે કે આઝાદી હાસલ કરવા માટે યુદ્ધ ખેલ્યા વિના બીજો માર્ગ નથી અને તેઓ યુદ્ધમાં ઝંપલાવવાનો નિર્ણય કરશે અને યુદ્ધ સંચાલનમાં આપણને તમામ પ્રકારની સહાયતા આપશે '

બીજે દિવસે આઝાદ ફોજના સૈનિકોને ઉદ્દેશીને નેતાજીએ જણાવ્યું હતું કે

'આઝાદ હિંદ ફોજની સ્થાપના એ આપણા દુશ્મનોને માટે સતત ચિંતાનો વિષય થઈ પડયો છે પહેલા તો તેમણે આપણી હસ્તીની અવગણના કરવાનો પ્રયાસ કર્યો, પણ જ્યારે આપણી હસ્તીને લગતા સમાચારો તેમનાથી દાબી શકાયા નહિ, ત્યારે દિલ્હીના હિંદવિરોધી રેડિયો પરથી એવો પ્રચાર શરૂ કર્યો કે જાપાનના અંકુશ નીચેના હિંદી યુદ્ધકેદીઓને ફોજમા જોડાવાનું દબાણ કરવામા આવે છે, પણ આ જાતનો પ્રચાર લાંબો વખત ચાલી શકયો નહિ, કારણ કે હિંદમા તો પૂર્વ એશિયાના તમામ ભાગમાંથી હિંદીઓ આઝાદ ફોજમા જોડાયા છે, એવા સમાચારો ફેલાઈ ચૂકયા હતા, એટલે તેમની નવી યુક્તિ અજમાવવા માટે તેમણે એવો પ્રચાર આદર્યો કે જાપાનના હાથમાં પડેલા હિંદી યુદ્ધકેદીઓએ, આઝાદ હિંદ ફોજમા જોડાવાની ના પાડવાથી, નાગરિકોને લશ્કરમા જોડાવાની ફરજ પાડવામા આવી, પણ તેમને ખબર નથી કે જો યુદ્ધકેદીઓને ફોજમા જોડાવા માટે ફરજ પાડવાનું મુશ્કેલ છે તો નાગરિકોને એવી ફરજ પાડવાનું તો વળી વધુ મુશ્કેલ છે.

—એક સામાન્ય અક્કલનો માનવી પણ સમજી શકે છે કે તમે એક વ્યક્તિને રાયફલ ઉપાડવાની ફરજ પાડી શકો છો, પણ

જે ધ્યેય એનું નથી એ ધ્યેય માટે એને પોતાના પ્રાણ આપવાની ફરજ પાડી શકતા નથી.

આપણા દુશ્મનો પહેલાં એમ કહેતા હતા કે આઝાદ ફોજ એ તે કાંઈ સૈન્ય છે? એ તો માત્ર પ્રચારનો તુક્કો છે. એ કદિ લડી શકશે નહિ. ત્યાર પછી એવી જાહેરાત કરવામાં આવી કે આઝાદ હિંદ ફોજે સરહદ ઓળંગી નથી, પણ હવે જ્યારે આપણી ફોજ હિંદની સરહદ ઓળંગી ગઈ છે અને હિંદની ધરતી પર જ હિંદની આઝાદીનો જંગ જ્યારે ખેલાઇ રહ્યો છે, ત્યારે દુશ્મન પ્રચાર ઉલટા પછાડા મારી રહ્યો છે. તેઓ જાણે આપણે જ દિલ્હી પહોંચી જવાની કોઈ તારીખ નક્કી કરી હોય, એમ તારીખો જણાવીને આપણે એ તારીખે દિલ્હી નથી પહોંચી શકયા, એમ જણાવીને આપણને બદનામ કરી રહ્યા છે.

પણ મેં તમને પહેલેથી કહેલું કે આઝાદ હિંદ ફોજમાં એક વખતના લશ્કરી સૈનિકો પણ છે અને એક વખતના નાગરિકો પણ છે અને હું તમને એ પણ કહેવા માગું છું કે આઝાદ હિંદ ફોજ માત્ર એકલા પુરુષોની જ બનેલી નથી, પણ સ્ત્રીઓ તેમાં સામેલ છે. આઝાદ હિંદ ફોજ હિંદીઓની નથી, પણ તે હિંદીઓના હાથે તાલીમ પામેલી ફોજ છે અને આજે એ સૈન્ય હિંદી અમલદારોની દોરવણી હેઠળ લડી રહ્યું છે.

[૧૩]

# ખૂન દો, ઔર ખૂન દો

ચોમાસાની ઋતુ અને પ્રતિકૂળ હવામાન, હવાઈ દળની કુમકનો અભાવ ઇમ્ફાલનો ઘેરો ટકાવી રાખવાનું આઝાદ હિંદ ફોજને માટે મુશ્કેલ બની ગયું હતું: એટલે સર સેનાપતિ નેતાજીના આદેશ મુજબ આઝાદ ફોજને ઘેરો ઉઠાવી લઈને, પાછા ફરવાની ફરજ પડી હતી. એના પ્રત્યાઘાતો, આઝાદ ફોજમાં ખૂબ ખરાબ પડ્યા. આઝાદ ફોજનું નૈતિક બળ ટકાવી રાખવાનો મુશ્કેલ પ્રશ્ન નેતાજી ઉકેલવાના કામમા રોકાઈ ગયા હતા.

આ પ્રત્યાઘાતોમાથી આઝાદ ફોજનો જુસ્સો જાગ્રત કરવા માટે જેમ નેતાજી સતત્ પરિશ્રમ ઉઠાવી રહ્યા હતા, તેમ તેમના સાથીદારો કર્નલ શાહનવાઝ અને બીજાઓ પણ પ્રયાસો કરી રહ્યા હતા.

નીસન છાવણીમાંના સૈનિકો સમક્ષ કર્નલ શાહનવાઝે ભાષણ અપાતાં જણાવ્યું હતું કે 'હિંદની મુક્તિ માટે આઝાદ હિંદ ફોજની રચના કરવામા આવી છે. આ આઝાદ ફોજ કેવળ બ્રિટિશ સામ્રાજ્યવાદની સામે જ નહિ, હિંદની આઝાદીના માર્ગોમાં અંતરાય મૂકનાર અને હિંદને ગુલામ બનાવનાર તમામ સાથી સેનાઓ સામે લડશે.'

તેમણે પોતાના કુટુંબે બ્રિટિશ સરકારની જે ભારે સેવાઓ આપી હતી, તેનો ઉલ્લેખ કરીને જણાવ્યું કે 'જે પ્રમાણે હઝરત

ઇમામે સત્ય અને ન્યાયનો જંગ ખેલવાનો નિર્ણય કર્યો હતો. એવી રીતે મેં પણ હિંદની આઝાદી માટે મારો જાન કુરબાન કરવાનો નિર્ણય કર્યો છે. આઝાદીની ઇચ્છા કરવાનો અને તેને માટે લડવાનો દરેક હિંદીને અધિકાર છે.

અત્યારે દુનિયાની નજર આઝાદ હિંદ ફોજ પર મંડાયેલી છે. અત્યારે આપણે આઝાદી નહિ મેળવીએ, તો સો વર્ષ સુધી આપણે આઝાદી મેળવી શકનાર નથી. નેતાજીની સરદારી હેઠળ તમારામાંથી કોણ પોતાના જાનની કુરબાની આપવાને તૈયાર નથી?'

પરિસ્થિતિ મુશ્કેલ હતી આઝાદ ફોજના સૈનિકો બ્રિટિશ ફોજમાં ગળી જવાના બનાવો પણ બની રહ્યા હતા. આ બનાવોએ નેતાજીને ભારે દુઃખ થયું હતું.

આમ છતાં નેતાજીનો વિશ્વાસ અને શ્રદ્ધા અજબ હતાં. તેઓ પ્રેરણાભરી વાણી ઉચ્ચારતા, અંતિમ વિજયમાંથી તેમની શ્રદ્ધા હજી ડગી નહતી, એ શ્રદ્ધાના માર્ગે ચાલ્યા જતા હતા. હવે તો તેમણે પોતાનો આરામનો સમય પણ ઘટાડી નાખ્યો હતો. મોડી રાત સુધી તેઓ કાર્યરત રહેતા. સાથીઓ સાથે મંત્રણા કરતા, યોજના વિચારતા.

ચોમાસું પૂરું થાય તે પહેલાં ઇમ્ફાલ લઇ લેવાની યોજના તો નાકામયાબ નિવડી હતી, હવે ચોમાસું પૂરું થતાં જ આક્રમણ કરવાની યોજના તેઓ વિચારતા હતા.

તેઓ બ્રિટનની તાકાતનું માપ ઓછું આંકતા નહતા. આઝાદ ફોજની રેલી વખતે, નેતાજીએ જંગી મેદની વચ્ચે એનો ખ્યાલ આપ્યો હતો. તેમણે જણાવ્યું કે:

> 'જ્યાસુધી હિંદમાંના બ્રિટિશ લશ્કર પર બહારથી આક્રમણ કરવામાં નહિ આવે, ત્યાં સુધી હિંદમાં ગમે તેવી ક્રાંતિકારી ચળવળ શરૂ થઈ હોય તો તેને તે સફળતાથી દબાવી શકશે,

આઝાદ હિંદ ફોજે એટલે જ બીજો મોરચો ઉઘાડ્યો છે. જ્યારે આપણે હિંદની ભૂમિ પર આગળ વધશું અને જ્યારે હિંદીઓ બ્રિટિશરોને પોતાની નજર સમક્ષ પીછેહઠ કરતા જોશે, ત્યારે તેમને ખાત્રી થશે કે બ્રિટનની પડતી એ નિશ્ચિત વસ્તુ છે અને હિંદને મુક્ત કરવાને આગળ ધપતી આપણી ફોજને સાથે તેઓ હાથ મિલાવશે અને ત્યારે આપણે અંગ્રેજોને હિંદની ધરતી પરથી હાંકી મૂકીશું.

મિત્રો, તમે દુશ્મનની તાકાતનું માપ ઓછું ન આંકશો. આરાકાન, કાલાદાન અને હાકા વિસ્તારમાં ટીડીગ વિસ્તાર, મણિપુર અને આસામમાં આપણે દુશ્મનની તાકાત નજરે નિહાળી છે. તેમનો અનાજનો પુરવઠો અને તેમનો શસ્ત્રસરંજામ આપણા કરતાં ઘણો ચઢિયાતો છે, કારણ કે આપણી સામે લડવાને માટે તેઓ હિંદને લૂંટી રહ્યા છે, પણ જગતમાં બધે જ, ક્રાંતિકારી દળોને આપણા જેવી મુશ્કેલ પરિસ્થિતિમાં રહીને જ લડવું પડયું છે, પણ તેઓ કદિ થાક્યા નથી. તેમની તાકાત અને વિશ્વાસ બલિદાનમાંથી પેદા થાય છે. આઝાદ હિંદ ફોજના સૈનિકોએ ભારે મુશ્કેલીઓ અને કષ્ટો વચ્ચે તાલીમ લીધી છે અને ૩૮ કરોડની આઝાદી જ્યાંસુધી હાંસલ નહિ થાય ત્યાંસુધી તેઓ કદિ હથિયાર હેઠાં મૂકનાર નથી.'

જાતનો પરિશ્રમ સેવ્યો નથી એવા જુવાનો નેતાજી સમક્ષ, પોતાના ખૂનથી લખીને અરજીઓ રજૂ કરતા હતા. બંદૂક ખભે મૂકીને, પગપાળા કૂચ કરીને, ઘાસ અને પાંદડાઓથી જીવનનિર્વાહ કરીને તેઓ મોરચા પર જવાને અધિરા થઇ રહ્યા હતા.

ત્યારે બીજી બાજુ, દિલ્હી રેડીઓ નેતાજીને રંગી અને સ્વપ્નદ્રષ્ટા કહીને હાંસી ઉડાવી રહ્યો હતો. નેતાજીએ તેના પ્રત્યુત્તરમાં, શાંતિથી જણાવ્યું હતું કે:

'તેઓ મને સ્વપ્નદ્રષ્ટા કહે છે, કહી શકે છે. હું કબૂલ કરું છું કે હું સ્વપ્નદ્રષ્ટા છું. હું હમેશાં સ્વપ્નદ્રષ્ટા રહ્યો છું, હું બાળક હતો ત્યારે સ્વપ્નદ્રષ્ટા હતો. મારી જિંદગાનીનું સૌથી પ્યારું સ્વપ્ન હિંદની આઝાદીનું છે. તેઓ સ્વપ્નદ્રષ્ટા થનારને બદનામ કરે છે? હું તો ત્યારે ગર્વ ધરું છું. તેમને મારાં સ્વપ્ન નહિ ગમતાં હોય, પણ એ કાંઇ નવાઇની વાત નથી. જો હિંદની આઝાદીના સ્વપ્નમાં હું રાચતો જ નહોત, તો હું ગુલામીની જંજીરો સ્વીકારી લેત, પણ અગત્યનો પ્રશ્ન તો એ છે કે મારાં સ્વપ્ન સાચાં પડશે, હું કહું છું કે સાચા પડવાની તૈયારીમાં છે. આઝાદ ફોજ એ સ્વપ્ન સિદ્ધ કરશે, હું સ્વપ્નદષ્ટા છું એની મને દરકાર નથી. દુનયાની પ્રગતિ સ્વપ્નદ્રષ્ટા પર છે, શોષણના પ્યાલ પર નહિ.'

ચોમાસાના કારણે અને હવાઈ દળની સહાયતાના અભાવે ઇમ્ફાલનો ઘેરો છોડીને આઝાદ હિંદ ફોજને પાછા હટવું પડ્યું, ત્યાર પછી જાપાનિઝ ફોજોએ પણ પીછેહઠ કરવા માંડી. કોહિમા છોડીને જાપાનિઝો નાસા, ટીડીમ પણ છોડી ગયા અને બ્રિટનની ચૌદમી સેના આગળ વધતી રહી, પરિસ્થિતિ ચિંતા ઉપજાવે તેવી હતી, ચોમાસાના કારણે આઝાદ હિંદ ફોજ નવું આક્રમણ

કરી શકે તેમ નહતું, ત્યારે બીજી બાજુ બ્રિટનની સેના આગળ ધપતી હતી. અને જાપાની સેના પણ નિષ્ફળ નિવડી હતી, આવી સ્થિતિ હોવા છતાં પણ પૂર્વ એશિયામાંના ૩૦ લાખ હિંદીઓ 'હિંદની આઝાદી યા મૃત્યુ' એ તેમનું સૂત્ર હતુ. પરાજયથી તેઓ હતાશ થવાને બદલે છેલ્લા લોહીના બુંદ સુધી લડી લેવાના નિશ્ચયમાં તેઓ મક્કમ હતા, બીજી બાજુ બ્રિટિશ લશ્કર બુથીડાંગ કબજે કરવામાં સફળ નિવડયું હતું, પણ નેતાજી હમેશાં કહેતા હતા કે યુદ્ધમાં આગેકૂચ અને પીછેહઠ એ સામાન્ય છે. બ્રિટિશરો આસામ અને બંગાળની સરહદ પર ખૂનખાર જંગ આપશે જ.

આ પલ્ટાયેલી પરિસ્થિતિમાં આઝાદ ફોજને હવે આક્રમણ કરવાને બદલે, વ્યૂહરચના બદલવી પડી અને હવે રક્ષણાત્મક જંગ ખેલવાની તૈયારીઓ કરવી પડી. આ રક્ષણાત્મક પ્રવૃત્તિ મુખ્યત્વે બે કારણોસર હાથ ધરવી પડી હતી. એક તો બરમા ગુમાવવું, આઝાદ હિંદ સરકારને પરવડે તેમ ન હતું, જો બર્મા જાય તો, આઝાદ હિંદ સરકારની પ્રવૃત્તિને ભારેમાં ભારે ફટકો પડે. ત્યારે બીજી બાજુ જાપાનિઝોની સ્થિતિ પેસેફિકમાં મુશ્કેલ થઇ પડી હતી. અમેરિકન સેનાપતિ મેક આર્થરના હથોડાના ઘા જાપાનની તાકાતને છિન્ન ભિન્ન કરી રહ્યા હતા. એ સંજોગોમાં આઝાદ ફોજને પૂરતી સહાય આપવાને જાપાન અશક્ત હતુ.

પણ બ્રિટિશ ફોજ તો આગળ ને આગળ વધતી હતી. આકયાબમાં બ્રિટિશ ફોજ પ્રવેશી ચૂકી હતી અને આગળ વધતી અટકાવવામાં, સુભાષ બ્રિગેડ થોડીક કામયાબ થઇ હતી. જાપાનના પાટનગર ટોકિયો પર અમેરિકન બોંબરો બોંબવર્ષા કરી રહ્યા હતાં.

આઝાદ ફોજની જુદી જુદી બ્રિગેડો રક્ષણાત્મક હરોળ ઊભી કરવાના કામમાં લાગી ગઇ હતી. મરણિયા થઇને સૈનિકો

પોતાનાથી વધુ તાકાત સામે ઝૂઝી રહ્યા હતા. જાપાનિઝો રંગુન ખાલી કરી જવાની તૈયારીઓ કરી રહ્યા હતા. આઝાદ હિંદ સરકાર પર દબાણ થઈ રહ્યું હતું. નેતાજી, આઝાદ હિંદ ફોજને રંગુનનો બચાવ કરવા માટેની ફરજ સુપ્રત કરવાનું જાપાનિઝ સત્તાવાળાઓને સમજાવી રહ્યા હતા. બર્મા જો બ્રિટિશરોના હાથમાં પડે તો, દિલ્હી પહોંચવાની નેતાજીની યોજના નાકામયાબ નિવડે; દિલ્હી ઘણું દૂર રહે, એટલે નેતાજી જાપાનિઝ સત્તા-વાળાઓને સમજાવી રહ્યા હતા, ત્યારે ગાંધી અને નહેરૂ બ્રિગેડની ભારે ખૂવાર થવા પામી હતી, એક એક ઈંચ જમીન માટે તેઓ ઝનૂનથી લડયા હતા, પણ બ્રિટિશ ફોજને આગળ તેઓ વધુ વખત ટકી રહ્યા નહિ, લડતાં લડતાં યુદ્ધમાં ખપી ગયા, દરમિયાન માંડલે અને માયમ્યો પણ બ્રિટિશ ફોજને હાથ પડયાં અને બીજી બાજુ અત્યાર સુધી આઝાદ ફોજને જે થોડી ઘણી જાપાનિઝ વિમાનોની કૂમક હતી, તે પણ હવે તો અદસ્ય થઇ ગઈ હતી અને ક્યારેક આઝાદ ફોજના સૈનિકો પણ દુશ્મનને મળી જતા હતા.

તા. ૨૪ એપ્રિલ ૧૯૪૫નો એ દિવસ હતો. આઝાદ હિંદ સરકારે રવાના થતાં પહેલાં તમામ લેણદારોને તેનું લેણું ચૂકવી આપવાની ભારે કાળજી રાખી હતી.

આઝાદ સરકાર બેંગકોક જવા છતાં નેશનલ બેંક ઑફ આઝાદ હિંદનું કામકાજ બ્રિટિશરોના આવ્યા પછી પણ ચાલુ રાખવાનો નિર્ણય હતો, કારણ કે આઝાદ બર્માની સરકાર પાસે તેની ફોજને આપવા માટે નાણાં ન હતાં. એક અઠવાડિયા પછી બ્રિટિશ ફોજોએ રંગુનમાં પ્રવેશ કર્યો એ દરમિયાન આઝાદ ફોજે વ્યવસ્થા જાળવી રાખી, જ્યારે બ્રિટિશરો ચાલ્યા ગયા અને જાપાનના આગમન પહેલાં રંગુનની શેરીઓમા જે લૂંટફાટો થવા પામી હતી, ખૂનો થતાં હતાં એવી પરિસ્થિતિ ફરીથી ઉપસ્થિત ન થાય અને પ્રજા હેરાન ન થાય એ માટે, આઝાદ ફોજના સૈનિકો તકેદારી રાખી રહ્યા હતા.

જો નેતાજીએ નિશ્ચય કર્યો હોત, તો રંગુનમા, બ્રિટિશ ફોજનો સખ્ત સામનો થયો હોત, શેરીએ શેરીએ સંગ્રામ જામ્યો હોત પણ શરણે જવાનો જ નિશ્ચય થયો હતો. હિંદની આઝાદીનુ સ્વપ્ન જે સિદ્ધ થવાની અણી પર હતું. તે તો હવે નાશ પામ્યું હતુ, પછી હિંદીઓના જાનમાલની વ્યર્થ ખુવારી કરવાનો શો અર્થ?

હિંદને આઝાદ કરવા અને બ્રિટિશ ધૂંસરીમાંથી મુક્ત કરવા માટે આઝાદ હિંદ ફોજે બે વખત આક્રમણ કર્યું હતું. પહેલું આક્રમણ ૧૯૪૪ની ગ્રીષ્મ ઋતુમાં કર્યું હતું. બે મહિનામાં આઝાદ ફોજે ચમત્કાર સર્જ્યો અને બ્રિટિશ ફોજને પીછેહઠ કરવાની ફરજ પડી હતી. દક્ષિણમાં ઉખરાલ અને દુંગેલ વચ્ચેના રેલ્વેવ્યવહાર પર આઝાદ ફોજનો અંકુશ જામી પડયો હતો. આ રેલ્વેવ્યવહાર ઉત્તરે ચીન્દવીન ઓળંગીને કોહીમા અને દુંગાકુ સાથે સંકળાએલો હતો. મણિપુરના પાટનગર ઇમ્ફાલ નજીક

આઝાદ ફોજે થાણાં જમાવ્યાં હતાં અને ત્યાં કેપ્ટન શાહનવાઝે તિરંગી ઝંડો ફરકાવ્યો હતો, પણ કમનસીબે ચોમાસું ફાટી નીકળ્યું ને નવો ફટકો મારવા માટે તાકાત જાળવી રાખવાના હેતુથી યુક્તિપૂર્વક પીછેહઠ કરી.

બીજો ફટકો ૧૯૪૫ના માર્ચમા માર્યો હતો આઝાદ હિંદ ફોજની પાચમી ગેરીલા ફોજને આ યુદ્ધ માટે કેપ્ટન સહગલ અને મેજર જનરલ શાહનવાઝની આગેવાની નીચે વ્યવસ્થિત સૈન્યમાં પલટાવી દેવામા આવી હતી.

રેજીમેન્ટને ઉદ્દેશીને નેતાજીએ જણાવ્યું હતું કે 'ગયે વર્ષે આઝાદ હિંદ ફોજે પહેલી જ વાર દુશ્મનનો સુન્દર સામનો કર્યો હતો, આઝાદ ફોજે મારી કલ્પનામા પણ ન હતી, એવી ભવ્ય કામગીરી બતાવી છે દુશ્મનો અને મિત્રો એની પ્રશંસા કરે એવી છે જ્યાં જ્યાં આપણે લડયા, ત્યા ત્યાં આપણે દુશ્મનને પરાજય આપ્યો પ્રતિકૂળ હવામાન અને બીજી મુશ્કેલીઓને કારણે પરાજય વહોર્યા વિના સફળતાથી આપણે ઇમ્ફાલને મોરચેથી આપણી ફોજોને પાછી લાવી શકયા છીએ, હવે આપણે આ મુશ્કેલીઓને પહોંચી વળવાનો પ્રયત્ન કરવાનો છે.

પણ બધાએ યાદ રાખવાનુ છે કે આપણુ સૈન્ય એ ક્રાંતિકારી સૈન્ય છે આપણા દુશ્મનની જેટલી માનવતાકાત છે એટલી આપણી નથી, આપણા દુશ્મને નિશ્ચય કર્યો છે કે હિંદના રક્ષણ માટેનુ પહેલુ યુદ્ધ તે આસામમાં ખેલી લેશે અને એ વિસ્તારને તેમણે હિંદી સ્ટાલિનગ્રેડ બનાવ્યું છે.

આ વર્ષ યુદ્ધનુ નિશ્ચયાત્મક વર્ષ હશે ઇમ્ફાલની ટેકરીઓ આગળ અને ચિત્તાગોંગના મેદાન આગળ હિંદની આઝાદીના ભાવિનો નિર્ણય થશે 'ખૂન, ખૂન, વધુ ખૂન'નું નવું સૂત્ર તમને આપવામાં આવ્યું છે, જ્યારે ગયા વર્ષે તમને 'દિલ્હી ચલો'નુ સૂત્ર અપાયુ હતું.

આપણે મોરચા પર જઇએ ત્યારે આપણો એક પણ સૈનિક દુશ્મનને મળી જવો ન જોઈએ, છતાં પણ કોઈને એમ લાગે કે પોતે નિર્બળ છે, અથવા તો કાયરતાને કારણે મોરચા પર જઇ શકે તેમ નથી, તો તેણે ટુકડીના સરદાર આગળ જઇને પોતાના નિર્ણયની જાણ કરવી, તેને મથક આગળ રાખવાની ગોઠવણ કરવી જોઇએ.

તમાની આમે મારે કોઈ ગુલાબી ચિત્ર દોરવું નથી, મોરચા પર જશો ત્યારે ભૂખ, તરસ અને બીજી મુશીબતો, અરે! મૃત્યુનો પણ તમારે સામનો કરવો પડશે. દુશ્મને ખૂબ જ તૈયારીઓ કરી છે, માટે જ આપણે આપણાં સઘળાં સાધનોની જમાવટ કરવી પડશે.

'ચલો દિલ્હી' ના આઝાદ હિંદ ફોજના સૂત્ર ઉપરાંત આજથી નવુ સૂત્ર સ્વીકારવામાં આવે છે, આ સૂત્ર છે "ખૂન, ખૂન અને વધુ ખૂન."

આ સૂત્રનો અર્થ એમ થાય છે કે હિંદનાં ૪૦ કરોડની આઝાદી માટે આપણે ખૂન રેડીશું અને એ હેતુની સિદ્ધિ માટે આપણા દુશ્મનનુ પણ આપણે ખૂન રેડીશું, દક્ષિણમા જે હિંદીઓ છે તેમને માટે નવું સૂત્ર આ પ્રમાણે રહેશે.

આઝાદ હિંદ સરકારે જેમ ઝાંસીની રાણી રેજીમેન્ટ દ્વારા સ્ત્રીઓને યુદ્ધ મોરચે મોકલી હતી, તેમ બાલ સેના દ્વારા, બ્રિટિશ ટેન્કોનો નાશ કરવા માટે, આત્મઘાતક ટુકડી ઊભી કરી હતી.

આ યુદ્ધ દરમિયાન ઈરાવદીની ઉપર ૬૦ માઇલ દૂર પોપા ટેકરીઓમાં બ્રિટિશ ફોજે જે ઘેરો ઘાલ્યો હતો, તેમાં આઝાદ ફોજની બીજી ડિવિઝન ઘેરાઈ ગઇ હતી. ચોથી અને પાંચમી ગેરીલા ટુકડીનાં હજારો માણસો સપડાઇ ગયાં હતાં. આ ઘેરો તોડીને કર્નલ શાહનવાઝ બહાર આવી શક્યા હતા. તેઓ પેગુ આતે હતા, ત્યારે તેમણે બ્રિટિશ ફોજને શરણે જવાની માગણી કરી અને તેમની શરણાગતિનો સ્વીકાર કર્યો, તેમને યુદ્ધકેદી તરીકે પકડવામાં આવ્યા હતા.

વીરતાનો આવો એક કિસ્સો પુનાના એક જુવાનનો છે. આઝાદ હિંદ ફોજમાં એ હેડક્લાર્ક હતો, મશિનગનના મારાનો એ ભોગ થઇ પડયો હતો. મૃત્યુ એની નજીક હતું, એને હોસ્પિટલમાં લઇ જવાનું મુશ્કેલ હતું, એટલે તેને એક સ્ટ્રેચરમાં નજદિકના આશ્રયસ્થાનમાં લઈ જવામાં આવતો હતો. તેને ભાનમાં લાવવા એના મુખમાં થોડું પાણી મૂકવામાં આવ્યું, એ સ્હેજ ભાનમાં આવ્યો, ત્યારે બોલી ઊઠયોઃ 'નેતાજી, નેતાજી.'

રંગુનનું વડું મથક છોડીને આઝાદ હિંદ સરકાર એ ંગકોક પાછી ફરી હતી. ત્યાં રહીને પણ હિંદની આઝાદીનો સંગ્રામ ચાલુ રાખવાની નેતાજીની ઇચ્છા હતી.

રંગુનમાંથી વિદાય થતાં, તેમણે વાયુપ્રવચન દ્વારા ફોજને ઉદ્દેશીને જણાવ્યું હતું કે—

'આઝાદ હિંદ ફોજના બહાદુર ઓફિસરો અને સૈનિકો !

ભારે હૈયે હું બર્મા છોડી જાઉં છું. બર્મા, કે જ્યાંથી તમે આપણી આઝાદી માટેના અનેક વીરતાભર્યા સંગ્રામો ૧૯૪૪ ના ફેબ્રુઆરીથી ખેલ્યા છે. એને છોડી જતાં મને દુઃખ થાય છે. ઇમ્ફાલ અને બર્મામાં આપણી આઝાદી માટેના જંગના પહેલા તબક્કામાં આપણે હારી ગયા છીએ. પણ એ માત્ર પહેલો જ તબક્કો છે. હજી તો આપણે સંખ્યાબંધ તબક્કાઓમાં લડવાનું છે. હું જન્મથી જ આશાવાદી છું અને કોઇપણ સંજોગોમાં હું પરાજયનો સ્વીકાર કરતો નથી. ઇમ્ફાલનાં મેદાનો, આરાકાનની ટેકરીઓ અને બર્માના બીજા વિસ્તારોમાં તમે જે બહાદુરી બતાવી છે, એ આઝાદીના આપણા જંગના ઇતિહાસમાં સદાકાળ અમર રહી જશે.

બિરાદરો ! આ કટોકટીની પળે મારે તમને એક જ શબ્દ કહેવાનો છે. જો તમે તાત્કાલિક શરણે જવાની ઇચ્છા રાખતા હો તો બહાદુરીપૂર્વક અને ગૌરવભરી રીતે શિસ્તબદ્ધ જાઓ.

હિંદની ભાવિ પ્રજા ગુલામ તરીકે નહિ, પણ આઝાદ પ્રજા પેદા થવાની છે તમારા બલિદાનથી એનો જન્મ થવાનો છે એ પ્રજા તમારે માટે ગૌરવ લે અને ગૌરવપૂર્વક એમ કહી શકે કે તેઓ અમારા પૂર્વજો હતા. તેઓ અમારી આઝાદી માટે મણિપુર, આસામ અને બર્મામાં લડયા અને પરાજય પામ્યા, પણ તાત્કાલિક પરાજય છતાં તમે અંતિમ વિજય અને ઉજ્જ્વળ ભાવિ માટેનો માર્ગ ખૂલ્લો કરશો.

હિંદની આઝાદી માટેનો મારો અડગ વિશ્વાસ હજી પણ અણનમ છે. હું તમારા હાથમાં આપણા ત્રિરંગી ઝંડાને, આપણા રાષ્ટ્રની પ્રતિષ્ઠાને અને આપણા રાષ્ટ્રવીરોની ઉત્તમ પ્રણાલિકાને સુપ્રત કરું છું. તમારા હાથમાં એ સલામત રહેશે એવી મને શ્રદ્ધા છે. હું નિઃશંકપણે માનું છું કે, તમે હિંદની આઝાદીના સૈન્યના રક્ષકો, રાષ્ટ્રનું ગૌરવ અખંડ રાખવા માટે સર્વસ્વનું બલિદાન આપશો. તમામ પ્રાણોનું પણ બલિદાન આપતા અચકાશો નહિ, કે જેથી તમારા સાથીદારો બીજે સ્થળેથી આઝાદી માટેનો જંગ ચાલુ રાખી રહ્યા છે તેમને તમારું જ્વલંત ઉદાહરણ હંમેશને માટે પ્રેરણા આપતું રહેશે.

અને મારા દેશના ૩૩ કરોડ બાંધવોની સેવા કરવા અને તેમની આઝાદી માટે હું મારી તમામ શક્તિથી ઝૂઝતો રહીશ.

અંતમાં હું તમને વિનંતી કરું છું કે તમે મારી માફક જ શ્રદ્ધા રાખો, મારી માફક જીવતાં શીખો. અંધકાર આવ્યો જાય છે અને અંધકાર પછી પ્રકાશ આવે છે. હિંદ આઝાદ થવાનું જ છે, એને હવે વધુ વિલંબ થવાનો નથી. ઇશ્વરના આશીર્વાદ તમારા પર ઊતરી રહો. !

બેંગકોકમાંથી હિંદની આઝાદી માટેનું યુદ્ધ ચાલુ રાખવાનો નેતાજીનો ઈરાદો હતો, એ માટેની તૈયારીઓ પણ કરી રહ્યા હતા, પણ કુદરત નેતાજીની યોજનાઓથી વિરુદ્ધ ચાલ ચાલતી હતી. જેટલી ઝડપથી જાપાને વિજયો મેળવ્યા હતા, એટલી જ ઝડપથી જાપાન પરાજયો મેળવી રહ્યું હતું. બર્મામાં મિત્રફોજેએ પોતાનો કાબૂ જમાવ્યો હતો. શરૂઆતમાં તો બ્રિટિશ સેનાપતિએ આઝાદ ફોજનો સહકાર મેળવ્યો અને કાયદો અને વ્યવસ્થા ફરીને સ્થાપિત થયાં, ત્યાર પછી તરત જ આઝાદ હિંદ ફોજના અવશેષોને હાથ કરવાનું કાર્ય શરૂ થયું. આઝાદ હિંદ ફોજના જે સૈનિકો હિંદીઓના જાનમાલની રક્ષા માટે જ, નેતાજીના ફરમાનથી ત્યાં રોકાઇ રહ્યા હતા અને બ્રિટિશ ફોજનો સામનો કર્યો ન હતો, તેમને કેદ રાખવામાં આવ્યા. નેતાજીએ સ્થાપેલી નેશનલ બેંક ઓફ આઝાદ હિંદની શાખાઓ, થોડા વખત સુધી કામ કરતી રહી, ત્યાર પછી બ્રિટિશ ફોજે તેને પણ સીલો દીધાં. જો કે બેંકમાં લોકોની જે થાપણો હતી એ પાછી આપી, પણ આઝાદ હિંદ સરકારનાં નાણાં કબજે કર્યાં.

આઝાદ ફોજના ગીરફતાર થયેલા સૈનિકો પ્રત્યેનો વર્તાવ ખરાબ હતો. અટકાયતમાંથી છૂટેલા આઝાદ ફોજના સૈનિકોના જણાવ્યા પ્રમાણે તેમની પાસેથી રંગૂનની શેરીઓ સાફ કરાવવામાં આવતી હતી. આ ગીરફતાર થયેલાઓમાં કર્નલ શાહનવાઝ,

કેપ્ટન સહગલ, કેપ્ટન ધીલાં અને બીજા કેપ્ટનો પણ હતા. તેમને હિંદમાં લાવવામાં આવ્યા અને જે લાલ કિલ્લા પર તેઓ ત્રિરંગી ઝંડો ફરકાવવાના ધ્યેય સાથે, 'ચલો દિલ્હી'નો નાદ ગજવના જંગ ખેલી રહ્યા હતા, એ ઐતિહાસિક લાલ કિલ્લામાં જ તેમની સામેનો મુકદ્દમો ચલાવવાની જોગવાઇ કરવામાં આવી.

બર્માનો જંગ હવે પૂરો થતો હતો. જાપાનના પ્રધાનમંડળનો અંત આવ્યો હતો. જનરલ ટોજોને સ્થાને નવું પ્રધાનમંડળ અસ્તિત્વમાં આવ્યું હતું. જનરલ ટોજોના પ્રધાનમંડળે યુદ્ધ પોકાર્યું, વિજયો મેળવ્યા અને પગજયો પણ જોયા; પરિસ્થિતિ પલ્ટાતી હતી. એ પલ્ટાતી પરિસ્થિતિને અનુકૂળ થવાને માટે જાપાનને નવા પ્રધાનમંડળની જરૂર હતી. 'ઊગતા સૂર્ય'નો ધ્વજ નીચે પડતો જતો હતો.

નવા પ્રધાનમંડળના અસ્તિત્વ સાથે એમ માનવામાં આવતું હતું કે, જાપાન રશિયા દ્વારા સમાધાન શોધશે. રશિયા અને જાપાન વચ્ચે હજી અનાક્રમણના કરારો મોજૂદ હતા, પણ એ કરારોની મુદત પૂરી થાય, ત્યાર પછી એમાં વધારો કરવામાં નહિ આવે એવી રશિયાએ જાહેરાત કરી હતી; પરિસ્થિતિ એવી હતી કે જાપાન પેસિફિકમાં પણ અમેરિકાના હાથે માર ખાતું હતું અને એક પછી એક પ્રદેશો ગુમાવતું જતું હતું. રશિયાએ જોયું કે જો લાંબો વખત એ તટસ્થ રહેશે, તો એશિયામાં તેનો પગદંડો જમાવવાની જે ઇચ્છા છે તે સફળ નહિ થાય. દરમિયાન અમેરિકાને હાથે 'એટમબોંબ'ની શોધ આવી ગઇ. એટમબોંબનો અખતરો થયો અને તે કામયાબ નિવડયો. જાપાનનો સામનો તૂટી પડવાની તૈયારીમાં હતો, ત્યાં રશિયાએ પણ જાપાન સામે યુદ્ધ પોકાર્યું.

વિકટ પરિસ્થિતિ ઊભી થઇ હતી; અમેરિકાએ જાપાનના હીરોશીમા અને નાગાસાકી પર એટમબોંબનો ઉપયોગ કર્યો અને

હજારો નિર્દોષ જનોના ખુવારી થઈ. જાપાનને હવે ટકી રહેવાનું મુશ્કેલ જણાયું અને શરણાગતિ સ્વીકારવાનો નિર્ણય કર્યો.

જ્યાં જાપાન નબળું પડી ગયું હતું, ત્યાં આઝાદ હિંદ સરકારને માટે કોઈ સ્થાન પણ કયાંથી હોય ? બેંગકોકમાં જ્યારે નેતાજીને જાપાનના નિર્ણયની જાણ થઈ, ત્યારે મહત્ત્વની મંત્રણા માટે નેતાજી પોતાના અંગરક્ષક સાથે વિમાનમાં ટોકીઓ જવાના થયા હતા, પણ રસ્તામાં વિમાનને અકસ્માત નડયો વિમાન તૂટી પડયું અને નેતાજી સખ્ત રીતે દાઝી ગયા

થોડાક દિવસો પછી ટોકીઓ રેડીઓએ જગતને શ્રી. સુભાષ વિમાની અકસ્માતમા માર્યા ગયાની જાણ કરી હિંદી પ્રજાને આ સમાચારથી ભારે આઘાત લાગ્યો, પણ એ સમાચારને સત્ય તરીકે માનવાને હજી હિંદી પ્રજા તૈયાર નથી

'નેતાજી વિમાની અકસ્માતમા સાચે જ માર્યા ગયા છે ?' એ આજે સૌથી મહત્ત્વનો અને વિચારણીય પ્રશ્ન છે. ટોકીઓ ખાતેના હિંદીઓ તરફથી મળેલા હેવાલો કહે છે કે નેતાજીના અકસ્માતના સમાચાર પછી, એમના શબને લગતી, અંતિમ ક્રિયાઓને લગતી બીજી કોઈ વાત જાહેર થઈ નથી.

આઝાદ ફોજના જે સૈનિકો અટકાયતી છાવણીમાથી મુક્ત થયા છે, તેઓ પણ નેતાજીના અવસાન સમાચાર માનવાને તૈયાર નથી. એક નિવેદનમાં તો, એમ પણ પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે 'ટોકીઓ રેડીઓએ નેતાજીના વિમાની અકસ્માતની જાહેરાત કર્યા પછી બીજા બે દિવસે તેણે નેતાજીનું વાયુપ્રવચન સાંભળ્યું હતું, જેમાં નેતાજીએ જણાવ્યું હતુ કે તે રશિયા જઈ રહ્યા છે.

બીજી વાત એ છે કે બેંગકોકથી નેતાજી વિમાન દ્વારા ઉપડયા હતા એ સાચું, પણ બે વિમાનો એક સાથે ઊડયાં હતાં.

એમાંનુ એક વિમાન ટોકિયો જઇ રહ્યું હતું, જેને અકસ્માત નડયો હતો, જ્યારે બીજું વિમાન કોઇક અજાણ્યા સ્થળે ઉપડી ગયું હતું અનુમાન એમ થાય છે કે અજાણ્યા સ્થળે ગયેલા વિમાનમાં નેતાજી હતા.

—ને આ શંકાઓને, વધુ ટેકો તો નેતાજીના સંબંધીઓ આપે છે. નેતાજી જે ઘડિયાળ પહેરતા હતા અને અકસ્માત વખતે જે ઘડિયાળ તેમના હાથ પર હતું, તે ઘડિયાળ હિંદમાં આવેલા આઝાદ હિંદ ફોજના અફસરે પં. જવાહરને આપ્યું હતું, પણ એ ઘડીઆળ શ્રી. સુભાષ બોઝ જ્યારે અહિંથી વિદાય થયા, ત્યારે તેમની પાસે જે હતું, તે નથી એમ કહેવામાં આવે છે.

દરમિયાનમાં એવી હકીકત પણ પ્રસિદ્ધ થઇ છે કે, શ્રી. સુભાષ બોઝ કલકત્તાની સરહદ પર થઇને, ખૈબરઘાટને રસ્તેથી અફઘાનિસ્તાન થઇ રશિયા પહોંચી ગયા હતા, જે સમયની આ હકીકત છે, એ સમયે આપણે જાણીએ છીએ કે રશિયા અને જર્મની મિત્ર હતાં એટલે રશિયામાં શ્રી બોઝ પહોંચી ગયા. પછી તેમને જર્મની મોકલી આપવામાં આવ્યા હતા અને ત્યાં તે હિટલરના મહેમાન તરીકે રહ્યા હતા. એટલે અત્યારે જ્યારે બ્રિટનના હાથ લાંબા અને પહોંચતા છે ત્યારે રશિયા સિવાય નેતાજીને બીજી કોઇ સરકાર રાખવાની હિંમત કરી શકે તેમ નથી.

આ અનુમાનોની પરંપરામાંથી, નેતાજીના અવસાનના સમાચાર પરત્વે શંકાનાં વાદળ ઘેરાતાં જાય છે. મુંબઇમાં મળેલી મહાસમિતિની બેઠકમાં પણ, નેતાજીને મહાસભાના ભૂતપૂર્વના પ્રમુખને અંજલી આપતો ઠરાવ એ જ કારણસર પસાર થયો ન હતો. રાષ્ટ્રપતિ મૌલાના આઝાદે જાહેર કર્યું હતું કે, 'શ્રી. સુભાષ બોઝના અવસાનને લગતા કોઇ સત્તાવાર સમાચાર નથી.' અને

પં. માલવિયાજીએ અંતિમ ક્રિયાઓ કરવાની ના પાડી છે, આ સંજોગોમાં નેતાજી ક્યાં છે ? નેતાજી જીવે છે કે નહિ એનો ભેદ વધુ ને વધુ ઘેરો બનતો જાય છે. રશિયાના સત્તાવાર મુખપત્ર પ્રવદાના જણાવ્યા પ્રમાણે રશિયાએ શ્રી. બોઝને આશ્રય આપ્યો નથી, રશિયા તો તેમને ફાસીસ્ટ માને છે. વળી છેલ્લા થોડા દિવસ થયા નેતાજીની અંતિમ ક્રિયામાં હાજરી આપનાર અને નેતાજીના સંદેશાને હિંદમાં લાવનાર તેમના સાથીઓનાં નિવેદનો પણ પ્રસિદ્ધિ પામી રહ્યાં છે.

અત્યારે નેતાજીના અસ્તિત્વ સંબંધમાં બે મત પ્રવર્તે છે. એક મત એવો છે કે નેતાજી જીવિત છે અને યોગ્ય સમયે બહાર આવશે. આ મતને મહાત્મજીના નિવેદનથી પુષ્ટિ મળે છે. મહાત્માજીએ એક વખત જણાવ્યું હતું કે તેમનો આત્મા કહે છે કે શ્રી. બોઝ જીવિત છે અને યોગ્ય સમયે જાહેર થશે. બીજો મત બહુ ઓછાઓનો છે, તે એમ માને છે કે, ટોકિયાના વિમાની અકસ્માતમાં નેતાજી માર્યા ગયાના જે સમાચાર પ્રસિદ્ધ થયા હતા, તે બરાબર છે.

એ ગમે તે હોય; પણ એક ગુલામ પ્રજાએ પોતાની ગુલામીની જંજીરો તોડવાનો, વીરતાભર્યો ઇતિહાસ રચ્યો છે. આઝાદ હિંદ સરકાર, આઝાદ હિંદ ફોજ, એ આજે તો જાણે સ્વપ્નસમ બની ગયેલ બનાવ જેવી છે. પણ એ સ્વપ્નું ગુલાબી છે.

નેતાજીએ પૂર્વ એશિયામાં એવો પ્રભાવ જમાવ્યો હતો કે પરિણામોની પરવા કર્યા વિના ૩૦ લાખ જેટલી હિંદી પ્રજા, સ્ત્રીઓ, પુરુષો, અને બાળકો સુદ્ધાં નેતાજીનાં વચનોએ ઘેલાં થઇ ગયાં, ટટ્ટાર બન્યાં, હથિયાર હાથમાં લીધાં, અન્ન વસ્ત્રની પરવા કર્યા વિના નેતાજીના હુકમે મોરચા પર ગયાં. દિવસો સુધી પેટે પાટા બાંધીને પોતાનાથી અનેક ગણી બળવાન એવી લશ્કરી

તાકાત સામે ઝૂઝયાં, મૃત્યુને ભેટયાં, શહિદીનો તાજ પહેરીને સ્વર્ગે સંચર્યાં. જીવતાં રહ્યાં તે દિલમાં વેદનાના ડંખ સહન કરી રહ્યાં.

આઝાદ હિંદ ફોજના ગીરફતાર થયેલા સૈનિકોને જ્યારે, મિત્ર સેનાના સત્તાવાળાઓએ પૂછપરછ કરવા માંડી, ત્યારે તેઓએ પોતાના પિતા તરીકે 'નેતાજી' અને માતા તરીકે ભારતમાતાનાં નામ આપ્યાં હતાં. હજી હમણાં જ, બર્મામાં ફરીને બ્રિટિશ અમલ સ્થાપિત થયા પછીથી આ વાત છે.

રંગુનમાં હિંદીઓની એક જાહેર સભા મળી હતી. આઝાદ હિંદ સરકારના સમયમાં આવી સભાઓમાં પ્રથમ રાષ્ટ્રગીત ગાવાની પ્રણાલિકા હતી, પણ હવે બ્રિટિશ અમલ શરૂ થયો હોવાથી એ પ્રણાલિકાનો આ સભામાં ત્યાગ કરવામાં આવ્યો હતો, ગ્રહાજનોએ એ સામે વિરોધ ઉઠાવ્યો અને જ્યારે પૂર્વવત્ રાષ્ટ્રગીત ગવાયું, ત્યારે જ સભાના કામકાજની શરૂઆત થઈ ચૂકી. સભાને અંતે 'જય હિંદ'ના પોકારોથી હોલ ગાજી ઊઠયો હતો આજે પણ બર્માનો પ્રવાસ કરીને આવેલાઓ કહે છે કે, નેતાજી પ્રત્યે બર્માને અનહદ માન છે. નેતાજીની સુવાસ બર્મામાં ભરી ભરી છે, એકલા હિંદીઓ જ નહિ પણ બર્મિઝો અને બીજી પ્રજાઓ સુદ્ધાં નેતાજીને યાદ કરીને આંસુ સારે છે.

નેતાજીએ હિંદ કેમ છોડયું ? એના સંબંધમાં તેમણે એક વખત જે કહ્યું હતું. એ એમના શબ્દોમાં જ આપણે જોઈએ અને જે જે ધ્યેય માટે તેમણે પોતાની જિંદગી હોડમાં મૂકી હતી, એ ધ્યેયની સિદ્ધિમાં જ તેમણે જીવન ખરચી નાખ્યું છે.

તેમણે કહ્યુ હતું કેઃ

'દરેક પ્રકારનાં જોખમો ખેડીને, આટલે દૂર આવવાનું અને મારું ઘર અને મારી માતૃભૂમિ છોડવાનું મેં કેમ પસંદ કર્યું, એ વિષે હું તમને સ્પષ્ટ શબ્દોમાં કહેવા માગું છું. તમે જાણો છો કે ૧૯૨૧ માં મેં યુનિવર્સિટી છોડી, ત્યારથી હું માતૃભૂમિ હિંદની આઝાદી માટે લડતો રહ્યો છું છેલ્લા બે દશકા દરમિયાન હિંદી પ્રજાએ જે અવિનયભંગની લડત આદરી છે, તેમાં હું સામેલ રહ્યો છું ઉપરાંત વારંવાર, મારી સામે કોઈપણ પ્રકારનો કેસ ચલાવ્યા વિના જ, મને જેલમાં પૂરવામાં આવ્યો હતો હું ગુપ્ત ક્રાંતિકારી સંસ્થા સાથે સંકળાયેલો છું એવો મારી પ્રત્યે વહેમ રહેતો હતો.

[ ૧૫ ] જવાંમર્દો

ગુલાબી સ્વપ્નસમ બની ગયેલા આઝાદ હિંદ ફોજ અને આઝાદ હિંદ સરકારના સ્મરણ સાથે જ એ ઐતિહાસિક ઘટનાના જવાંમર્દોનાં નામ યાદ આવી જાય છે, ઝાંસીની રાણી પલટનનાં સેનાપતિ કર્નલ લક્ષ્મી વિષે આપણે આગળના પ્રકરણમાં જાણી ગયા છીએ, પરંતુ આઝાદ હિંદ ફોજને પારાવાર મુશ્કેલીઓની વચ્ચે, ચઢીઆતી બ્રિટિશ તાકાતને ફટકો મારીને હિંદની સરહદ ઓળંગી મણિપુરની ભૂમિ પર, પહેલી જ વાર ત્રિરંગી ઝંડો ફરકાવનાર કર્નલ શાહનવાઝખાન અને તેમના સાથીદારો, કેપ્ટન પ્રેમ સહગલ અને કેપ્ટન ધીલાને ઇતિહાસ ભૂલી શકે તેમ નથી. આ ત્રણે સામે, દિલ્હીના લાલ કિલ્લામાં લશ્કરી અદાલત સમક્ષ, હિંદ સરકારે મુકદ્દમો ચલાવ્યો હતો.

એ જવાંમર્દો કોણ છે? કર્નલ શાહનવાઝખાન કોણ છે?

એ જવાંમર્દ નેતાજીનાં વ્યાખ્યાનોથી ચકિત થયો હતો. નેતાજીનાં ભાષણોમાથી એની દૃષ્ટિ સમિપ હિંદનું, એણે કદિય ન કલ્પ્યું હોય એવું ચિત્ર–તદ્દન સાચું ચિત્ર–ઉપસ્થિત થયું અને તેણે નેતાજી સમક્ષ પ્રતિજ્ઞા લીધી કે "મારું જીવન હિંદની આઝાદી માટે ખર્ચીશ, મૃત્યુ અથવા તો હિંદની આઝાદી.'

એ પ્રતિજ્ઞાને વફાદાર રહેલા શાહનવાઝખાને પ્રાણની પણ પરવા કરી નથી.

ભવ્ય, કદવર, લશ્કરી ખૂમારીભર્યો શાહનવાઝખાન રાવલ-પીંડીના એક જાણીતા કુટુંબનો નબીરો છે. એનું કુટુબ પેઢીઓથી હિંદી લશ્કરમાં પોતાની સેવા આપી રહ્યું છે.

શાહનવાઝનનો જન્મ તા. ૨૪ જાન્યુઆરી ૧૯૧૪ના રોજ રાવલપીંડી ખાતે થયો હતો, પ્રાથમિક શિક્ષણ પૂરું થયા પછી તેમણે દહેરાદૂન ખાતે ઈન્ડિયન મિલિટરી એકેડેમીનો કોર્સ પૂરો કર્યો હતો.

૧૯૩૬માં તે ઈન્ડિયન લેન્ડ ફોર્સમાં જોડાયા એક વર્ષ પછી ૧૯૩૭માં તેમને ૧૪મી પંજાબી રેજીમેન્ટમા મૂકવામાં આવ્યા અને પાછળથી યુદ્ધ ફાટી નીકળતા એ ટુકડીને બર્માના મોરચે મોકલી આપવામાં આવી, પણ જાપાનના આક્રમણ સામે બ્રિટિશરોને બર્મા ખાલી કરવાની ફરજ પડી અને હિંદી સૈન્યોને જાપાનિઓના હાથમાં મૂકીને તેઓ ચાલ્યા ગયા.

બર્મામાં જ, તેમણે જીવનનો ઐતિહાસિક નિર્ણય કર્યો, આ જવાંમર્દે જણાવ્યું હતું કે, 'જ્યારે મેં આઝાદ હિંદ ફોજમાં જોડાવાનો નિર્ણય કર્યો, ત્યારે મેં સર્વસ્વનો ભોગ આપવાનો નિર્ણય કર્યો હતો. મારું જીવન, મારું ઘર, મારા કુટુંબનો અને રાજાને વફાદાર રહેવાના મારા કુટુંબની પેઢીદર પેઢીના વારસાનો પણ ભોગ આપવાનો નિશ્ચય કર્યો હતો. મારો ભાઈ જો મારા માર્ગમાં આડો આવીને ઊભો રહે, તો તેની સામે પણ લડવાનો મેં નિશ્ચય કર્યો હતો અને ૧૯૪૪માં અમે–હું અને મારો ભાઈ–સામસામા લડયા હતા અને મારો ભાઈ મારે હાથે જ ઘાયલ થયો હતો. બે મહિના સુધી ચિન ટેકરીઓમાં હું અને મારો પિતરાઈ ભાઈ લગભગ દરરોજ સામસામા લડતા હતા. અમારી સમક્ષ, રાજા અને દેશ પ્રત્યેની વફાદારીનો પ્રશ્ન હતો. મેં મારા



કેપ્ટન શાહનવાઝ

'આઝાદીની ઇચ્છા કરવાનો અને તેને
માટે લડવાનો દરેક હિંદીને અધિકાર છે'



કેપ્ટન પ્રેમ સહગલ



કેપ્ટન ધીલોં

દેશને વફાદાર રહેવાનો મેં નિર્ણય કર્યો, નેતાજીને વચન આપ્યું કે હું સર્વસ્વનો ભોગ આપવા તૈયાર રહીશ.'

શાહનવાઝને સંગીતનો ભારે શોખ છે. આઝાદ ફોજ સાથે ભયાનક જંગલોમાં કૂચ કરતાં કરતાં પણ એ કયારેક સંગીતના સૂર છેડે, એમનું પ્યારું ગીત તો યુદ્ધગીત હતું કદમ કદમ બઢાયે જા, ખુશી કે ગીત ગાયે જા.'

શાહનવાઝખાન મુસ્લિમ છે, પણ ધર્માંધતાથી એ પર છે. એમને મન હિંદુ-મુસ્લિમ એવા કોઈ ભેદભાવ નથી; હિંદી તરીકે એ પોતાની જાતને ઓળખાવે છે. નેતાજીએ તેમના પર એવો તો પ્રભાવ જમાવ્યો છે કે તેઓ પોતે જ કહે છે કે નેતાજીના વ્યકિતત્વે અને તેમના ભાષણે મારા પર જાદુ કર્યો હતો, એમ કહું તો ખોટું નથી. તેઓ મુસ્લિમ છે અને ઇસ્લામ જો મૂર્તિ-પૂજાની છૂટ આપતો હોય તો નેતાજીનુ પૂજન કરવા એ તૈયાર છે. આજે તો શાહનવાઝખાન મુકત માનવી તરીકે આપણી વચ્ચે ઘૂમી રહ્યા છે. તેઓ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં તેઓ ઇતિહાસમાં કયારેય કોઇનેય ન મળ્યું હોય, એવું સ્વાગત મેળવી રહ્યા છે. તેઓ લાહોરમા નેતાજીના વડીલબંધુ શ્રી. શરતચંદ્ર બોઝને પહેલી જ વાર મળ્યા, ત્યારે તેમની આંખો ચોધાર આંસુથી છલકાઇ ગઇ હતી. નેતાજીની યાદ તેમને પરેશાન કરી રહી છે.

તેનાં માતપિતાએ તેને સમજાવી, 'મૂર્ખ છોકરી ! પણ એને માથે તો મોત ભમે છે એમ કયાએ તને મળવાનો છે?'

'ભલે મોત ભમતું સહગલ નહિ મળે તો હું આપઘાત કરીશ, પણ સહગલસિવાય બીજાને તો આ જિંદગીમા નહિ જ પરણું' બાળાએ પોતાનો નિર્ણય મક્કમતાથી જણાવી દીધો

માતપિતાની મરજીનો પાર નથી પોતાની મુરાદે પસંદ કરેલો પતિ કેપ્ટન સહગલ તો, લાલ કિલ્લામા લશ્કરી અદાલત આગળ, ભયંકર તહોમતો સાથે ઊભો છે તેના છૂટવાની કોઇ ઓછી જ આશા છે

પણ એ બાળાની આશા ફળી, પ્રેમ સહગલ હવે લગ્નગ્રંથીથી જોડાઇ શકશે કેપ્ટન શાહનવાઝખાન અને કેપ્ટન ધીલોં સાથે તેને પણ મુક્ત કરવામા આવ્યો છે

ત્રીસ વર્ષનો ઊંચો, પાતળો, સશક્ત બાંધાનો જુવાન પ્રેમ સહગલ એ લાહોર હાઇકોર્ટના જાણીતા એડ્વોકેટનો પુત્ર છે દહેરાદૂન ખાતેની મિલિટરી એકેડેમીમા પાસ થયો ને બ્રિટિશ લશ્કરની ૧૦ મી બલુચ રેજીમેન્ટમા જોડાયા અને સિંગાપોર ખાતે પોતાની રેજીમેન્ટ સાથે ગયા, સિંગાપુરનુ પતન થયુ અને જાપાનિઓના હાથમા એની આખી ટુકડી સપડાઇ ગઇ હતી અને બીજાઓની સાથે તેને પણ જાપાનની અટકાયત છાવણીમા રહી

તેજસ્વી આંખો, કાળા વાળ અને નવલોહ્યા જુવાન સરખા સહગલને નેતાજીમાં ભારે વિશ્વાસ છે. નેતાજી સમક્ષ લેવાયેલી પ્રતિજ્ઞા હજીયે હૈયે છે અને એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવા પાછળ જ એ પોતાનું શેષજીવન અર્પણ કરશે એમાં તો કોઇ શંકા નથી.

કેપ્ટન ધીલ્લાંનો જન્મ ૧૯૧૬માં લાહોરમાં એક પ્રસિદ્ધ શીખ કુટુંબમાં થયો હતો, મધ્યમ કદના આ બહાદુર સૈનિકે ચુનીઆન અને મોન્ટેગોમરીની અંગ્રેજી શાળામાં પોતાની પ્રાથમિક કેળવણી લીધી હતી, મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી એક સિપાહી તરીકે એ લશ્કરમાં જોડાયા, ૧૯૩૭માં એ આગળ વધ્યા અને દહેરાદુનની મિલિટરી એકેડેમીમાં સફળતા મળતાં તેને ૧/૪૪ પંજાબ રેજીમેન્ટમાં મૂકવામાં આવ્યા. ૧૯૩૮નાં યુદ્ધ ફાટી નીકળ્યું અને તેની ટુકડી સાથે તેમને મલાયા જવું પડયું. મલાયામાં થોડો વખત રહ્યા પછી તેમને વધુ ફીલ્ડ ટ્રેનિંગ માટે પુના મોકલવામાં આવ્યા, ત્યાં એ સફળતાને પામ્યા અને તરત જ તે પોતાની રેજીમેન્ટ સાથે જોડાયા, એ વખતે તેની રેજીમેન્ટ મલાયાની ઉત્તરે જંગલોમાં પડાવ નાંખીને પડી હતી. જ્યારે જાપાન હવાઇ અને ખુશ્કી તાકાતમાં ચઢીયાતું હતું અને બ્રિટિશ તેમ જ હિંદી ફોજોને તેણે સખ્ત ફટકો લગાવ્યો, ત્યારે કેપ્ટન ધીલ્લાં પોતાની ટુકડીના સ્વયંનેતા બન્યા અને પોતાના સાથીઓની તેમણે ખીલ્મત ઉઠાવી, પણ બઢતી તાકાતવાળા જાપાનિઝ દળે તેમને નાસી છૂટવા માર્ગ કાપી નાંખ્યો અને તે જાપાનિઝોના હાથમાં યુદ્ધ કેદી તરીકે સપડાઇ ગયા.

એંગકોક ખાતે મળેલી પૂર્વ એશિયાના હિંદી નેતાઓની પરિષદમાં હાજરી આપવા માટે બીજાઓ સાથે તેમને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું. ત્યાં મેંજર મોહનસિંગે સ્થાપેલી આઝાદ હિંદ ફોજમાં જોડાવાનું કહેવામાં આવ્યું હતું, એ સંબંધમાં કેપ્ટન ધીલ્લાં જણાવે છે કેઃ—

'જપાનિઝ આક્રમણને કારણે મલાયામાં લોકોની જે બેહાલી થઇ હતી, તે મેં મારી નજરે જોઇ હતી; આ લોકોના રક્ષણની જવાબદારી બ્રિટિશ સરકારે સ્વીકારી હતી; પણ તેમના રક્ષણ માટેની પૂરતી તૈયારીઓનો સદંતર અભાવ હતો.

આ વખતે જ, છેલી દોઢ સદીથી બ્રિટિશ રાજને કારણે મારા કમનસીબ દેશમાં જે ખાનાખરાબી થવા પામી છે. તેનો મને ખરેખરો ખ્યાલ આવ્યો, મારા માનવા પ્રમાણે બ્રિટિશરોએ અમારા ઉત્પાદનનાં સાધનોનો પોતાના હિત માટે ઉપયોગ કર્યો છે. અમારા માનવોનો પોતાના શાહીવાદી યુદ્ધ માટે છૂટથી ઉપયોગ કર્યો છે. અમારા દેશના રક્ષણ માટે જરૂર પડે ત્યારે અમે તેનું રક્ષણ કરીએ તે માટે અમને તૈયાર કરવામાં આવ્યા નથી. પણ અમને સદાને માટે બંધનમાં રાખ્યા છે.

મારી માતૃભૂમિ મને બોલાવી રહી છે. એમ મને લાગ્યું અને મેં તેનો સ્વીકાર કર્યો અને મેં મોહનસિંગને સાથ આપ્યો.

એમનું પૂરું નામ છે ગુરુબક્ષસિંગ ધીલાં તેમનાં પત્નીનું નામ બસંત કૌર. એ પંજાબની એક ગ્રામ્યયુવતિ છે. તે અંગ્રેજી જાણે છે. હિંદી અને ગુરુમુખી પણ જાણે છે. તેમને કોઇ સંતાન નથી.

દિલ્હીના લાલ કિલ્લામાં પોતાના પતિ સામેનો મુકદ્દમો જ્યારે ચાલી રહ્યો હતો, ત્યારે શ્રીમતિ ધીલાંએ સ્ત્રીઓની એક સભામાં બોલતાં જણાવ્યું હતું કે: 'આઝાદ ફોજમાં મારા પતિએ જે ભાગ ભજવ્યો છે તેનું મને અભિમાન છે. મારા પતિનું બલિદાન આપતાં હું અચકાઇશ નહિ. દેશની આઝાદી માટે તમામ સ્ત્રીઓએ પોતાનાં સંતાનો અને પતિઓનાં બલીદાનો દેવાને તૈયાર રહેવું જોઇએ. બલિદાનથી જ આઝાદીને હાંસલ થવાની છે.

તેના કેટલાય સંબંધીઓ લશ્કરમાં જોડાયેલા છે. તેના પિતા સરદાર ઠાકોરસિંગ લશ્કરમાં હતા, અને બાવીસ વર્ષની નોકરી

પછી નિવૃત્ત થયા છે. તેના બે ભાઇઓ પણ લશ્કરમાં છે જ્યારે એક ભાઈ જંગલખાતાનો અધિકારી છે.

કેપ્ટન ધીલોંના જણાવ્યા પ્રમાણે નેતાજીએ તા. ૨૭મી માર્ચ ૧૯૪૫ના રોજ એક પત્ર લખીને જણાવ્યું હતું કે:

'શબ્દો નહિ, માત્ર આંસુ જ મારી લાગણીઓનું દર્શન કરાવશે. મને સંપૂર્ણપણે સમજાયું છે કે ગમે તે કારણો રજૂ કરવામાં આવે, તો પણ મેં જે સ્વેચ્છાપૂર્વક વચન આપ્યું હોય તે પૂર્ણ કરવામાં મારે નિષ્ફળ જવું ન જોઇએ, મારે ભવિષ્યમાં વચનો નહિ પણ મારા કર્તવ્યથી એ પૂરવાર કરી આપવું પડશે.'

આ ત્રણ જવાંમર્દોને માટે હિંદ સાચે જ મગરૂબ છે. કવયિત્રી શ્રી. સરોજીની નાયડુએ તેમને અંજલી આપતાં જણાવ્યું છે કે 'જો મને પુત્રો પસંદ કરવાનું કહેવામાં આવે તો હું જરાપણ અચકાયા વિના જ શાહનવાઝ, સહગલ અને ધીલોંને પસંદ કરું.'

પણ આ ત્રણ જુવાનોની સાથે જ, બીજાઓને પણ આપણે કેમ વિસારી શકીએ?

સૌથી પહેલાં આપણે સ્વ. રાસબિહારી ઘોષને યાદ કરીએ. આજે તો તેઓ હયાત નથી પણ નેતાજીએ હાથ ધરેલી, વિકસાવેલી આ ચળવળનાં મૂળ તો સ્વ. રાસબિહારીએ જ નાખ્યાં હતાં. આઝાદ હિંદ ફોજ અંગે તેમનો ઉલ્લેખ થયો તે પહેલાં તેમનું નામ હિંદમાં કોઇને યાદ ન હતું. આ સદીના પહેલા બે દશકામાં જ્યારે ક્રાન્તિકારી ચળવળનાં મૂળ નખાતાં હતાં ત્યારના એ ક્રાન્તિકારી હતા, ૧૯૧૨માં ન્યુ દિલ્હીમાં લોર્ડ હાર્ડીંઝના સરઘસ પર બોંબ ફેંકાયો, તેમાં તેમનું નામ સંડોવાયું હતું. રાસબિહારી કેટલીય ક્રાંતિકારક અત્યાચારી પ્રવૃત્તિઓના નેતા હતા. અવધ બિહારીલાલ અને માસ્તર અમીચંદ નામના તેમના બે

સાથીઓને ૧૯૧૪-૧૫ના દિલ્હી કાવત્રા કેસમાં મોતની સજા થઇ અને રાસબિહારીના મસ્તક માટે બાર હજારનું ઇનામ જાહેર થયું. તેમની તસ્વીરો હિંદભરમાં ફેલાઈ ગઈ, પણ તેઓ બનારસ અને લાહોરમાંથી પોતાની ક્રાન્તિકારી ચળવળ ચલાવ્યે રાખતા હતા. પોલિસ એમને પકડી શકતી ન હતી, પણ ઝાઝો વખત હિંદમાં તેઓ સલામત રીતે રહી શકે તેમ ન હતું, એટલે ૧૯૧૫માં બ્રિટિશ સરકારને થાપ આપી તેઓ જાપાન પહોંચી ગયા.

તેમનો ઇરાદો હિંદની આઝાદી માટે જર્મનીની સહાય મેળવવાનો હતો, તેમણે ચીનમાંથી હિંદમાંના પોતાના સાથીદારો પર હથિયારો મોકલ્યાં, પણ તે સરકારના હાથમાં જઇ પડયાં. બ્રિટિશ સરકારના દબાણ આગળ જાપાનને નમવું પડયું અને શ્રી. રાસબિહારી ઘોષને પાંચ દિવસમાં શાંઘહાઈ છોડવાનો હુકમ થયો અને ફરીને તેઓ અંધકારમાં લુપ્ત થઈ ગયા. આઠ વર્ષ સુધી તેમણે એ રીતે ગુપ્તવાસ ભોગવ્યો. ત્યારબાદ તેમણે જાપાનમાં હિંદ સ્વાતંત્ર્યસંઘની સ્થાપના કરી, આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપનાનું મૂળ આ હિંદ સ્વાતંત્ર્યસંઘમાં હતું.

નેતાજી મલાયામાં આવી પહોંચ્યા, પછી શ્રી. રાસબિહારીએ નેતાગીરી છોડીને, નેતાજીના હાથમાં સુપ્રત કરી. તેઓ માત્ર સર્વોચ્ચ સલાહકાર બનીને રહ્યા.

તેમણે જાપાનિઝ ભાષામાં હિંદ પર પાંચ પુસ્તકો લખ્યાં છે અને ડૉ. સુંદરલેન્ડનું 'ઇન્ડિયા ઈન બોન્ડઝ'નું જાપાનિઝ ભાષામાં ભાષાંતર પણ કર્યું છે. તેઓ જાપાનમાં એક અખબારના તંત્રી પણ હતા અને જાપાનિઝ અખબારોમાં હિંદના પ્રશ્નો અંગે લખતા હતા.

એક વિમાની અકસ્માતમાં જ તેમનું મૃત્યુ થયું છે. તેમની સાથે નેતાજી પણ પ્રવાસ કરતા હતા. તેમને આ અકસ્માતથી

ગંભીર ઇજા થવા પામી હતી, પણ તેઓ પુનઃ તંદુરસ્તી પ્રાપ્ત કરી શકયા હતા.

કર્નલ જગન્નાથરાવ ભોંસલે, આઝાદ હિન્દ ફોજની એક અગ્રગણ્ય વ્યક્તિ છે. અત્યારે અટકાયતીઓની છાવણીમાં તે પોતાની સામેના કેસની ગઇ જોઇ રહ્યા છે.

૩૯ વર્ષના, ભરાવદાર, સશક્ત અને ટકક દેખાતા કર્નલ જગન્નાથરાવ ભોંસલે, જે ભૂમિએ શીવાજીને જન્મ આપ્યો એ ભૂમિની પેદાશ છે. તેમનો જન્મ મહારાષ્ટ્રના એક ગામડામાં થયો હતો. સાવંતવાડીમાં તેમણે માધ્યમિક કેળવણી લીધી હતી અને ત્યાંથી તેઓ દહેરાદુનની પ્રિન્સ ઓફ વેલ્સ મિલિટરી કૉલેજમાં, સાવંતવાડીના રાજવીના પ્રયાસોથી દાખલ થઈ શકયા. ૧૯૨૬માં તેમણે સેન્ડહર્સ્ટ કૉલેજમાં ઉત્તિર્ણ થઇને એકેડેમી કમિશન મેળવ્યું. ૧૯૨૮માં તેઓ કવેટા ખાતેની લેંકેશાયર રેજીમેન્ટમાં જોડાયા. એક વર્ષ પછી રોયલ ગરાહ ઇન્ફ્રન્ટ્રીમાં તેમની બદલી થઈ. ૧૯૩૦માં તેમને ઊંચો હોદ્દો આપવામાં આવ્યો અને કોનુર ખાતે તેમને મૂકવામાં આવ્યા. ત્યાં તેમણે ઊંડા પાણીમાં તણાઈ જતા બે અગ્રેજોના જાન બચાવ્યા, તેમની બહાદૂરીની કદર કરવામા આવી.

૧૯૩૭માં જગન્નાથરાવ કેપ્ટન બન્યા અને શહેનશાહના દરબાર વખતે તેમને ખાસ લંડન મોકલવામાં આવ્યા. હિંદ પાછા આવ્યા પછી તેમને સામાન્ય સ્ટાફની તાલીમ માટે પસંદ કરવામાં આવ્યા હતા. આ સ્થાન માટે પહેલાં હિંદી તરીકે પસંદગી મેળવવાનું માન તેમને મળે છે. તેમની તાલીમ પૂરી થતાં તેમને બરેલી ખાતે મૂકવામાં આવ્યા અને ત્યાંથ તેમની સિંગાપુર ખાતે લેફ. જનરલ તરીકે બદલી થઈ.

પણ સિંગાપુરના પતન પછી તેઓ આઝાદ હિંદ ફોજમાં જોડાયા અને ત્યાં તેમની નીમણૂક સ્ટાફના મુખ્ય વડા તરીકે

થઈ, પણ આઝાદ હિંદ સરકાર અને આઝાદ હિંદ ફોજ એ એક સુહાણી સ્વપ્ન સમ બની ગયાં, સ્વપ્નું ઊડી ગયું, ત્યારે બેંગકોકમાંથી તેમને ગીરફતાર કરવામાં આવ્યા, કર્નલ શાહનવાઝ, સહગલ અને ધીલાંની માફક તેમની સામે પણ લશ્કરી અદાલત સમક્ષ કેસ ચાલવાનો હોઇને અત્યારે તે દિલ્હીના લાલ કિલ્લામાં અટકાયત હેઠળ રહ્યા છે.

કર્નલ જગન્નાથરાવ, સિંધિયા રાજકુટુંબ સાથે સંકળાયેલા હોઈ તેમના સંબંધીઓ ગ્વાલિયર રાજ્યના લશ્કરમાં ઊંચો હોદ્દો ધરાવે છે, તેમના ભાઇ વડોદરા રાજ્યમાં ઉચ્ચ હોદ્દો ધરાવે છે. તેમની પત્નીનું નામ ચંદ્રિકાબાઈ. તેઓ પણ કોલ્હાપુર, સાવંતવાડી અને વડોદરાના રાજકર્તા કુટુંબ સાથે જોડાયેલાં છે.

તેમને ત્રણ પુત્રીઓ છે, જેમાં મોટી પુત્રીની વય ૧૧ વર્ષની છે. ત્રણે પુત્રીઓ પોતાની માતા સાથે વડોદરા ખાતે રહે છે.

કર્નલ ભોંસલેનાં માતા પણ હયાત છે. તેમનું નામ ગંગાબાઈ, ૮૫ વર્ષની તેમની વય છે અને સાવંતવાડી ખાતે, પોતાના પુત્ર માટે માતા ભવાનીની પ્રાર્થનામાં દિવસો વ્યતિત કરી રહ્યાં છે.

વર્ષની વયે તેઓ કોલેજમાં જોડાયા હતા અને કિંગ્સ કમિશન સાથે તે વ્યવસ્થિત રીતે સૈન્યમાં જોડાયા હતા.

૧૯૪૨માં જ્યારે એશિયાનો સંગ્રામ જાગ્યો, ત્યારે તે મલાયામાં ૧/૧૮ ફ્રન્ટીઅર રાયફલના કેપ્ટન તરીકે હતા. પણ મલાયામાંથી બ્રિટિશરોએ પીછેહઠ કરી ત્યારે તે ગૂમ થઇ ગયા ોવાનું જણાયું હતું.

આઝાદ હિંદ ફોજની સ્થાપનાના પહેલા દિવસથી જ તે તેમાં ોડાયા હતા. તેમની લશ્કરી વ્યવસ્થાશક્તિ નેતાજીએ ારખી લીધી અને તરત જ તેમને ઉંચકી લીધા. તેમને પોતાના ંગત લશ્કરી મંત્રીના સ્થાને નીમવામાં આવ્યા. ભિહાગના સુપુત્રને માટે એ કાંઇ જેવું તેવું માન ન કહેવાય !

૧૯૪૫ના એહમદ બ્રિટિશરોના હાથમાં ઝડપાઇ ગયા, અત્યારે તેઓ પોતાના કેસની રાહ જોઇ રહ્યા છે.

પોતાના બચાવ માટે, મુસ્લિમ લીગની સહાય લેવાની ચયેલી સૂચનાની, તેમણે પોતાના જવાંમર્દ આપીદાગેની માફક ના પાડી દીધી છે.

આઝાદી માટે ફૂરબાની કરનારા, જવાંમર્દોની અને નેતાજીના કેટલાક ચૂનંદા સાથીઓની આ જીવનકથા, આપણને પ્રેરણા આપે છે.

## [૧૬] લાલ કિલ્લામાં

પૂર્વ એશિયામાં બ્રિટિશ ફોજને શરણે આવેલા અને ગીરફતાર થયેલા આઝાદ હિંદ ફોજના અફસરોને જ નહિ, પણ આ સૈનિકોને પણ હિંદમાં લાવીને લાલ કિલ્લામાં રાખવામાં આવ્યા છે. તેમને માટે લાલ કિલ્લો જ કેમ પસંદ કરવામાં આવ્યો ?

આઝાદ હિંદ ફોજનું ધ્યેય 'ચલો દિલ્હી' હતું, દિલ્હીના લાલ કિલ્લા પર ત્રિરંગી ઝંડો ફરકતો કરવાનો હતો પણ પરિસ્થિતિ પલટાઇ ગઇ. જે લાલ કિલ્લા પર તેઓ પોતાનો પ્યારો ધ્વજ ફરકાવવા માગતા હતા, એ જ લાલ કિલ્લાની કોટડીઓમાં, આઝાદ ફોજના સૈનિકોને પૂરવામાં આવ્યા છે.

લાલ કિલ્લો, એ ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી ઇમારત છે આજે તો એનું મહત્ત્વ, એના ઐતિહાસિક મહત્ત્વ કરતાં અનેક ગણું વધી ગયું છે. લાલ કિલ્લા પાછળ એમાં એક રોમાંચક ઇતિહાસ પડ્યો છે.

સત્તરમી સદીમાં, હિંદને માથે જ મોગલ શહેનશાહત તપતી હતી ત્યારે, આગ્રા જેવું જ શાહજહાંબાદ નામનું નવું નગર વસાવવાનો, મોગલ શહેનશાહનો ઇરાદો હતો. આજનું દિલ્હી એ જૂનું શાહજહાંબાદ; તેમણે પોતાના આ નવા નગરની રચના

મારે જમુનાના જમણા કાંઠે, ૧૯૪૬ માં સલીમે બંધાવેલા સલીમગઢની બાજુમાં સ્થાન પસંદ કર્યું, દિલ્હીનો લાલ કિલ્લો એ, મોગલ શહેનશાહના સ્મરણચિહ્ન સમો છે. એ કિલ્લાને મુબારકના નામે પણ ઓળખવામાં આવે છે. જ્યારે છેલ્લા મોગલશાહ બહાદૂરશાહના જમાનામાં તે કિલ્લાને મૌલાના નામે જણાવ્યો હતો. આજે અંગ્રેજ હકુમત પછી એને લાલ કિલ્લાને નામે ઓળખવામાં આવે છે. આમ ' લાલ કિલ્લો ' એ અનેક નામકરણો જોયાં છે.

બાદશાહ શાહનવાઝના જમાનામાં લાલ કિલ્લો એ, તેની તમામ ઇમારતોમાં સૌથી વધુ સુંદર ઈમારત છે. માઈલના વિસ્તા-રમાં એ પથરાયેલો છે, જમુનાના કાંઠા પરની દિવાલો ૬૦ ફીટ ઊંચી છે. જ્યારે બીજી બાજુ એના રક્ષણની અગસતા ધ્યાનમાં લઈને, કોટની દિવાલો ૧૦૦ ફીટ ઊંચી છે. આખો કિલ્લો સુંદર લાલ પત્થરોથી બંધાયેલો છે પણ ધરતીકંપના આંચકાએ તેને નુકશાન પહોંચાડીને તેની સુંદરતાને બેડોળ કરવાનો પ્રયાસ કર્યો છે.

૧૭૩૯ માં નાદીરશાહે હિંદ પર ચઢાઇ કરી, ત્યારે તે પોતાની સાથે, દિલ્હીના આ કિલ્લામાંથી કલામય ચીજો ઉઠાવી ગયો હતો, ખાસ કરીને મયુરઘાટનો ગુંબજ એ પોતાની સાથે ઇરાન લઇ ગયો હતો અને લાલ કિલ્લાની સુંદરતા, ભવ્યતા અને કલામયતાને આઘાત લગાડયો.

આ ભવ્ય ઇમારતનું બાંધકામ ૧૬૩૮ માં શરૂ થયું હતું, અને તેને પૂર્ણ કરતાં દશ વર્ષ લાગ્યાં હતાં. એની પાછળ કરોડ રૂપિયા ખર્ચાયા હોવાનો અંદાજ છે.

કેટલાક ઇતિહાસકારોના જણાવ્યા પ્રમાણે આ કિલ્લામાં શાહજહાંએ જે મહેલ બાંધ્યો હતો, તે પૂર્વમાં જ નહિ, પણ કદાચ

કિલ્લાની દિવાલોના પૂર્વ ભાગમાં નાની નાની મહેલાતો આવેલી છે એ લોકોનું ધ્યાન ખેંચી રહે છે. ત્યાં મારબલનો જ—સ્ફટિક-મણિ જેવા મારબલનો જ—ઉપયોગ કરવામાં આવ્યો છે. એને નિહાળવાને જગતભરના યાત્રાળુઓ આવે છે. પહેલાં ત્યાં મુમતાજ મહાલ હતો. આજે ત્યાં મ્યુઝિયમ છે. એની બાજુમાં 'રંગમહાલ' હતો. એ ઈમારતના ભવ્ય રંગો, એ જગતનું આકર્ષણ હતા. શાહજહાંના અમલ દરમિયાન તો રંગમહાલની ભવ્યતા અધિક હતી. એની છત ચાંદીની અને સોના પુષ્પોથી અલંકૃત થયેલી હતી.

'રંગ મહાલ' નું સૌથી વધુ આકર્ષણ તો, મારબલનો કમળ ફૂવારો છે, એ સ્ફટિક પત્થર પરથી જમનાનું ઠંડું જળ વહી જાય છે અને હવામાનને ઠંડકભર્યું રાખે છે, ત્યાં મેદાનમાં હાથીઓની હરીફાઇ જામતી અને બાદશાહ અને બેગમો એ નીરખવાને ત્યાં બેસતાં. એની નજદિકમાં જ ખાસ મહાલ આવેલો છે. એની ઉત્તરની દિવાલ, આરસથી મઢેલી છે અને ન્યાય તુલાની કલ્પના અહીં સજીવ કરવામાં આવી છે. બાદશાહોનો એ ખાનગી આવાસ હતો, ખાસ મહાલની પાછળ દીવાને ખાસ–ખાનગી હોલ–આવેલો છે. કિલામાંની તમામ ઇમારતોમાં આ ભવ્ય અને સૌથી અધિક આકર્ષક જગ્યા છે. પ્લેટફોર્મ પર એ આખોય હોલ ઊભો કરવામાં આવ્યો છે. એની રચનામાં સ્વચ્છ, દૂધશા ઉજ્જળા મારબલનો ઉપયોગ થયો છે. કિંમતી પત્થરોનો પણ ઉપયોગ થયો છે. એનું ઢોળાવવાળું છાપરું, વિસ્તૃત સ્થંભો પર રહ્યું છે. એના મધ્ય ભાગમાં ૩૨ થાંભલાઓ આવેલા છે. આ દશ્યો જોઈને પર્શિયન શાયરે જણાવ્યું હતું કે, જગત પર જો સ્વર્ગ હોય તો, તે અહીં છે, અહીં છે, અહીં છે. દિવાને ખાસમાં એક વિશાળ સ્ફટિક પત્થરની બેઠક છે. આ બેઠક પર જ, જાણીતો મયૂર-ગુંબજ હતો. અત્યારે તો કમનસીબે એ મયૂરગુંબજ નથી. છેલ્લે એ તહેરાનમાં હોવાનું જણાયું હતું, પણ હવે તો એ ભંગારમાં

કર્નલ શાહનવાઝ, કેપ્ટન સહગલ અને કેપ્ટન ધીલાં સામેના કેસમાં બચાવ કરવા માટે મહાસભાએ દેશના ચૂનંદા ધારાશાસ્ત્રીઓની એક કમિટી નીમી. આ કમિટીમાં શ્રી. ભુલાભાઈ દેસાઈ મુખ્ય હતા.

નવા વર્ષની પ્રભાત પ્રગટી હતી. વર્ષાભિનંદન અપાઈ રહ્યાં હતાં, ત્યારે તા. ૫ મી નવેમ્બર ૧૯૪૫ ના રોજ લાલ કિલ્લામાં, લશ્કરી અદાલત સમક્ષ આઝાદ ફોજના ત્રણ અફસરો સામેનો કેસ શરૂ થનાર હતો. આ કેસે હિંદી પ્રજાનું ભારે ધ્યાન ખેંચ્યું હોવાથી અને છેલ્લા બહાદૂરશાહ સામેના કેસ પછી, આ પ્રકારનો પહેલો જ કેસ હોવાથી લોકોની કુતૂહલતાનો પાર નહનો.

આ દિવસે જે ધારાશાસ્ત્રીઓ બચાવ કરવાને હાજર થયા હતા. તેમાં પં. જવાહરલાલ પણ હતા. બાવીસ વર્ષ પૂર્વે તેમણે અદાલતનો ત્યાગ કર્યો, ત્યાર પછી પહેલી જ વાર તેઓ, આઝાદ ફોજના આ અફસરોના બચાવ અર્થે બેરિસ્ટરનો પોષાક પહેરીને અદાલતમાં હાજર થયા હતા. ત્રણે સામે સામાન્ય આરોપ, શહેનશાહ સામે યુદ્ધ જગાવવાનો હતો, જ્યારે બીજા બે સામે ખૂન અને ખૂનમાં મદદ કરવાના આરોપો મૂકાયા હતા.

ત્રણેએ આરોપોનો ઇન્કાર કર્યો અને પં. જવાહરને સલામી આપી તેમની નજદિકમાં બેઠક લીધી. એ દિવસે થોડીક સુનાવણી પછી મુકદ્દમો ત્રણ અઠવાડિયાં માટે મુલતવી રહ્યો હતો.

ત્રણ અઠવાડિયા પછી તા. ૨૧મી નવેમ્બરે ફરીને દિલ્હીનો લાલ કિલ્લો, માનવયાત્રાનું ધામ થઈ પડ્યો. એ દિવસે કિલ્લાની બહાર લોકોનાં ટોળાં જમા થયાં હતાં. દેશભરના વાતાવરણમાં ગરમી આવી ગઈ હતી. આઝાદ ફોજ પ્રત્યેની હમદર્દી વધી ગઈ હતી.

દિવસો સુધી એ ઐતિહાસિક મુકદ્દમો ચાલ્યો. આ મુકદ્દમાને માટે, સરકારે જાપાનથી ખાસ જાપાનિઝ અમલદારોને સાક્ષી તરીકે બોલાવ્યા. આઝાદ ફોજના કેટલાક અમલદારો અને સૈનિકોને સાક્ષી તરીકે ઊભા રાખ્યા.

સુનાવણી દરમિયાન આઝાદ હિંદ સરકાર અને આઝાદ હિંદ ફોજને લગતી જે વિગતો રજૂ થઈ, એ વિગતો કોઈને પણ

આશ્ચર્યમુગ્ધ કરે તેવી હતી. અદાલતમાં રજૂ થયેલા દસ્તાવેજો, પુરાવાઓ અને સાહેદોએ એક વાત જગત સમક્ષ સ્પષ્ટપણે જાહેર કરી છે કે નેતાજીના આગમન પહેલાં પૂર્વ એશિયામાં અને બર્મામાં, બ્રિટિશોની પીછેહઠ પછી હિંદીઓની હાલત કફોડી બની ગઇ હતી. એમને રક્ષણ આપવા અને હિંદની આઝાદી માટેનો સંગ્રામ ચલાવવા માટે, વ્યવસ્થિત સરકારની રચના કરી. એ વ્યવસ્થિત સરકારને જગતની નવ સરકારોએ સ્વીકારી, જાપાને એ આઝાદ હિંદ સરકારને સહકાર આપવાનું સ્વીકાર્યું હતું અને જાપાનથી તદ્દન સ્વતંત્ર એવી આઝાદ હિંદ ફોજની રચના કરીને નેતાજીએ, ૫૦ હજાર જેટલા હિંદીઓને, નાગરિકોને લશ્કરી તાલીમ આપી. માત્ર પુરુષો જ નહિ પણ સ્ત્રીઓમાં નવચેતના જગાવી, તેમના હાથમા હથિયારો દીધાં અને એ રણચંડીઓ બનીને જંગમાં ઝઝૂમી, બાળકોને પણ સાવધ કર્યાં અને તેમણે પણ પોતાનો ફાળો આપ્યો હતો.

## [૧] ઢંઢેરો

**તા.** ૨૧ મી ઓકટોબર ૧૯૪૩ ના રોજ, આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપનાની નેતાજીએ જગત સમક્ષ જાહેરાત કરી હતી આ જાહેરાત પછી પ્રધાનમંડળના સભ્યોએ, ઈશ્વરને નામે વફાદારીની પ્રતિજ્ઞા લીધી હતી

આ પ્રતિજ્ઞા પછી આઝાદ હિંદ સરકારનો નીચેનો ઢંઢેરો નેતાજીએ વાંચી બતાવ્યો હતો

'બંગાળમાં ૧૭૫૭ માં બ્રિટિશરોના હાથે પરાજય સહન કર્યા પછી, હિંદી પ્રજા છેલ્લા સો વર્ષથી સખ્ત હાડમારીઓ વચ્ચે સતત સંગ્રામ ખેલી રહી છે એ દરમિયાનનો ઈતિહાસ અનેક વીરતા અને બલિદાનના દષ્ટાંતો પૂરા પાડે છે એ ઈતિહાસના પાને શીરાજુદ્દૌલા, બંગાળના મોહનલાલ, હૈદરઅલી, ટીપુ સુલ્તાન અને દક્ષિણ હિંદના વેલુથામ્પીના નામ અમર અક્ષરે અંકિત થયેલા છે આપા સાહેબ ભોસલે, મરાઠા પેશ્વા બાજીરાવ, ઔધના બેગમ સાહેબા, પંજાબના સરદાર શ્યામસિંગ અતરીવાલા, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, તાંત્યા ટોપી, કુમરાવના મહારાજ કુંવરસિંગ અને નાનાસાહેબના નામ સોનેરી અક્ષરે અંકિત થયેલા છે

જ્યારે હિંદી પ્રજાને પરિસ્થિતિનું સાચું ભાન થયું અને પ્રજા જાગૃત થઇ ત્યારથી તે સતત લડતી રહી છે. ૧૮૫૭ માં બહાદુરશાના ઝંડા નીચે, આઝાદ પ્રજા તરીકે તેણે આખરી સંગ્રામ ખેલ્યો.

૧૮૫૭ પછી બ્રિટિશરોએ હિંદી પ્રજા પાસેથી શસ્ત્રો છીનવી લીધાં, એને નિઃશસ્ત્ર બનાવી. પ્રજા પર જુલ્મ અને અત્યાચાર ગુજારતા રહ્યા. હિંદી પ્રજા થોડો વખત તો નિશ્ચેતન બની, પણ ૧૮૮૫ માં હિંદી રાષ્ટ્રીય મહાસભાના જન્મકાળ પછી તે જાગી છે. ૧૮૫૮ પછી પ્રજામાં નવજાગૃતિ આવી. છેલ્લા વિશ્વયુદ્ધ વખતે હિંદી પ્રજા પોતાની છીનવાયેલી આઝાદી પ્રાપ્ત કરવા માટે ચળવળ, પ્રચાર, બ્રિટિશ માલનો બહિષ્કાર, અત્યાચારી પ્રવૃત્તિ અને ભાંગફોડની પ્રવૃત્તિ છતાંયે નિઃશસ્ત્ર બનવાનો માર્ગ અખત્યાર કરી રહી છે.

પણ ૧૯૨૦ માં જ્યારે પ્રજા નિષ્ફળતાથી હતાશ થઇ ગઇ હતી અને નવા માર્ગની શોધમાં હતી, ત્યારે મહાત્મા ગાંધી અસહકાર અને સવિનયભંગનાં નવાં શસ્ત્રો સાથે આગળ આવ્યા.

હવે આઝાદીના ઉદય સમીપ હોઈ પોતાની કામચલાઉ સરકાર ઊભી કરવાની અને એ સરકારના ધ્વજ તળે આખરી લડત આરંભવાની હિંદી પ્રજાજનોની ફરજ છે; પરંતુ બધા હિંદી નેતાઓ જેલમાં હોઈ તથા વતનમાંના લોકો સંપૂર્ણ રીતે નિઃશસ્ત્ર હોઈ હિંદમાં કામચલાઉ સરકાર ઊભી કરવાનું કે એ સરકારના આશ્રય નીચે સશસ્ત્ર લડત શક્ય નથી આથી આ કાર્ય—આઝાદ હિંદની કામચલાઉ રચના કરવાનું કાર્ય તથા મુક્તિ સેના—આઝાદ હિંદ ફોજ અથવા લીગે યોજેલી હિંદી રાષ્ટ્રીય સેનાની મદદથી આઝાદી માટેની આખરી લડત ચલાવવાની હિંદ તથા વિદેશ ખાતેના બધા હિંદીઓનો ટેકો ધરાવતી પૂર્વ એશિયામાંની હિંદી સ્વાતંત્ર્ય લીગની ફરજ છે

આપે છે. એ સમગ્ર દેશ તથા તેના બધા ભાગને સુખી અને સમૃદ્ધ કરવાનો, દેશનાં બધાં બાળકોને સમાન રીતે ઉછેરવાનો, વિદેશી સરકારે ભૂતકાળમાં લુચ્ચાઈભરી રીતે ઊભા કરાવેલા તમામ ભેદોને નાબૂદ કરવાનો મક્કમ નિર્ધાર જાહેર કરે છે.

ઈશ્વરને નામે હિંદી લોકોને એક પ્રજા તરીકે ઊભી કરનારી ભૂતપૂર્વ પેઢીદરપેઢીને નામે અને વીરત્વ તથા સ્વાર્પણની પરંપરાનો વારસો આપનારા આપણા શહીદોને નામે અમે હિંદી પ્રજાજનોને અમારા ધ્વજ ફરતા આવી ઊભવાની હાકલ કરીએ છીએ બ્રિટિશ તથા હિંદમાંના એના બધા સાથીઓ સામે આખરી લડત આરંભવાની તથા દુશ્મનને હાંકી કાઢવામાં આવે અને હિંદી પ્રજાજનો ફરી એકવાર આઝાદ પ્રજા બને, ત્યાં સુધી તે લડતને જુસ્સાપૂર્વક, ખંતથી અને આખરી વિજયમાં સંપૂર્ણ વિશ્વાસ-સાથે ચલાવ્યે રાખવાની અમે એમને (હિંદી પ્રજાજનોને હાકલ કરીએ છીએ.

આ ઢંઢેરા પર કામચલાઉ સરકારના બધા સભ્યોએ સહી કરી છે. સુભાષચંદ્ર બોઝ ( રાજ્યના વડા, વડાપ્રધાન અને યુદ્ધ પ્રધાન તથા વિદેશ પ્રધાન ) કેપ્ટન શ્રીમતી લક્ષ્મી ( મહિલા સંસ્થા ) એસ. એ. આયર ( પ્રકાશન અને પ્રચાર ) લે. કર્નલ અઝીઝ આહમદ; લે. કર્નલ આઈ. એમ. એસ. ભગત; લે. કર્નલ જે. કે. ભોંસલે; લે. કર્નલ ગુલ્ઝારસિંહ; લે. કર્નલ એમ. ઝેડ. કીઆણી; લે. કર્નલ એ. ડી. લોકનાથન; લે. કર્નલ ઇશન કાદિર; લે. કર્નલ શાહનવાઝ ( સશસ્ત્ર દળોના પ્રતિનિધિઓ ), એ. એમ. શાહાય, મંત્રી ( પ્રધાન દરજ્જા સાથે ), રાસબીહારી ઘોષ ( સર્વોપરી સલાહકાર ) કરીમ ગની, દિનાનાથ દાસ; ડી. એમ. ખાન, એ. યેલાપ્પા, જે. થીવી, સરદાર ઇશરસિંહ ( સલાહકારો: ) એન. એ. એન. સરકાર ( ધારાકીય સલાહકાર ).

❧

## [ ૨ ] ગાંધીજી મારા ગુરુ છે

૧૯૪૪ ની તા. ૨ ઓક્ટોબરની વાત. ભારતની સરહદની પેલે પાર આવેલા પર્વતોના પ્રદેશમાં દૂરપૂર્વના આઝાદ હિંદ ફોજના સૈનિકોની છાવણીઓમાં ગાંધીજયંતી ઉજવાઈ રહી હતી. માત્ર હિંદની પૂર્વ સરહદની પેલીપારના પ્રદેશમાં જ નહિ પરંતુ સિંગાપુર, આંદામાન, સિયામ, હિંદી ચીનમાં આવેલી આઝાદ હિંદી ફોજની છાવણીઓમાં પણ ગાંધી જયંતી ઉજવવા માટે તૈયારીઓ ચાલી રહી હતી.

બીજી ઓક્ટોબરનો દિવસ. આ દિવસ હિંદીઓ માટે એક મહાપર્વ હતો આ દિવસે પૂર્વ એશિયામાં પ્રસરેલા આઝાદ હિંદ ફોજના વીર સૈનિકોએ ઉપવાસ પાળેલો. અત્રે એ લક્ષમાં રાખવા જેવું છે કે, આઝાદ હિંદ ફોજમાંના સૈનિકોમાં અડધા કરતાં પણ વધુ સૈનિકો મુસલમાનો હતા. પોતાનું રક્ત અર્પણ કરી ભારતમાતાની ગુલામીનાં બંધનો તોડવા કટીબદ્ધ થયેલા તરુણો જગતને અહિંસાનો પયગામ પાઠવનાર એ દેવદૂતને ચરણે

સૂર્યોદય પહેલાં જ "ઝાંસીની રાણી રેજીમેન્ટ" ની મહિલાઓએ શુભ વસ્ત્રો પરિધાન કરી, વેણીમા ત્રિરંગી ફૂલો ગૂથી પ્રભાતફેરીઓ કાઢી હતી. પ્રભાતના સુમધુર વાતાવરણની લહેરોમા તેમના સુમધુર કંઠોમાથી નીકળતાં ગીતોએ વાતાવરણને ભરી દીધું હતુ આ સુમધુર ગીતોના સ્વરોથી આઝાદ ફોજના સૈનિકો જાગૃત બની ગયા અને ગીતોના સ્વરો વાતાવરણમાથી દૂર થયા ન થયા અને ત્યા તો પરેડના મેદાન પરથી બ્યુગલોના અવાજે વાતાવરણને ભરી દીધું. સૈનિકો સ્વસ્થ બની ગયા, સર્વેએ પોતપોતાના પોષાક વ્યવસ્થિત કર્યાં અને ખભે બંદૂકો ભેરવી, પરેડના મેદાન તરફ કૂચ કરી. મહિલા રેજીમેન્ટે શહેરની પ્રદક્ષિણા કરી બીજી બાજુથી મેદાનમાં પ્રવેશ કર્યો.

બ્રહ્મદેશના પ્રતિનિધિ તરફથી આ પ્રસગે એક બેન્ડ મોકલવામા આવ્યુ હતુ. ગખમલના પોષાકમા સજ્જ બની એ બેન્ડ એક બાજુ ખડું હતુ ઊગતા સૂર્યના કોમળ કિરણો તેમના ગણવેષના સોનાના બટનો પર પ્રકાશ રેલાવી તેમને વધુ પ્રભાવિત બનાવતા હતા.

મહીલાએ દોરી બાંધેલા એક ત્રિરંગી ઝંડો કુમારી લક્ષ્મીને આપ્યો. એ ઝંડો લોહસ્તંભને બાંધવામાં આવ્યો.

"સાવધાન" નો હુકમ થયો. સર્વે સૈનિકોની નજર ત્રિરંગી ઝંડા તરફ વળી. બાજુએ સુભાષ આગળ વધ્યા તેમણે દોરી ખેંચી અને પ્રભાતના સુરમ્ય વાતાવરણની લહેરોમાં રેશમી ત્રિરંગી ઝંડો લહેરાવા લાગ્યો.

અગણિત સૈનિકોના કંઠમાંથી ગીતના સ્વરો બહાર પડયા.

કદમ કદમ બઢાયે જા
ખુશી કે ગીત ગાયે જા
યહ જિંદગી હય કૌમકી
તૂ કૌમપે લુટાયે જા
તુ શેરે હિંદ આગે બઢ
મરને સે ભી તૂ ન ડર
અસ્માન તક ઉઠાકે શર
જોશે વતન બઢાયે જા
તેરી હિંમત બઢતી રહે
ખુદા તેરી સુનતા રહે
જો સામને તેરે ચડે
તો ખાક મેં મીલાયે જા.
ચલો દિલ્હી પૂકારકે,
કૌમી નીશાં સમ્હાલકે
લાલ કિલેમેં ગાડ્કે
લહરાયેજા, લહરાયેજા !

ગીત પૂરું થતાં, સુભાષબાબુની આજ્ઞા થતાં સર્વે ટુકડીઓ છાવણીમાં પાછી ફરી.

સંધ્યાકાળે વિરાટ સભા મળી. સભાની જગાએ મધ્યમાં એક વ્યાસપીઠ બનાવવામાં આવી હતી વ્યાસપીઠની નજીક ત્રિરંગી ઝંડો ફરકી રહ્યો હતો. મુખ્ય વ્યાસપીઠ પર લીલાં, સફેદ અને લાલ ફાનસો લટકી રહ્યાં હતાં. ડાબી બાજુએ પરદેશી

રાજ્યોના પ્રતિનિધિઓને તેમ જ બૌદ્ધ મહંતોને બેસવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. વ્યાસપીઠ પર ચાંદીની ફ્રેમમાં મઢેલું ગાંધીજીનું એક ભવ્ય ચિત્ર હતું, જેને સુંદર પુષ્પહાર પહેરાવવામાં આવ્યો હતો.

સભાનો સમય થયો, બૌદ્ધ મહંતોએ ધર્મચક્ર ફેરવતાં પ્રાર્થના કરી. તે પછી ગ્રાન્ડ મુફતીના ખાસ પ્રતિનિધિએ કુરાનમાંથી કેટલુંક વાંચન કર્યું.

એ પછી સુભાષ ઊભા થયા અને તાળીઓના ગડગડાટ વચ્ચે તેમણે ભાષણ શરૂ કર્યું.

શ્રી. સુભાષબાબુએ બોલતાં જણાવ્યું કે 'હું મારા ગુરુને વંદન કરું છું. ક્ષિતિજની પેલે પાર, આ જંગલની પેલી બાજુએ અમારી સુવર્ણભૂમિ–અમારા સ્વપ્નમાં રમી રહેલો અમારો પ્રિય દેશ—આવેલો છે.

એ દેશ જનતાના દેશોમાં સર્વ કરતાં સુંદર છે. તેના આસમાનમાં ચંદ્ર પૂર્ણ કળાએ પ્રકાશમાન થાય છે. એ દેશનાં વૃક્ષો પરનાં વિહંગોના શબ્દો પણ દિવ્ય હોય છે. એ વૃક્ષો નીચે બેસીને અમારા ઋષિમુનિઓએ પ્રાચીન કાળમાં અમોને જીવનનાં દિવ્ય રહસ્યોનું ઉદ્‌બોધન કરેલું છે.

ગાંધીજી એ વર્તમાન યુગના એવા જ એક ઋષિ છે. તેઓની અહિંસા એ જ માનવમાત્રની એક આશા છે; પરંતુ ગુલામ દેશની અહિંસા એ અહિંસા નથી નબળાપણું છે.

## [ ૩ ] અમે ગુનેગાર નથી

લશ્કરી અદાલત સમક્ષ, પોતાની સામે ચાલી રહેલા ઐતિહાસિક મુકદ્દમામાં સરકારપક્ષના સાક્ષીઓની તપાસ પૂરી થયા પછી કેપ્ટન શાહનવાઝ, કેપ્ટન સહગલ અને કેપ્ટન ધીલાંએ પોતાનાં યાદગાર નિવેદનો રજૂ કર્યાં હતાં. જેમ આપણા દેશના ઇતિહાસમાં આ મુકદ્દમો એ ઐતિહાસિક રહેવાનો છે એ જ રીતે આ નિવેદનો પણ ઐતિહાસિક રહેવાનાં છે. નિવેદનોમાં, તેઓ દયા માગતા નથી, પોતાનાં કૃત્યો માટે પશ્ચાત્તાપ પણ જાહેર કરતા નથી, પણ તેઓ પોતાનાં કર્તવ્યોનો બુલંદ અવાજે સ્વીકાર કરીને, પોતાના હૈયા વચ્ચે જલી રહેલી રાષ્ટ્રપ્રેમની જગતને પ્રતીતિ આપે છે.

**કેપ્ટન શાહનવાઝ**

'બ્રિટન વિરુદ્ધની લડાઇમાં ભાગ લેવાના મારી સામેના આરોપનો હું ઇન્કાર કરતો નથી, પણ આ કાર્ય મેં આઝાદ ફોજના એક સિપાહી તરીકે કર્યું હતું. આઝાદ ફોજે, માતૃભૂમિ હિંદની મુક્તિ માટે, દુનિયાના કાયદા મુજબ યુદ્ધ જાહેર કર્યું હતું. આ સેનાને બ્રિટિશ સૈન્યોએ પ્રતિપક્ષી દળ તરીકે સ્વીકાર્યું હતું.'

આઝાદ ફોજમાં જોડાયો, ત્યારે મેં મારી બધી વસ્તુઓનું બલિદાન આપવાનો નિર્ણય કર્યો હતો. જે મારો ભાઈ મારા

માર્ગમાં આડે આવે તો એની સામે લડવાનો પણ મેં નિર્ણય કર્યો હતો. '૪૪ ના લગભગ બે મહિના સુધી હું અને મારો પિત્રાઇ ભાઇ સામસામે ટેકરીઓમાં લડ્યા હતા.

મારી સામે એક જ સવાલ હતો કે મારે મારા દેશને વફાદાર રહેવું કે રાજાને ? મેં મારા નેતાજી સુભાષચંદ્ર બોઝને વચન આપ્યું હતું કે હું દેશની આઝાદી ખાતર મારા સર્વસ્વનું બલિદાન આપીશ, આ વચનને વફાદાર રહેવાનો મેં નિશ્ચય કરી લીધો હતો. આઝાદ હિંદ સરકારે માતૃભૂમિ હિંદની આઝાદી માટે, દુનિયાના સાચા કાયદા મુજબ લડાઇ જાહેર કરી હતી.

ફરિયાદ પક્ષના ધારાશાસ્ત્રીએ રજૂ કરેલી હકીકતો સાચી હોય તોયે, મારો ગુનો સાબિત થાય એમ નથી. શ્રી. મહમદ-હુસેન સ્વેચ્છાએ આઝાદ ફોજમાં જોડાયો હતો અને એની શિસ્તને તાબે થયો હતો. ખરી કસોટીની પળોમાં ફોજમાંથી એણે છટકવાનો પ્રયાસ કર્યો હતો. આ પ્રયાસ સફળ થયો હોત તો તે મારાં દળોની માહિતી અંગ્રેજો પાસે લઈ ગયો હોત, આઝાદ હિંદ ફોજના કાનૂનો તેમ જ સભ્ય દેશોના લશ્કરી કાનૂનો હેઠળ આ ભયંકર ગુનો લેખાય અને આના માટે મોતની સજા કરી શકાય.

યુદ્ધકેદી તરીકે પડી રહું, એના કરતાં મારા દેશના સ્વમાન, માલ-મિલકત અને જીવનની રક્ષા માટે, હાથમાં રાઇફલ લઇને હું લડું તો એથી હું રાષ્ટ્રને વધુ ઉપયોગી થઈ શકીશ, એમ હું માનતો હતો.

આઝાદ ફોજમાં એવા માણસોની ભરતી કરી હતી કે જેઓ જાપાનિઝો બેવચની નીવડે તો પણ એમની સામે લડવા તૈયાર થાય આ હકીકત ખુદ ફરિયાદ પક્ષના સાક્ષીઓએ પૂરવાર કરી છે આને માટે કોઈ પણ યુદ્ધકેદી પર દબાણ લાવવાના આરોપને હું ઈન્કાર કરું છું આ માટે દબાણ કરનારા અફસરોને સખત શિક્ષાની ચેતવણી મેં આપી હતી.

અમારા નેતાજી સુભાષચંદ્ર બોઝે આઝાદ હિંદ ફોજમાં જે કોઈ માણસ આત્મભોગ આપવા તૈયાર ન હોય, તેઓને ફોજ છોડી જવાની છૂટ આપી હતી. આઝાદ ફોજમાં જોડાનારાઓને ભૂખ તરસ, દુઃખ અને મૃત્યુનો સામનો કરવાની ચેતવણી અપાઇ હતી.

મેં મારી આંખે દૂરપૂર્વના હિંદીઓને આઝાદ ફોજ માટે સર્વસ્વ અર્પતા જોયા હતા. કેટલાક તો સમગ્ર કુટુંબો સહિત જોડાયા હતા અને દેશને માટે ફકીર બની ગયા હતા.

અમને સાચો નેતા મળ્યો હતો. જ્યારે હિંદના કરોડો ગરીબ, નિઃશસ્ત્ર અને લાચાર લોકો માટે અમારી પાસે આ નેતાએ આત્મભોગ માગ્યો, ત્યારે કોઇ પણ સ્વમાનશીલ હિંદી એટલું ત્યાગ કરવાની ના પાડી શકે એમ ન્હોતું. મને એક સાચો નેતા મળ્યો હતો અને મેં એમને અનુસરવાનો નિર્ણય કર્યો હતો.

મારા જીવનનો આ એક મહાન નિર્ણય હતો. બ્રિટિશ હિંદી લશ્કરમાં સેવા બજાવતા મારા સગાઓ સામે લડવાનો આ સવાલ હતો. મને ખાત્રી હતી કે, તેઓ મારી દૃષ્ટિએ આ વસ્તુ કદી પણ જોઈ શકે એમ નથી.

લશ્કરમાં ભેદભાવ ભરેલી નીતિ વિષે તેઓએ લાંબું નિવેદન કર્યું હતું. ત્યારબાદ વધુમાં તેઓએ જણાવ્યું હતું કે, 'જ્યારે હું અંગ્રેજોના હાથે શોષાઈ રહેલા અને ભૂખે મરતા મારા કરોડો બાંધવોનો વિચાર કરતો હતો, ત્યારે મને આ શાસનપ્રથા સામે તિરસ્કાર થતો. આ શાસનપ્રથા ઈરાદાપૂર્વક જનતાને અભણ અને અજ્ઞાન રાખી રહી હતી. આ અન્યાય અને અસમાનતા નાબૂદ કરવા મેં મારું સર્વસ્વ, મારું જીવન, ઘર, કુટુંબ અને એની પ્રણાલિકા હોમવાનો નિર્ણય કર્યો હતો.

હું મારા દેશબાંધવો અને તમારા પર એ વસ્તુ ધ્યાનમાં લાવવા માગું છું કે આઝાદ ફોજે જે જે હાડમારીઓ વેઠી છે, એ કોઈ પણ ભાડૂતી લશ્કર વેઠી શકે નહિ. અમે હિંદી આઝાદી માટે લડતા હતા.'

## કેપ્ટન સહગલ

ફેરાર પાર્કમાં બ્રિટિશરોના પ્રતિનિધિ લેફ્ટ. કર્નલ હંટે અમને હિંદીઓને ઘેટાના ટોળાની માફક જપાનીઓને સોંપ્યા હતા. આ વસ્તુ અમને સૌને એક ફટકારૂપ લાગી હતી. હિંદી સૈન્યે પારાવાર મુશ્કેલીઓની સામે લડાઈ કરી હતી એનો બદલો બ્રિટિશ વરિષ્ઠ સત્તાવાળાઓએ, અમને જપાનીઓની દયા પર છોડીને આપ્યો હતો.

ત્યારબાદ કપ્તાન સહગલે 'જર ને 'હિંદ છોડો' ઠરાવ અને ત્યારબાદ બનેલા બનાવોનો ઉલ્લેખ કર્યો હતો. તેઓએ જણાવ્યું હતુ કે, અખિલ હિંદ રેડિયો કે લંડન રેડિયોએ આ બનાવ પર પડદો પાડયો હતો, આમ છતા, હિંદમાથી છુપા રેડિયો તેમ જ ધરી રેડિયોના સમાચારો વિગતવાર આવતા હતા. આ બધા રેડિયોમથકો પરથી આવતા સમાચારોથી અમને એમ લાગતુ હતુ કે, ૧૮૫૭ના બળવા પછી જે દમનરાજ હિંદમાં થયુ હતુ તેનું જ આ પુનરાવર્તન હિંદમા થઈ રહ્યું છતું.

આ વિષય અંગે બ્રિટિશ તેમ જ હિંદી અખબારો અને સત્તાવાર સમાચારો ચૂપકીદી સેવતા. આથી ઉપરના સંદેશાઓની સચ્ચાઇ પુરવાર કરવને અમારી પાસે કંઈ હતું જ નહિ. આથી અમે જે સ્વજનો છોડીને આવ્યા હતા તેઓની અમને ચિંતા થતી હતી. આ સાથે અમારા દેશને કાયમી ગુલામીમા રાખનાર બ્રિટિશ શાહીવાદ પ્રત્યે કટ્ટરોષની લાગણી પણ હતી.

હિંદના બચાવ વિષે અમારી પાસે જે કઇ માહિતી હતી તે કંઈ ઉત્સાહપ્રેરક નહોતી, અમારામા જેઓ આશાવાદી હતા, તેઓ પણ જાપાનની આગેકૂચને અટકાવવાની બ્રિટિશ તાકાતની શક્તિ વિષે શંકા ધરાવતા હતા.

આઝાદ ફોજમાં જાપાનના ખરાબ વર્તાવના કારણે કે સ્વાર્થી હેતુઓ માટે જોડાયો નહોતો. '૪૨ માં ફોજના કપ્તાન તરીકે મને તો માત્ર મહિને ૮૭ ડોલર મળતા હતા. હું બહાર રહ્યો હોત તો મને મહિને ૧૨૦ ડોલરો મળી શક્યા હોત. કેવળ દેશપ્રેમથી જ હું ફોજમા જોડાયો હતો.'

કપ્તાન સહગલે ત્યાર બાદ યુદ્ધકેદીઓ તરીકેના આ બધા અધિકારોને લાયક હોવાનો દાવો કરતાં જણાવ્યુ હતુ કે, ૪૫ ના એપ્રિલની ૧૮ મીએ અમે શરણે થયા હતા. આ યાદીમાં અમે યુદ્ધકેદીઓ તરીકે જ શરણે થવાને તૈયાર છીએ એમ અમે જણાવ્યુ હતુ.'

આ યાદીની શરતો સામે વાંધો ઉઠાવ્યા વિના અમારી શરણાગતીનો સ્વીકાર થયો હતો અને શરણાગતી બાદ યુદ્ધ કેદીઓ તરીકે જણાવવામા આવ્યા હતા. અમારી આ શરત સ્વીકારાઇ ના હોત તો અમે લડાઇ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો હતો. અમે છસો સૈનિકો હતા અને અમારામાનો દરેક લોહીનું છેલ્લું ટીપું આપવા તૈયાર હતો.

વિશ્વના લશ્કરી કાયદા અનુસાર તેઓ મોતની સજાને પાત્ર થયા હતા.

આઝાદ હિંદ ફોજ, હિંદને મુક્ત કરવાના પોતાના ધ્યેયમાં નિષ્ફળ ગઈ હતી. તેમ છતા, અમારામાંના દરેકને સંતોષ હતો કે આ ફોજે મલાયા, બ્રહ્મદેશ અને અગ્નિ એશિયાના બધા આક્રમણકારો સામે, હિંદીઓના જાનમાલ, મિલકત અને આબરૂની રક્ષા કરી છે. આ ખટલો શરૂ થયા બાદ, રંગુનની હિંદી ખ્રિસ્તી સંસ્થા, તેમ જ બ્રહ્મદેશના હિંદીઓના સંઘ વગેરેના તારો આ બાબતનો પુરાવો આપે છે.'

## કેપ્ટન ધીલોં

'દહેરાદુનની હિંદી લશ્કરી શાળામાં 'ચેટવુડ હોલ'માં આ પ્રમાણે મુદ્રાલેખ કોતરવામાં આવ્યો છે: 'દરેક પ્રસંગે દેશની સલામતી, સ્વમાન અને કલ્યાણનો સવાલ મોખરે હોવો જોઈએ તમે જે માણસોનું સેનાપતિપદ કરો તેમની સલામતી, સુખસગવડ અને કલ્યાણનો તમે હમેશા વિચાર કરજો.'

'મેં મારી સમક્ષ આ મુદ્રાલેખ ધ્યાનમાં રાખીને આઝાદ ફોજના અફસર તરીકે સેવા બજાવી છે.' ત્યારબાદ તેઓએ સિંગાપુરની શરણાગતી અને કપ્તાન મોહનસિંગને હસ્તે આઝાદ ફોજની રચનાના બનેલા બનાવોનું વર્ણન કર્યું હતું. તેઓએ વધુમાં જણાવ્યું હતું કે 'મલાયાના પ્રજાજનોની જે દુર્દશા થઈ તે મેં મારી નજરે નિહાળી હતી. આથી હિંદ પર આક્રમણ થતા મારા દેશબાંધવોની શું દુર્દશા થાય એ વિચારતા હું ધ્રૂજી ગયો હતો.'

આ વખતે દોઢસો વરસના બ્રિટિશ શોષણનો મને ખ્યાલ આવ્યો હતો. મને વિચાર આવ્યો હતો કે, અંગ્રેજોએ પોતાના લાભને માટે, સાધનસામગ્રીનું ભારે શોષણ કર્યું છે અને શાહી યુદ્ધો માટે માનવશક્તિઓનો ઉપયોગ કર્યો છે. કરોડોની પણે દેશની રક્ષા કરી શકાય એ માટે આપણને

તૈયાર કરાયા નથી, પણ આપણને સદાને માટે ગુલામીમાં રાખવા પ્રયત્ન કર્યો છે અને દુર્બળ બનાવી દીધા છે.

'કપ્તાન મોહનસિંગે આઝાદ ફોજની જે રચના કરી હતી, એમાં મને નવી આશા દેખાઇ, આ ક્ષણે એક મજબૂત સેના ઊભી કરી શકાય તો એ હિંદને પરદેશી સરકારની ધૂંસરીમાંથી મુક્ત કરે જાપાનીઓ જો વચનભંગ થાય અને પોતાના લાભાર્થે દેશનું શોષણ કરવા માગે તો એનો સામનો પણ થઇ શકે. મને એમાં હિંદમાતાનો અવાજ સંભળાયો અને મેં મારૂં નસીબ કપ્તાન મોહનસિંગ સાથે જોડી દીધું'

શ્રી. સુભાષચંદ્ર બોઝના પ્રવચનો, એમની નેતાગીરી વગેરે વસ્તુઓનો તેમજ પોતાના ભાષણોનો ઉલ્લેખ કરતા કપ્તાન ધીલ્લોંએ વધુમાં કહ્યું હતું કે, 'અમે સાધનોના અભાવે પૂરતા માણસો તૈયાર કરી શકતા નહોતા. દેશ પ્રત્યેના પ્રેમના કારણે જ એમાં જોડાવાની સ્વચ્છતા અમે કરી હતી. બસો માણસોને નીશ્યાન છોડયા પહેલા દૂર મોકલી આપવામાં આવ્યા હતા'

જોડાયેલી સેના સહન કરી શકે એ ખરું છે કે ચાર ગાજુરોને સજા કરાઇ હતી, પણ મારા હુકમ હેઠળ દેવાઇ હતી એ વસ્તુ ખોટી છે હું એ વખતે પથારીવશ હતો પાછળથી વિભાગની સેનાપતિએ સજા રદ કરી હતી અને તેનો કદી અમલ કરાયો નહોતો.

મેં સરમારની એક વ્યવસ્થિત સેનાના એક ભાગ તરીકે કાર્ય કર્યું છે. આથી હિંદ ફોજદારી ધારા હેઠળ મારા પર કામ ચાલી શકે નહિ હું આઝાદ ફોજમા શુદ્ધ આશયથી જોડાયો હતો આથી હું ઘણા યુદ્ધકેદીઓને પૈસા અને બીજી સામગ્રીઓ આપી શક્યો હતો અને હિંદીઓનુ સ્વમાન સાચવી શક્યો હતો.

જાપાનિઝોની રાત પામેલા ઘણા નાગરીકોને મેં બચાવ્યા હતા. હિંદના શહેરો પર બોમ્બવર્ષા ચલાવતા જાપાનિઝોને અટકાવ્યા હતા. આ સેના માટે દૂર પૂર્વના હિંદીઓએ કામ-ચલાઉ આઝાદ સરકારના ફાળામા કરોડો રૂપિયા ભરીને મદદ કરી હતી.'



લશ્કરી અદાલત સમક્ષ, ત્રણે આરોપીઓનો બચાવ કરતા શ્રી ભુલાભાઇ દેસાઇએ, યાદગાર એવુ બુલંદ બચાવનામુ રજૂ કર્યું હતું એમની દલીલો દેશના ઇતિહાસમા યાદગાર રહેવાને સર્જાઇ છે

આરોપીઓ સામે નામદાર શહેનશાહ સામે લડાઇ ચલાવવાના અને ખૂન કરવાના તેમ ખૂન કરવાના પ્રયાસો કરવાના એમ ત્રણ જાતના આરોપો હતા કેટલાક સાગ્રેદુઓને ઠાર મારવાના હુકમો અપાયા હતા અને તેમાના કેટલાકને ઠાર મારવામા પણ આવ્યા હતા વાસ્તવિક રીતે અદાલત પાસે એક જ આરોપ છે, કારણ કે ખૂન કરવાનો અને ખૂન કરવાના પ્રયાસો સંબધીનો આરોપ તો પહેલા આરોપના એક ભાગરૂપ છે. હું આમ કહુ છું કારણ કે નામદાર શહેનશાહ સામે ચલાવવાના આરોપ સબધમા ગોળીબારના એક એક કૃત્યને આરોપ હેઠળ લાવવાનુ શક્ય બને, અને એ રીતે બરાબર નથી

હું એ બતાવી આપીશ કે જ્યા સુધી ખૂન અને ખૂનની ઉશ્કેરણીના બીજા આરોપને લાગે વળગે છે ત્યા સુધી વાસ્તવમા એ આરોપ માટે કશો પાયો નથી, સિવાય કે જે શખ્સોને મારી નાખ્યાનું કહેવામા આવે છે. તે સબધમા નોંધાયેલો પુરાવો પડયો છે કે તે શખ્સો પર કામ ચલાવવામા આવ્યુ હતુ અને સજા ફરમાવવામા આવી હતી મહમદહુસેનની બાબતમા એને કશી સજા થઈ હતી એમ બતાવતો પુરાવો નથી આ બધા કિસ્સાઓમા એમ કહેવાનો મારો ધર્મ થઈ પડશે કે પુરાવાએ અનુસાર અદાલતે એવા નિર્ણય પર આવવું પડશે કે એક કિસ્સામા

સજા ફરમાવવામાં આવી હતી. બીજા કિસ્સામાં બિલકુલ સજા ફરમાવવામાં નહોતી આવી તો પણ બેમાંથી એકે સજાનો અમલ કરવામાં નહોતો આવ્યો.

સામાન્ય રીતે લશ્કરી અદાલત સમક્ષ જે જાતના મુદ્દાઓ ઉપસ્થિત થાય છે. તેના કરતાં આ મુદ્દો તદ્દન જુદી જાતના છે, સામાન્ય રીતે લશ્કરી અદાલત વ્યક્તિગત ક્ષતિઓ અથવા ગુનાઓ સંબંધીના મુકદ્દમાઓનો ફેંસલો આણે છે. હું એ કહેવાની હિંમત કરું છું કે માત્ર ત્રણ વ્યક્તિઓએ નામદાર શહેનશાહ સામે ચલાવેલી લડાઇનો આ મુકદ્દમો નથી. સાક્ષીઓની જુબાનીઓ પરથી આ હકીકતની પ્રતીતિ થઈ ચૂકી છે.

જુબાની કહી આપે છે કે આ ત્રણ વ્યક્તિઓ તો ફરિયાદ પક્ષના જણાવ્યા અનુસાર એક વ્યવસ્થિત લશ્કર કે જેણે નામદાર શહેનશાહ સામે લડાઈ ચલાવી હતી તેના એક અંગરૂપ છે,

હવે અદાલતે જેનો નિર્ણય કરવાનો બાકી રહે છે તે તો એક ગુલામ પ્રજાના પોતાની મુક્તિ માટે રાજા સામે લડાઇ ચલાવવાના હક્ક સંબંધી છે હું સત્તાવાળાઓને આંતરરાષ્ટ્રીય કાયદા મુજબ એ ખાતરી કરાવી આપીશ કે દરેક રાષ્ટ્ર અથવા એ રાષ્ટ્રનો કેટલક ભાગ ક્યારેક તો એ તબક્કે પહોંચે છે કે જ્યારે એને એની મુક્તિ માટે લડાઇ ચલાવવાનો અધિકાર છે. હું એ વસ્તુની અદાલતને સંતોષકારક ખાતરી કરાવી આપીશ.

હું એક બીજી વસ્તુ પ્રત્યેક ભારપૂર્વક આપનુ ધ્યાન ખેંચવા ઈચ્છુ છુ. આ મુકદ્દમાએ પ્રજામાં સારો એવો ઉહાપોહ જગવ્યો છે. એ ઉહાપોહ સાચો છે કે ખોટો તે કહેવાનું કાર્ય મારું નથી; પરંતુ એ વસ્તુ અસ્તિત્વમાં તો છે. એ અંગે પ્રજાના તેમ જ વાઈસરોયથી માંડીને બીજા સત્તાધાર પતુંલોના દૃષ્ટિબિંદુઓથી અભિપ્રાયો વ્યક્ત કરવામાં આવ્યા છે.

એ ત્રણે અફસરોને તરફેણપક્ષ અથવા તો વિરુદ્ધ પક્ષના કોઇપણ જાતના અભિપ્રાયોને લક્ષમાં લીધા સિવાય આપ સ્વ-નિર્ણયથી જ આપનો ન્યાય આપશો એમાં મને લેશમાત્ર શંકા નથી.

આવા ઘણા મુકદ્દમાઓમાં ભાગ લેવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે અને મારું માનવું છે કે આ પ્રકારના મુકદ્દમામાં ન્યાયને માટે જરૂરી એવી તટસ્થતા સાચવવાનું માનવના મનને માટે ઘણું જ કઠીન છે.

જ્યુરીઓની બાબતમાં જે હકીકતોનો તેમણે નિર્ણય કરવાનો છે તેમા જાહેર અભિપ્રાયોથી દોરવાઈ ન જવાની ચેતવણી મારે આપવી પડી છે. આ અદાલત સમક્ષ ચાલી રહેલી કાર્યવાહીને લગતા કાનૂનોનો અભ્યાસ કર્યા પછી મને લાગે છે કે આપ કાયદા અને વસ્તુસ્થિતિ બ નેના ન્યાયાધીશો છો. મને ખાત્રી છે કે, જજ એડવોકેટ, જે તમારા સલાહકાર છે તે હું કે ફરિયાદ પક્ષ તમારી સમક્ષ કાયદો અને વસ્તુસ્થિતિના જે પ્રશ્નો મૂકીશું તેનો પૂરેપૂરો ન્યાય કરશે અને છેવટે નિર્ણય કરવામાં તમે જો કે એમની સલાહ ગંભીરતાથી વિચારશો, પણ આખરે તો આખરી નિર્ણય કરવાનો અધિકાર ને જવાબદારી તમારી જ છે.

મારે કબૂલ કરવુ પડશે કે, આવી અદાલત કરતાં એક કેળવાયેલા ન્યાયાધીશ સમક્ષ કાયદાનો પ્રશ્ન હાથ ધરવો વધુ સરળ થઈ પડે છે. એ સાથે જ મને એટલુ પણ આશ્વાસન રહે કે હું આ કિસ્સામા હાથ ધરવા માગુ છુ તેવો જો સરળ કાયદો હોય તો જે કાયદાનો આધાર હુ લઈ રહ્યો છુ તે સિદ્ધ કરવાનું મારે માટે વધારે સરળ થઇ પડશે અને એમા કશી અટપટી વાતો નહિ હોય.

હું આ મુશ્કેલ કાર્ય હાથ ધરી રહ્યો છું, ને એમાં આપનું સ્વસ્થ ધ્યાન માગી લઉં છું.

ઇ. સ. ૧૯૪૧માં બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધની જાહેરાત કરી હતી. તે પછી બનેલા બનાવો આ અદાલત માટે કેટલેક અંશે વિવાદાસ્પદ વિગતો સમા છે. બ્રિટનનું હિંદી લશ્કર ૧૯૪૨ ના ફેબ્રુઆરી માસની ૧૫મી તારીખે સિંગાપોર ખાતે શરણે થયેલુ અને ફેરાર પાર્ક ખાતે ૧૭ મી ફેબ્રુઆરીના રોજ એક અતિ અગત્યનો અર્થપૂર્ણ બનાવ બની ગયો. પકડેલી આઝાદ

હિંદ ફોજની રચના ૧૯૪૨ ના સપ્ટેમ્બર માસમાં કરવામા આવી હતી અને ૧૯૪૩ ના ડિસેંબર માસમા તેનુ વિસર્જન કરવામાં આવ્યુ હતુ. શ્રી. સુભાષચંદ્ર બોઝ સિંગાપોર ખાતે આવ્યા હતા અને છે એ તેમણે બીજી આઝાદ હિંદ ફોજની સરદારી લીધી હતી.

એક બૃહદ્ પૂર્વ એશિયા પરિષદ્ ભરવામાં આવી હતી, જેમા હિંદીઓ ઉપરાત દૂરપૂર્વના દેશો ખાતેના હિંદી સ્વાતંત્ર્ય-સંઘના પ્રતિનિધિઓ પણ હાજર રહ્યા હતા. એ પરિષદમા પસાર થયેલા ઠરાવોમા એક ઠરાવ આઝાદ હિંદની કામચલાઉ સરકાર સ્થાપવા સંબંધી હતો, એ મુજબ ૧૯૪૩ ના ડિસેમ્બર માસની ૨૧ મી તારીખના રોજ આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપનાની જાહેરાત કરવામા આવી હતી અને એ સરકારના વિવિધ વિભાગોના અમલદારોએ પ્રતિજ્ઞાપત્રો પર સહીઓ કરી હતી નેતાજી સુભાષચંદ્ર બોઝ એ સરકારના વડા તરીકે નીમાયા હતા.

શ્રી. ભૂલાભાઈ દેસાઈએ કામચલાઉ સરકારનું જાહેરનામું વાંચ્યું હતું એમાં જણાવાયું હતું કે કામચલાઉ સરકારનું કામ લડત ઉપાડવાનું અને એનું સંચાલન કરવાનું હશે આ લડતથી જ હિંદની ધરતી પરથી અંગ્રેજો અને તેમના સાથીદારો દૂર થશે. ત્યારબાદ આ સરકારનું નવું કામ હિંદીઓની ઈચ્છા પ્રમાણે રચાયેલી કામચલાઉ સરકારની સ્થાપનાનું હશે.

કામચલાઉ સરકાર એનો હેતુ સિદ્ધ કરવામાં નિષ્ફળ થઈ છે. એ હકીકતની સાથે અદાલતને નિસ્બત નથી. બીજી હકીકત એ છે કે, કામચલાઉ સરકાર વ્યવસ્થિત સરકાર હતી. આ હકીકત પુરવાર કરવા માટે ઘણા શબ્દોની જરૂર નથી.

અદાલત સમક્ષ રજૂ કરાયેલા સાક્ષીઓએ પ્રધાનોને સોંપાયેલી વિવિધ ફરજોનો ખ્યાલ આપ્યો છે હિંદી આઝાદ સંઘ કામચલાઉ સરકારની કારોબારી બન્યો, એ હકીકત પુરાવામાં છે યુદ્ધકાલીન પરિસ્થિતિમાં રચી શકાય એવી આ સરકાર હતી, એમ રજૂ કરાયેલા સાક્ષી બતાવે છે. માત્ર મલાયામાં આ કામચલાઉ સરકારને વફાદાર રહેનારા ૨,૩૦,૦૦૦ લોકોએ લેખિત સોગંદ લીધા હતા. આ સોગંદવિધિ છેક '૪૪ ના જૂન પછી પણ કરાતી હતી.

રાજ્યોએ કે બીજી સરકારે માન્ય કરી કે નહિ તે વસ્તુ બિનજરૂરી છે

માન્ય થયેલી સરકારને જે ઈરાદાથી લડવા માગતી હોય તે ઈરાદાથી લડવાની છૂટ છે. તે લડાઇ જાહેર કરી શકે છે અને જે સરકારને યુદ્ધ જાહેર કરવાનો હક હોય. તેના લશ્કરને તેના હુકમો લાગુ પડી શકે છે.

જર્મની કે ઇટાલીએ આ સરકારને માન્ય રાખી હતી કે નહિ એ વિષે ઉલટ તપાસ થઈ શકે નહિ અને ફરિયાદ પક્ષે તેમ કરવાનો પ્રયાસો પણ કર્યો નથી, પરંતુ કેટલીક પૂર્વ એશિયાની સરકારનો સ્વીકાર અંગે એવું સૂચન કરાયું હતુ કે આ સરકારો જાપાનના અંકુશ હેઠળ હતી. આ સૂચનનો અર્થ હું સમજી શકતો નથી જો જાપાન એણે જીતેલા પ્રદેશો સ્વતંત્રતા આપ્યા વિના ટકાવી શક્યું હોત તો આ મુદ્દો કાયમ રહે છે.

વ્યવસ્થિત રીતે રચાઈ હતી અને એને આઝાદ સરકારનો કાયદો લાગુ પડતો હતો, એ હકીકતો પુરવાર કરતા અનેક દસ્તાવેજો તેઓએ રજૂ કર્યાં છે.

ફરિયાદ પક્ષના ધારાશાસ્ત્રીએ આઝાદ ફોજની ધારાની ટીકાને લગતી કલમો પર ટીકા કરી છે, પણ ખુદ સરકારી પક્ષ એ હકીકત ભૂલી ગયો છે કે, ૧૯૧૧ ના હિંદી લશ્કરી ધારાની ૪૫ મી કલમમાં જણાવાયું છે કે, બ્રિટિશહિંદી ધારા હેઠળ ફટકાની સજાને દોષપાત્ર ગણી શકાય, એવાં 'વૉરંટ' અફસરના દરજ્જાથી નીચેના દરજ્જાના શખ્સને ત્રીસથી વધુ નહિ એટલા ફટકાની સજા કાયદેસર છે.

યુદ્ધના સમયે આ જોગવાઈ બાતલ કરવામાં આવી હતી એ એક હકીકત છે, પણ આવી જોગવાઈનું હિંદી ધારામાં અસ્તિત્વ નહોતું એમ માની શકાય નહિ.

આ પછી શ્રી. ભૂલાભાઈ દેસાઈએ આ અંગેની કલમ વાંચી હતી, ત્યાર બાદ તેઓએ જણાવ્યું હતું કે, સરવાળે જે સમય સાથે આપણને લાગે વળગે છે તે સમયમાં ફટકાની અને શારીરિક સજાની જોગવાઈ હિંદી ધારામાં છે.

આથી હું જણાવું છું કે, આઝાદ ફોજ એક વ્યવસ્થિત સેના હતી. એની પાસે એવો જ વ્યવસ્થિત કાયદો હતો. આ ફોજની કલમો વખોડી નાખવી એ હિંદી સેનાની કલમો વખોડી નાખવા બરાબર છે. આમ કરવાનો ફરિયાદ પક્ષનો હેતુ ન હોય એ વસ્તુ તો દેખીતી છે.

બીજો એવો મુદ્દો સ્થાપિત થયો છે કે, જપાની સરકારે આ સરકારને આંદામાન અને નીકોબાર ટાપુઓ સોંપ્યા હતા. આઝાદ સરકારે આશરે ૫૦ ચોરસ માઈલનો ઝીયાવાડીનો વિસ્તાર મેળવ્યો હતો. અને ચારથી છ મહીના સુધી મણિપુર, વિષ્ણુપુર વગેરે પ્રદેશો પર વહીવટ કર્યો હતો. આંદામાન અને નીકોબાર ટાપુઓ આઝાદ સરકારને સોંપાયા એ વસ્તુ ફરિયાદ પક્ષના સાક્ષી લેફ્ટ. નાગની જુબાનીમાં સ્પષ્ટ થાય છે.

લેફ્ટ. નાગની જુબાનીમાં, સેનાપતિ ટોજોની જાહેરાતનો સમાવેશ કરાયો હતો. આમાં જણાવાયું હતું કે, જપાની સરકાર હિંદી આઝાદીની લડતમાં સહાયરૂપ થવાના પ્રથમ પગલાં તરીકે આ ટાપુઓ આઝાદ સરકારની સત્તામાં સોંપ્રશે.

આ પછીના બનાવો સ્પષ્ટ રીતે બતાવે છે કે, આ પ્રદેશો સોંપાયા હતા. નવી હિંદી સરકારને એનો વહીવટ લેવાને માટે કહેવાયું હતું. એક 'કમિશનર'ની નિમણૂક કરાઇ હતી અને 'બ્લેર' બંદર ખાતે એની વિધિ થઈ હતી અને હિંદી સરકારને આ પ્રદેશો સોંપાયા હતા.

તેના કરતા વધુ શાળાઓ હશે બીજી મહત્વની હકીકત એ છે કે, આ ટાપુઓના નામો અનુક્રમે 'શહીદ' અને 'સ્વરાજ્ય' રખાયા હતા.

ફરિયાદ પક્ષ તરફથી એવી જુબાની રજૂ કરાઈ છે કે મણિપુર અને વિષ્ણુપુર વિસ્તારમા જ્યારે જપાની અને આઝાદ ફોજ લશ્કરી કામગીરી કરતી હતી ત્યારે આ પ્રદેશનો વહીવટ આઝાદ સરકાર કરતી હતી આ વહીવટ કેટલા સમય સુધી ચાલ્યો એને આ સવાલ સાથે લેવાદેવા નથી આ યુદ્ધમા બન્યુ છે અને હમેશા બની શકે છે કે, પ્રદેશો જેટલા સહેલાઇથી જીતે તેટલી સહેલાઇથી એ ગુમાવાય છે

રાજ્યની સપત્તિનો ખ્યાલ આપતા શ્રી દેસાઇએ કહ્યુ હતુ કે, અદાલત સમક્ષ રજૂ થયેલી જુબાની બતાવે છે કે, રાજ્યને લગભગ વીસ કરોડ રૂપિયાની સખાવત મળી હતી આ રકમમાથી નાગરિક સરકાર અને લશ્કરનો ખર્ચ કરાતો હતો

શ્રી દેસાઇએ વધુમાં જણાવ્યું હતુ કે, પ્રકાશન પામેલા ઇતિહાસ, સાહિત્ય, વિજ્ઞાન કે કળા ની તમામ બાબતોમા અદાલત મદદ તરીકે પુસ્તકો કે લાગતાવળગતા દસ્તાવેજો લઇ શકે નહિ. જજ અને એની સામે વાધો રાખી શકે નહિ એડવોકેટ શ્રી દેસાઇને, અદાલતના ધ્યાન સમક્ષ જે વસ્તુ રજૂ કરવા માગતા હોય તે રજૂ કરવા જણાવ્યુ હતુ

તેમણે એક અઠવાડિકનો એક લેખ વાચી સંભળાવ્યો હતો એમા શ્રી ટી. એ. બ્રુમહેડ નામના વિમાની અફસરના ઉદ્ગાર ટાકવામા આવ્યા હતા. એમા જણાવાયુ હતુ કે "તેઓએ ઇમ્ફાલમા વાપરવા માટે બહાર પડનારી 'ટિકીટો' ના 'પ્રૂફો' ની છાપ જોઈ હતી આ ટિકીટો ત્રણ પૈસાની અને એક આનાની કિંમતની હતી એના ઉપર જૂના દિલ્હી ખાતેના મોગલ કિલ્લાની અને 'દિલ્હી ચલો'ની છાપ હતી."

આથી એ વસ્તુ સાબિત થાય છે કે, હિંદી રાજ્યનું પોતાનું મુલ્કી અને લશ્કરી ગેઝેટ હતુ. આના પરથી કાયદાનો એ સવાલ ઉઠાવી શકાય કે, આઝાદ સરકાર, જે પરિસ્થિતિમા કામ કરતી હતી અને રચાઈ હતી એ પરિસ્થિતિ ધ્યાનમા લેતા, એને યુદ્ધ કરવાનો અધિકાર હતો. હિંદને આઝાદ કરવાના એક માત્ર આશયથી આ યુદ્ધ જાહેર કરાયુ હતું.

જ્યારે બે રાજ્યો યુદ્ધ જાહેર કરે છે ત્યારે આ યુદ્ધ–સંચાલનમા કરાતા તમામ કૃત્યો સુધરાઈના ધારાની મર્યાદાની બહારના હોય છે.

સરકારી પક્ષે સ્વીકૃત કરેલા દસ્તાવેજો પરથી એ માલૂમ પડી આવે છે કે, આ ત્રણ આરોપીઓએ જે કાઈ કર્યું છે તે યુદ્ધસચાલનના એક ભાગ તરીકે કર્યું છે

અદાલતને સંબોધતા શ્રી. દેસાઈએ વધુમા કહ્યું કે, "સદ્–ગૃહસ્થો, જો તમે, યુદ્ધના યોગ્ય સચાલનમા, ખૂન કરો તો, યુદ્ધ જાહેર કરનાર રાજ્યની વ્યવસ્થિત સરકારના સભ્યો તરીકે,

તમારી ફરજ અદા કરવાના કાર્ય માટે, શું તમારી સામે પક્ષ મુલ્કી કાનૂનો લગાડી શકે છે ? ”

તેમણે આંતરરાષ્ટ્રીય કાનૂનોની કિતાબોમાંથી અવતરણો ટાંક્યા હતા શ્રી. વીટનનો ‘આંતરરાષ્ટ્રીય કાનૂન’ ટાંકતા તેઓએ જણાવ્યું હતું કે, આંતરરાષ્ટ્રીય કાયદામાં એમ જણાવાયું કે ખરાબ આંતરરાષ્ટ્રીય બાબતોને દાબી દેવા માટે, કોઈ લાયક આંતરરાષ્ટ્રીય સત્તાના અભાવે યુદ્ધને હંમેશાં આંતરરાષ્ટ્રીય કાયદાએ, કાયદેસરનું માન્યું છે.

આ હકીકતને ચોક્કસ રીતે યાદ રાખવી જોઈએ જો બે રાજ્યો હોય અને તેઓ એક બીજા સામે યુદ્ધ જાહેર કરે, તો એને વધુ વ્યાજબી ઠરાવવા માટે કોઈ પણ વસ્તુની જરૂરિયાત રહેતી નથી એક વખત, લડાઈ જાહેર કરવાનું કામ જેમણે કરેલું તેની જ જાતનું આ કામ હતું.

દાખલા તરીકે ફરિયાદપક્ષના અગીઆરમા સાક્ષી શ્રી મહ-મદનવાઝે એ જાતની ફરિયાદ રજૂ કરી હતી કે, તેમને એક બગી-ચાનું ખાતર તૈયાર કરવા માટે ગાયના સૂકા છાણને એકઠું કરીને તેને સોડા સાથે મિશ્ર કરવાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું. શ્રી. દેસાઈએ કહ્યું હતું કે આને જુલમ કહેવો તે અજુગતું છે. જેને શિસ્તભંગના આરોપસર સજા ફરમાવવામાં આવી હતી તે દરેક જણ જાણે એક શહિદ તરીકે આગળ આવતો હતો અને આઝાદ હિંદ ફોજમાં જોડાવા માટે થતા બળાત્કારનો પોતે જાણે પ્રતિકાર કર્યો હતો એવો દાવો કરતો હતો. આથી શ્રી દેસાઈએ એ જુબાનીને રદ કરવાની વિનંતી કરી હતી.

શ્રી. ભુલાભાઈ દેસાઈએ વધુમાં કહ્યું હતું કે, ફરિયાદ પક્ષ ખૂન અને ખૂનમાં સહાય કરવાના આરોપો પુરવાર કરવામાં નિષ્ફળ નિવડ્યો છે આ આરોપો અંગે ચાર શખ્સોના ગુનાઓ માટે હેવાલ રજૂ થયો હતો પણ સજાના અમલનો એક પણ દસ્તાવેજ રજૂ કરાયો નથી કે ખૂવારીનો હેવાલ પણ મુકાયો નથી.

ફરિયાદ પક્ષના સાક્ષી અલાહીત્તા 'કાઈમ' જેવા શબ્દ જાણતા નથી પણ એને હૈયાવતનું ભાન છે. આ રીતે સિપાઈ જગીરરામની આખી સાક્ષી જોવા જેવી છે. આ સાક્ષીનું કથન સરખાવવાનું અદાલતનું કાર્ય છે. પણ હું એને મૂર્ખાઈભરી બનાવટ માનું છુ.

આ ઠાર કરાયેલા માણસોને ઓળખી શકાય એવું જરા પણ વર્ણન કોઇ સાક્ષીએ આપ્યું નથી. આ શખ્સોને સજા કરવાનો આરોપ લેફટ ધીલાં પર મૂકાય છે. પરંતુ એવી સાબિતી મળી છે કે, તેઓ હાજર ન હોઇ શકે એવી સ્થિતિમા હતા. આ આખી હકીકત ધીલાંએ ગોળીબારનો હુકમ આપ્યો કે નહિં, એના પર રચાઇ છે. આ અંગે બે સાક્ષીઓની જુબાની અસંગત છે.

ફોજદારી અદાલતમાં આ પ્રકારનો ખટલો ચાલતો હોય તો અને એમાં આરોપી અંગે આવી સાક્ષી રજૂ કરાય તો કોઈપણ પંચ એને ગુનેગાર ઠરાવવાની કદી હિંમત ન કરે. આ ખટલામાં તમે નિર્ણેતા છો તેનો હું ઇન્કાર કરતો નથી, પરંતુ હું આપને એટલું જણાવું છું કે, રજૂ થયેલી હકીક્ત બતાવે છે કે લેફટ. ધિલન એ વખતે હાજર નહોતા.

ચાર ઠાર કરાએલા માણસોની ઓળખાણ પણ પૂરી અપાઇ નથી. તેઓ જાટ હતા એટલું કહેવું બસ નથી. ગુનાના અહેવાલમાં નિર્દેશ થયેલા શખ્સો ઠાર થયા હતા એમ પુરવાર થઈ શકે તો જ અદાલત આ વસ્તુ માની શકે. એક હિંદુ માર્યો ગયો હતો એનો અર્થ એ નથી થતો કે 'ક' સંજ્ઞાવાળો માણસ માર્યો ગયો હતો. આમાં આરોપ એ નથી કે ચાર માણસો ઠાર કરાયા હતા. આમાં આરોપ એ છે કે ગુનાના અહેવાલમાં નિર્દેશ થયેલા ચાર માણસો ઠાર થયા હતા. આ આરોપ પુરવાર થતો નથી.

નોંધાયેલી જુબાની પરથી એમ માલૂમ પડે છે કે, આરોપ પુરવાર થતો નથી કારણ કે 'ઓળખાણ' પૂરી કરાઈ નથી. આથી અદાલતે આ બાબતમાં શંકા વ્યક્ત કરવી જોઈએ. અદાલતે આ હકીક્તનો સ્વીકાર કરવો જોઈએ કે, આ વસ્તુ પુરવાર

કરવાનો ભાર ફરિયાદ પક્ષ ઉપર છે જુબાની પરથી તો માત્ર એટલુ જ — વધુ કે ઓછું નહિ — કહી શકાય કે, નહિ ઓળખાયેલ ચાર જણોને ઠાર કરાયા હતા.

જાગીરરામની જુબાનીથી એ વસ્તુ પુરવાર થાય છે કે આયારસીંગ અને ખઝીનશાહે મહંમદ હુસેનને ઠાર કરવામા ભાગ લીધો હતો. આ બંને જણા જીવતા છે અને તેઓ સાચા અને યોગ્ય સાક્ષીઓ છે. આ બેમાથી કોઈને રજૂ કરાયા નથી. ચાર માણસો સબંધમા ઠાર કરવાની સજા બરાબર થઈ હતી પણ એનો અમલ કરાયો નથી. નોધ પરથી આવા ઘણા દાખલાઓ દેખાય છે કે જ્યા સજા થાઈ હતી પણ અમલ કરાયો નહોતો.

ખૂનના આરોપમા, અમુક વ્યક્તિનુ [Corpus elelicy] ગુનાનુ તાત્પર્ય પુરવાર કરવુ જોઇએ. જો આ અંગે તમારા મનમા શંકા હોય તો એના લાભ મારા અસીલોને મળવો જોઈએ.

કપ્તાન સહગલે શરણે જવાની જે શરતો રજૂ કરી હતી, તેનો સ્વીકાર કર્નલ કિટસને કર્યો હતો. આથી તેઓને યુદ્ધકેદીઓને મળતા બધા અધિકારો અને છેવટે મુક્તિ મળવી જોઇએ. બચાવ પક્ષના છઠ્ઠા સાક્ષી કપ્તાન આશીર્દની જુબાનીમા સ્પષ્ટ રીતે સાબિત કરાય છે કે, આઝાદ સેનાનો વ્યવસ્થિત સેના તરીકે બ્રિટિશ સત્તાવાળાઓએ સ્વીકાર કર્યો છે આને માટે દસ્તાવેજો પુરતા પ્રમાણમા છે.

ત્યારબાદ શ્રી. દેશાઈએ કાનૂની મુદ્દા અંગે કેટલુક સ્પષ્ટીકરણ કર્યું હતુ કે તેઓએ જણાવ્યુ હતુ, લશ્કરી અદાલત નાગરીક ગુના પર કામ ચલવી શકે નહિ. આ ગુના પર ફોજદારી અદાલત કામ ચલાવી શકે અને એના માટે ફોજદારી ધારો છે. આ ફોજદારી ધારો લશ્કરી અદાલતની કાર્યવાહીને લાગુ પડે છે એમ હુ કહેવા માગતો નથી.

પણ આ ધારાને ખ્યાલમા રાખતો આરોપ બિલકુલ ટકતો નથી યુદ્ધમાં થયેલા ગુનાઓ માટે સ્થાનિક સરકાર કે આવા

હેતુ માટે સત્તા પામેલી સત્તા ફરિયાદ નોંધાવે ત્યારે જ ફોજદારી અદાલત ખટલો ચલાવી શકે. આવી ફરિયાદ નોંધાઈ નથી. આથી લશ્કરી અદાલત આ ખટલો ચલાવવાની લાયકાત ધરાવતી નથી.

બીજો મુદ્દો આ છે. માની લઈએ કે ગોળીબાર કરાયો હતો, પણ આ અંગે એવું સૂચન કરાયું નથી કે, તે વ્યક્તિગત રીતે કરાયો હતો. વ્યવસ્થિત સેનાના ભાગની કામગીરી તરીકે તે કરાયો હતો. આમ છતાં અદાલતનો વિરુદ્ધ મત હોય તો પણ આ બાબતમાં સ્વતંત્ર છે. અદાલતનો ખટલો ચલાવવાના ૨૪ મા નિયમ પ્રમાણે, ત્રણ આરોપીઓ સામેનો ખટલો સંપૂર્ણ રીતે ગેરકાયદેસર છે.

આ તબક્કે શ્રી. દેસાઈએ પ્રીવી કાઉન્સીલના ચુકાદાનો ઉલ્લેખ કર્યો હતો. આ ચુકાદામાં એ નિર્ણય સ્વીકારાયો હતો કે ૨૪ મી કલમના વિરુદ્ધ કરાયેલો ખટલો ગેરકાયદે છે. સંયુક્ત કે સામુદાયિક ગુનો કરાયા વિના આરોપીઓ સામે સંયુક્ત ખટલો માંડી શકાય નહિ.

આ ત્રણ આરોપીઓ સામે એક જ પ્રકારના ગુના માટે ખટલો ચલાવાતો નથી. પણ હવે આ અદાલત માટે આ પ્રમાણે કહેવાનું ઘણું મોડું થશે કે 'અમે યુદ્ધ જગાવવાના આરોપને કે ખૂનમાં સંડોવાયા અંગેના આરોપને પડતા મૂકીશું.



## [ ૫ ] પ્રતિજ્ઞા કાયમ છે

આઝાદ હિંદ ફોજના ત્રણ અફસરો સામે લાલ કિલ્લામાં ચાલતા કેસે હિંદની પ્રજાના તમામ વર્ગોમાં ચિંતા ફેલાવી દીધી હતી. તેમના કેસના ચૂકાદા અંગે વિવિધ અટકળો થઇ રહી હતી. સહુ કોઇ એ જવાંમર્દો માટે લાગણી વ્યક્ત કરતું; પણ તા. ૩ જાન્યુ. ૧૯૪૬ ના દિવસે, ઇસુના નવા વર્ષના ત્રીજા દિવસે, હિંદના સર સેનાપતિએ, હિંદના આ ત્રણ સપુતોની હિંદને ભેટ આપી. ત્રણેને અદાલતે તો, જન્મ દેશનિકાલની સજા ફરમાવી હતી, પણ એ સજાને આખરી મંજૂરી આપનાર સર સેનાપતિ હતા. કાયદા મુજબ તેઓ સજા વધારી શકે નહિ, પણ સજામાં ઘટાડો કરી શકે, માફ પણ કરી શકે છે. એટલે તેમણે અટકાયતી છાવણીમાં પૂરાયેલા ત્રણેનો એ જ સાંજે છુટકારો કર્યો. દેશભરમાં તેમના છુટકારાના સમાચારે આનંદ ફેલાયો. દિલ્હી અને પંજાબમાં રોશનીઓ થઇ, દીપમાળ પ્રકટી.

તેમને મુક્ત કરતાં સરકારી યાદી જણાવે છે કે:—

કેપ્ટન શાહનવાઝ, કેપ્ટન સહગલ અને લેફ. ધીલાંની સામે લશ્કરી અદાલતમાં ના. સમ્રાટની સામે યુદ્ધ જગાવવાના આરોપસર કામ ચલાવવામાં આવ્યુ હતુ. લેફ. ધીલા સામે ખૂન કરવાનો અને બીજા બેની સામે ખૂનમાં સહાય કરવાનો આરોપ હતો.

આ મુકદ્દમામાં અદાલતની તપાસમાં જણાયું છે કે આ ત્રણેય યુદ્ધ જગાવવાના આરોપસર દોષપાત્ર ઠરે છે, જ્યારે કેપ્ટન શાહનવાઝખાનને ખૂનમાં સહાય કરવાના આરોપસર પણ ગુનેગાર ઠરાવવામાં આવે છે. શ્રી. ધીલ્લોને ખૂનના આરોપમાંથી અને કેપ્ટન સહગલને સહાય કરવાના આરોપમાંથી મુક્ત કરવામાં આવે છે.

યુદ્ધ જગાવવાના આરોપસર આરોપીઓ દોષપાત્ર ઠર્યા હોઈ અદાલતના માથા પર તેમને મોતની કે જન્મટીપની સજા ફરમાવવાની ફરજ હતી. કાયદા અનુસાર આવી કોઈ સજા કરવાની છૂટ નથી. આથી અદાલતે ત્રણેત્રણ આરોપીઓને જન્મ-ટીપની, બરતરફ કરવાની અને ચડેલા પગાર તથા ભથ્થા જપ્ત કરવાની સજા ફરમાવી છે.

લશ્કરી અદાલતનો કોઇ પણ ચુકાદો કે સજા, બહાલ રાખ-વામાં આવે ત્યાં સુધી સંપૂર્ણ બનતા નથી આ કિસ્સામાં બહાલ રાખનાર અધિકારી સર સેનાપતિ છે. તેમને ખાત્રી થઇ છે કે પ્રત્યેક કિસ્સામાં અદાલતના બધા જ ચુકાદા પુરાવાને અનુ-રૂપ છે, અને એટલા માટે તેને બહાલ રાખવામાં આવ્યા છે.

આમ છતાં બહાલ રાખનાર અધિકારી સજાઓ હળવી બનાવવા, ઓછી કરવા અને માફ કરવાનો અધિકાર ધરાવે છે. અખબારોમાં અત્યાર અગાઉ જણાવાયા પ્રમાણે હિંદ સરકારની નીતિ, રાજ્ય સામે યુદ્ધ જગાવવા ઉપરાંત અત્યંત ક્રૂરતાનાં કૃત્યો માટે આરોપિત બનનાર વ્યક્તિઓની જ સામે ભવિષ્યમાં મુકદ્દમો ચલાવવો. આ ઉપરાત એ પણ જણાવવામાં આવ્યું છે કે અમે તે મુકદ્દમામાં થયેલી સજાઓની પુનઃ તપાસ કરતી વખતે યોગ્ય સત્તાધિકારી મુકદ્દમામાં સાબિત થએલાં કૃત્યો કેટલે અંશે સંસ્કારી વર્તણૂકના નિયમોનો ભંગ કરે છે તેનો વિચાર કરશે.

લેફ. ધીલોં અને કેપ્ટન સહગલને ખૂન અને ખૂનમાં સહાય કરવાના આરોપોમાંથી મુક્ત કરવામાં આવે છે અને

કરતાના બીજાં કોઇ કૃત્યો માટે તેઓ આરોપિત બનતા હોવાનું પણ જણાવવામાં આવતું નથી. જો કે કેપ્ટન શાહનવાઝખાન ખૂનમાં સહાય કરવાના આરોપસર દોષપાત્ર સાબિત થાય છે અને તેમના કૃત્યો કઠોર સાબિત થયા છે, પણ ત્યારે પ્રવર્તતા સંજોગોને ખ્યાલ રાખનાર અધિકારીએ ધ્યાનમા લીધા છે.

એટલા માટે સરસેનાપતિએ સજાની બાબતમાં ત્રણે ત્રણ આરોપીઓને સમાન રીતે ગણવાનો ત્રણેની સામેની જન્મટીપની સજા માફ કરવાનો નિર્ણય કર્યો છે

આમ છતા તેમને બરતરફ કરવાની અને ચડેલો પગાર અને ભથ્થાને જપ્ત કરવાની સજાઓ બહાલ રાખી છે. કારણ કે બધા જ સંજોગોમા અફસર કે સૈનિક માટે વફાદારીનો ત્યાગ કરીને યુદ્ધ જગાવવું એ ગંભીર ગુનો બને છે. અત્યારે કે ભવિષ્યમા કાયદાથી પ્રસ્થાપિત બનેલી સરકારની સ્થિરતાના હિતમા આ સિદ્ધાન્તને ટકાવવો જરૂરી છે.

બંધનમુક્ત થયેલા ત્રણે વીરોએ છુટકારા પછી તરત જ નિવેદન કરતા જણાવ્યું હતું કે —

'અમારી મુકિત એ દેશને માટે વિજય રૂપ છે. અમે નેતાજીને વચન આપ્યું હતું કે હિંદની આઝાદી માટે અમે અમારા જીવન અર્પણ કર્યાં છે અમારૂ આ વચન હજી ચાલુ જ છે, અમે સયુકત અને મહાન હિંદની સ્થાપનાના કાર્ય માટે લડયા હતા અને તેના માટે લડવાનુ અમે ચાલુ રાખીશુ. અમે ન્યાયી કાર્ય માટે લડયા હતા, અમને હિંદની આઝાદી માટે જે સારૂ લાગ્યુ તે કર્યું યુદ્ધમા કોણ વિજયી બન્યું એ અમારે માટે મહત્ત્વની બાબત નથી અમે અમારા દેશની મુકિત માટે લડતા હતા અને ધરી સત્તાઓએ યુદ્ધ ગુમાવ્યું છે. એવું ખૂલ્લે ખૂલ્લુ જણાયું ત્યારે પણ અમે લડવાનુ ચાલુ રાખ્યું હતું'

બીજે દિવસે દિલ્હીએ–હિંદના પાટનગરે–દિપોત્સવી ઉજવી. મોહલ્લાઓ દીપમાળાઓથી ઝળહળી ઉઠયા. સાંજે હજારોની મેદની એ વીરોનાં દર્શન માટે ઉમટી પડી હતી. એ વખતે કર્નલ શાહનવાઝે જણાવ્યું હતું કે, 'તમે અમને માન આપીને, તમે અમારા આગેવાન, નેતાજી શ્રી. સુભાષચંદ્ર બોઝનું બહુમાન કર્યું છે.'

'અમે હિંદની બહાર, માતૃભૂમિની આઝાદી સિદ્ધ કરવા માટે શસ્ત્રો અને દારૂગોળાના સાધન દ્વારા લડત ચલાવી હતી, પણ હવે હિંદની ભૂમિમાં એ જ ધ્યેયની સિદ્ધિ માટે અમે અહિંસા દ્વારા અમારી લડતને ચાલુ રાખીશું.'

'આઝાદ-હિંદ ફોજ જાપાનની ગુલામ ફોજ ન હતી, અથવા તો હિંદી સૈનિક જાપાન માટે જંગ ખેલતા ન હતા.' એ હકીકતને તેમણે દષ્ટાન્તો સાથે રજૂ કરી હતી.

ઘણાં વર્ષે તેઓ પોતાના વતનનાં, પોતાના સ્વજનનાં દર્શન કરવાને ઉત્સુક હતા, એટલે તેઓ લાહોર ઉપડી ગયા, પણ એમના આગમન પહેલાં જ પંજાબ તેમનો સત્કાર કરવાને અધીરૂં બન્યું હતું. પંજાબે ઘેર ઘેર દીપકો પ્રગટાવીને સુપુત્રોને આવકાર આપ્યો.

લાહોરમાં તેમણે કહ્યું કે 'નેતાજીએ કુરાનમાંથી 'હુબ્બુલ વતન મિનલ ઇમાન'નું સુત્ર અપનાવ્યું હતું. અને આ અવતરણ આઝાદ હિંદ ફોજમાં એવી ભાવના જન્માવી શક્યું હતું કે સૈનિકો વચ્ચેથી હિન્દુ, મુસ્લીમ, અને શીખના ભેદભાવો ભુલાઇ ગયા હતા.

જ્યારે જાપાનિઓ હિંદીઓને યુદ્ધ સામગ્રી આપવાને ના પાડતા હતા અને વિશ્વાસ મૂકવાને તૈયાર નહતા, ત્યારે નેતાજીએ તેનો વિરોધ કર્યો હતો અને ૫૦ હજારની ફોજમાંથી ત્રણ હજાર

સૂનંદા સૈનિકો જેમણે દેશની મુક્તિને ખાતર સર્વસ્વનો ભોગ આપવાની પ્રતિજ્ઞા લીધી હતી તેમને અલગ કાઢયા હતા. તેમાંના એક હોવાનું મને માન છે, એ મારા સાથીઓ તરીકે, નેતાજીની કસોટી ધ્યાનમાં રાખીને શ્રી. સહગલ અને શ્રી. ધીલોંને પસંદ કર્યા હતા. અમને મૃત્યુનો ભય નહતો.'

લાહોર પહોંચતા કેપ્ટન ધીલોંની બ્હેન લાખોની જનમેદનીને વિંધીને તેમની મોટર પર સડસડાટ કરતી ચડી ગઇ અને વર્ષો પછી જેના દર્શન કરવાને પોતે ભાગ્યશાળી નિવડી છે એવા પોતાના વીરા અને સાથીઓને જોઇને મુખ મરકમરક હસી રહ્યું છે. થોડીક પળોમાં એણે પોતાની આંગળી પર ધારદાર ચાકુ મૂકી દીધું. આગળીમાંથી લોહીની ધારા વહી રહી છે. એ વહેતા રક્તમાં પોતાની અનામિકા બોળીને, ત્રણેને ભાલે તિલક કર્યાં.

તેમના માનમાં જુદા જુદા સમારંભો ગોઠવવામાં આવ્યા હતા. આવા એક ભોજન સમારંભ દરમિયાન કર્નલ શાહનવાઝખાને જણાવ્યું હતુ કે 'અહીં આપવામાં આવેલો ખોરાક જોતાં મને આઝાદ હિંદ ફોજના માણસોને આપવામાં આવતા ખોરાકની સ્મૃતિ તાજી થાય છે. આઝાદ ફોજના એક સૂત્ર-'કરો સબ ન્યોછાવર, બનો સબ ફકીર'-ની યાદ આવે છે.'

લાહોરમાં જ, નેતાજીના વડીલબંધુ શ્રી. શરતચંદ્રબોઝને તેઓ મળ્યા. કર્નલ શાહનવાઝખાનને નેતાજીની યાદ આવીઃ ગળે ડૂમો ભરાયો અને જ્યારે નેતાજીના વડીલ બંધુને તેઓ ભેટી પડયા ત્યારે એમની આંખો, નેતાજીની યાદમાં આંસુથી છલકી રહી. નેતાજી પ્રત્યેની મહોબ્બતનો એ પૂરાવો હતો.

નેતાજીએ પૂર્વ એશિયાના હિંદીઓ વચ્ચે જે અદ્‌ભૂત ઇતિહાસ સર્જ્યો છે તેનાં સ્મરણો તો હવે આપણને ધીમે ધીમે મળી

રહ્યાં છે આજે તો બર્મામાં આઝાદ હિંદ સરકારનું અસ્તિત્વ નથી રહ્યું, છતાં સિંગાપુરમાં આઝાદ હિંદ સરકારે શહિદોની અમર યાદમાં, એક સ્મૃતિચિહ્ન, ઊભું કર્યું હતું. જે ચિહ્ન બ્રિટિશ ફોજે સિંગાપુરમાં પ્રવેશ કર્યા પછી તરત જ જમીનદોસ્ત કર્યું હતું. એ સ્મૃતિચિહ્ન પર આઝાદ હિંદ સરકારની સંવત્સરીના દિને, જ્યારે હિંદી પ્રજા દીપકો પ્રગટાવીને, ઉત્સવ માણી રહી હતી ત્યારે પુષ્પો મૂકીને, શહિદોને પોતાની અંજલી આપી હતી.

આઝાદ ફોજના સૈનિકોનો જેમ જેમ છુટકારો થતો જાય છે તેમ તેમ નેતાજીના સંબંધમાં અનેક પ્રકારની માહિતિઓ આપણને મળતી જાય છે. આ માહિતીઓ નેતાજી જીવંત હોવાના સમર્થનમાં રજૂ થાય છે. આઝાદ હિંદ ફોજનો એક અફસર કહે છે તેણે નેતાજીને એપ્રિલ ૧૯૪૫માં જોયા હતા. જ્યારે વિજયનું પાસું મિત્ર રાજ્યોની તરફેણમાં ઢળતું હતું, એ વખતે નેતાજી પાસે, તેઓ બ્રિટિશરોના હાથમાં સપડાઇ ન જાય એ માટેની યોજના તૈયાર હતી. એટલે તેઓ સફળતાપૂર્વક છટકી ગયા હોવા જોઇએ અને હિન્દની આઝાદી માટે કોઇ નવી યોજના તૈયાર કરતા હોવા જોઈએ. બીજો એક અભિપ્રાય એવો છે કે નેતાજી કોઇ ધાર્મિક મઠમાં હોય, એટલે તેઓ તિબેટમાં હોવાનું અનુમાન પણ થઇ રહ્યું છે. કોઇ મઠમાં તેઓ સાધના કરતા હોય એમ માનવામાં આવે છે.

મહાત્માજીએ પણ, નેતાજી જીવંત હોવા વિષે પોતે કરેલા નિવેદનનું ફરી સમર્થન કર્યું છે અને પ્રાર્થના સમયે જણાવ્યું હતું કે તેઓ કોઇ ઠેકાણે છુપાઇ રહ્યા છે.

ગમે તેમ પણ આ નવ અફસરોના છુટકારા પછી, આઝાદ હિંદ સરકાર અને આઝાદ હિંદ ફોજના સંબંધમાં જનતાને સાચી માહિતીઓ મળતી થઇ છે. કેપ્ટન પ્રેમ સહગલે,

એક નિવેદન દરમ્યાન જણાવ્યું હતું કે 'આઝાદ હિંદ ફોજના વરિષ્ટ સેનાપતિ અને આઝાદ હિંદ સરકારના વડા, નેતાજી સુભાષચંદ્ર બોઝ છેલ્લી વખતે જાપાન ગયા, ત્યારે તેમનો ઇરાદો અલગ શરણાગતિ સ્વીકારવાનો હતો. તેમણે પોતાના અંગત પ્રભાવથી, અદ્દભૂત ત્યાગ અને અભૂતપૂર્વ સહનશકિતથી આઝાદ હિંદ ફોજમાં અસાધારણ એકતા સ્થાપી હતી. અમે બધા એક મહાન નેતાની પ્રેરણા અનુસાર એક મહાન ધ્યેયની સિદ્ધિ માટે લડતા હતા. દૂર પૂર્વના દેશોમાં હિન્દની આઝાદી માટે જે આન્દોલન ઊંઠયું હતુ તે વાસ્તવિક રીતે તો આપણો પોતાનો જ સ્વતન્ત્ર્યસગ્રામ હતો. એમાં જાપાન હારે કે જીતે એ પ્રશ્નને તો સ્થાન જ ન હતું અમે માનતા હતા કે નેતાજીની મહાન નેતાગીરી હેઠળ હિન્દની બહાર રહીને અમે જે લડત ચલાવીશું, તો તેનાથી હિન્દની અંદર ખેલાઇ રહેલા સ્વાતંત્ર્યસંગ્રામની અંતિમ વિજયની ઘડી અમે જરૂર નજીક લાવી શકીશું.'

હિન્દની ગુલામીનુ દર્દ, આ બહાદુરોને કેટલું ડંખે છે તેનુ દર્શન તો કર્નલ શાહનવાઝખાને, રાવળપીંડી ખાતે પોતાને અપાયેલા માનપત્ર વેળા જે ગંભીર વાણી ઉચ્ચારી હતી, તેમાંથી મળી રહે છે. તેમણે જણાવ્યું હતું છે કે.—

'ગુલામી એ આ દુનિયાનુ એક મહાન પાપ છે. એક શાપ છે. ગુલામ લોકોને પોતાનો ધર્મ નથી, સ્વમાન નથી. વિશ્વભરમાં આઝાદ માનવીઓ, એમના પ્રત્યે તિરસ્કારની દષ્ટિથી નિહાળે છે. આવા ગુલામ લોકના સૈન્યને જ્યારે તેઓ પોતાના જ વતનમાં પોતે ગુલામ છે ત્યારે બીજા દેશની મુકિત માટે લડવા જવાનો કયો અધિકાર છે ?'

તાજેતરમાં નેતાજીના બે અંતિમ સંદેશાઓ આપણને પ્રાપ્ત થાય છે. એક સદેશો નેતાજીના સાથીદાર કર્નલ હબીબુર્રહેમાન

લાવ્યા છે. તેઓના કથન પ્રમાણે, નેતાજી જ્યારે છેલ્લા ટોકીઓ જતાં વિમાની અકસ્માતમાં ગંભીર રીતે ઘાયલ થયા હતા અને જ્યારે તેમને એમ જણાયું કે હવે પોતાનો અંતકાળ નજીકમાં છે ત્યારે તેમણે પોતાના દેશબાંધવો પ્રત્યે મોકલ્યો હતો નીચે મુજબ છે.

'જો કે આઝાદીના સંગ્રામના પહેલા તબક્કામા હું નિષ્ફળ ગયો છું છતાં તમારે માતૃભૂમિની કીર્તિ ઝળહળતી રાખીને સંગ્રામ ચાલુ રાખવો જોઇએ.'

૧૯૪૪ ના નવેમ્બરમાનેતાજી જ્યારે જાપાનમાથી ઉપડી ગયા, તે પહેલાં તેમણે આઝાદ હિંદ ફોજના નવા ઉમેદવાર અફસરોને ઉદ્દેશીને એક પત્ર લખ્યો હતો. આ પત્ર નીચે મુજબ છે —

**'મારા વહાલા પુત્રો,**

જાપાનની ધરતી છોડી જવાની સંધ્યાએ હું તમને મારો પ્રેમ અને તમારા કાર્યની સફળતા માટે સર્વ શુભેચ્છાઓ પાઠવવા ચાહું છું. મારે પોતાને પુત્ર નથી, તમે મારે મન મારા પોતાના પુત્ર કરતાં પણ વધુ છો, કારણ તમે તમારું જીવન એવા ધ્યેયને સમર્પણ કર્યું છે કે જે મારા જીવનનું એક અને એકમાત્ર ધ્યેય છે. આ ધ્યેય છે: ભારત માતાની આઝાદી: મને શ્રદ્ધા છે કે તમે હંમેશા તમારા ધ્યેય અને ભારતમાતાને વફાદાર રહેશો. ઉપડતાં પહેલાં હું તમને ફરીને મળી શકયો નથી, એ માટે દીલગીર છું, પરંતુ તમે જાણો છો કે, ભાવનાની દ્રષ્ટિએ હું હંમેશાં તમારી સાથે જ છું. ઈશ્વર તમારું કલ્યાણ કરો. જય હીન્દ''



# [ ૬ ] હિંદને આઝાદ કરવાનો જ છું

તા. ૨૫મી ઓક્ટોબર ૧૯૪૩ ના રોજ મલાયામાં મળેલી હિંદી વેપારીઓની જંગી સભા સમક્ષ નેતાજીએ જે ભાષણ આપ્યું હતું તે અહિં રજૂ કર્યું છે.

મિત્રો,

મલાયાના ખૂણે ખૂણેથી આ પરિષદમા હાજરી આપવા આવેલા ભાઈઓ અને બહેનોને હું ધન્યવાદ આપું છું. મને શ્રદ્ધા છે કે આ પરિષદ એક અગત્યની નિવડશે, આપણા મહાન ધ્યેય પ્રત્યેની વફાદારી વિષે આપણે ઘણું સમજ્યુ છે. આ પરિષદ એ વફાદારીની કસોટી સમાન બની રહેશે. હું લાંબુ ભાષણ આપવા માગતો નથી, કારણ કે લાંબા ભાષણોની અત્યારે જરૂર નથી. હુ આપને વિનંતિ કરું છુ કે, હિંદને આઝાદ કરવાની જે મહાન જવાબદારી તમારા શીર પર રહેલી છે તેનો તમે પ્રત્યેક વિચાર કરો, હું માનું છુ કે તમે એ મહાન જવાબદારીના ખ્યાલથી પરિચિત છો.

જ્યારે આપણી ફોજ, રણમેદાનમાં જશે, ત્યારે યુદ્ધમાં વિજય મેળવવા માટેની જવાબદારી, ફોજના પ્રત્યેક સૈનિકની વ્યક્તિગત પણ રહે છે, પ્રત્યેક સૈનિક જો પોતાની ફરજ અદા કરવાને તૈયાર હોય તો જ, એ સૈન્યનો વિજય થાય છે. તમારે એ સમજવુ જોઇએ કે પૂર્વ એશિયામા હિંદીઓ એક સૈન્ય જ છે. જેણે જંગ ખેલવાનો છે અને વિજય પ્રાપ્ત કરવાનો છે, મોરચા પરના પ્રત્યેક સૈનિકની જે ફરજ છે તેવી રીતે પૂર્વ

એશિયાના તમામ હિંદીઓની પણ મહાન જવાબદારી છે. હું જાણું છું કે તમારામાંના કેટલાક ધનિક છે. કેટલાક ગરીબ પણ છે. હું એ પણ જાણું છું કે તમારામાંના કેટલાક કેળવાયેલા છે અને કેટલાક અજ્ઞાન પણ છે. તમારા એ ભેદ ગમે તેવા હોય, પણ હું તમને એ યાદ આપવા ચાહું છું કે તમારી સહુની ફરજ એક સરખી છે. પ્રત્યેક હિંદી પોતાની ફરજ સંપૂર્ણપણે અદા કરતો રહે એમ હું ઈચ્છું છું.

જ્યારે સૈન્યમાં કોઈ વ્યક્તિની અમલદાર તરીકે નીમણૂક થાય છે ત્યારે, આગેકૂચ કરવાની અને બીજાઓને આગેકૂચ માટેની દોરવણી આપવાની જવાબદારી તેના પર રહે છે. પૂર્વ એશિયામાંની આપણી લડતમાં શોનાન-સિંગાપુર ઘણું મહત્વનું સ્થાન ધરાવે છે. આઝાદ હિંદ સંઘનું વડું મથક પણ અહીં છે. અને તાજેતરમાં જ આઝાદ હિન્દની કામચલાઉ સરકારની સ્થાપના પણ અહીં જ કરવામાં આવી છે. શોનાન એ બ્રિટનનો એક દુર્ગ હતો, પણ આજે તો એ પૂર્વ એશિયામાંના હિંદીઓની સ્વાધીનતાની લડતનું એક અગત્યનું વડું મથક થઈ પડ્યું છે.

ધારો કે હિંદ એક આઝાદ મુલક છે અને તેના પર પરદેશી આક્રમણનો ભય ઝઝુમી રહ્યો છે ત્યારે આઝાદ હિંદની સરકાર શું કરત? આઝાદ હિંદ સરકારે સંપૂર્ણ ભરતીનો માર્ગ અખત્યાર કર્યો નહોત? તમે સહેલાઈથી સમજી શકો છો કે આઝાદ સરકારની એ સામાન્ય ફરજ છે. આ હકીકત તમે દૃષ્ટિ સમક્ષ રાખીને, આઝાદી હાંસલ કરવા માટે આપણે જે મહાન પ્રયત્ન કરવાનો છે તેમાં તમારી ફરજો કેવી મહાન છે તેનો વિચાર કરો!

તમે એ પણ વિચારો કે આઝાદ દેશમાં પણ જ્યારે યુદ્ધની પરિસ્થિતિ પ્રવર્તતી હોય ત્યારે કયો માર્ગ અખત્યાર કરવામાં આવે છે? આપણે જેમ સભાઓ કરીએ છીએ અને અપીલો કરીએ છીએ, એમ આઝાદ સરકાર કરે? ના. આઝાદ સરકાર એક હુકમ બહાર પાડીને, ચોક્કસ ઉંમર વચ્ચેના તમામ સશક્ત માનવોને ચોક્કસ સમયે, ચોક્કસ કલાકે, અને ચોક્કસ સ્થળે હાજર થવાનું ફરમાન કરે, આ ફરમાનને પ્રજા સ્વેચ્છાપૂર્વક જરા પણ આનાકાની વિના તાબે થશે, શા માટે? કારણ કે આઝાદ દેશની પ્રજા જાણે છે કે પોતાની આઝાદી માટે તેમણે બલિદાન આપવાનું છે અને જ્યારે આઝાદ સરકારને આઝાદીના રક્ષણ માટે પૈસાની જરૂર પડે ત્યારે એ સભાઓ ભરીને ભીખ માગવા નહિ નીકળે.

હવે હિંદને મુક્ત કરવાની અને હિંદમાં આઝાદ સરકાર સ્થાપવાની આપણી ફરજ છે. જો આપણને એક લાગતુ હોય કે આપણે આઝાદી માટે યોગ્ય છીએ, જો આપણને સાચે જ સ્વાધીનતા જોઈતી હોય તો, આપણે આઝાદ હિંદમાં આઝાદ સરકારના વહિવટ તળે રહીએ છીએ અને આપણી આઝાદી પર આક્રમણ થયું છે, ત્યારે આપણે જેવી રીતે વર્તીએ અને જીવન વ્યતિત કરીએ, તેવી જ રીતે આપણે વર્તીએ અને જીવન વ્યતિત કરીએ. આઝાદ હિંદમા આઝાદ સરકાર નીચે આપણે જે કાંઈ કરીએ તે આપણી પવિત્ર ફરજ છે. જર્મની અને જાપાનની પ્રજા તરફ દૃષ્ટિ કરો, એ દેશોમાં સરકાર પ્રજાની તમામ શક્તિને કેવી રીતે સંગ્રહિત કરે છે એ જુઓ. જ્યારે પોતાની આઝાદીની રક્ષા કરવાની પોતાની સરકારની ફરજ હોય છે, ત્યારે તેણે ગમે તે સંજોગોમા, ગમે તે ભોગે પ્રજાનો તમામ તાકાતનો જમાવ કરવો જોઇએ.

કાયદેસર રીતે કહું તો, તમારો દેશ યુદ્ધકાળમાંથી પસાર થતો હોય, ત્યારે કોઇની અંગત મિલકત હોઇ શકે નહિ. આવી કટોકટીની પળોમાં પ્રજાના જાનમાલ પર સરકારનો જ સંપૂર્ણ હક્ક હોઈ શકે, આપણે પણ આઝાદ પ્રજા છીએ. આપણી આઝાદ સરકાર પણ અસ્તિત્વ ધરાવે છે.

જો તમે એમ માનતા હો કે તમારી માલ મિલ્કત, જે તમારા કબજામા છે, તે તમારી છે, તો તમે ભ્રમણામાં છો. રાષ્ટ્ર જ્યારે યુદ્ધમા સપડાયેલું હોય ત્યારે પ્રજાની માલમિલ્કત એ સરકારની બને છે. તમારા જાનમાલ અત્યારે તમારા નથી પણ હિંદના–એક માત્ર હિંદના જ છે.

મને સંપૂર્ણ વિશ્વાસ છે કે તેમને જો એક સાવ સાદી વાત સમજાઈ જાય કે આપણે કોઈપણ ભોગે અને કોઈપણ રીતે આપણી આઝાદી હાંસલ કરવી જ જોઇએ અને આપણે આઝાદ માનવીઓ યુદ્ધની પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યા છીએ તો તમને સમજાશે કે તમારું કાંઇ નથી, તમારી જિંદગાની, તમારી માલમિલ્કત અને તમારી પાસે જે કાંઈ છે તે તમામ હિંદનું છે.

જો આ સાવ સાદી વાત પણ તમે સમજવા ન માંગતા હો તો તમારે માટે બીજો માર્ગ નક્કી કરવામાં આવ્યો છે. જો તમે આઝાદ સરકાર નીચે, આઝાદ પ્રજા તરીકે, આપણી જવાબદારી ઉઠાવવા તૈયાર ન હો, તમને આઝાદી ખપતી ન હોય, અને આઝાદીની કિંમત ચૂકવવાને તમે તૈયાર ન હો તો, તો તમારે માત્ર એક જ માર્ગ બાકી રહે છે, પણ એટલું યાદ રાખજો કે જ્યારે યુદ્ધનો અંત આવી જશે અને હિંદ આઝાદ થશે ત્યારે આઝાદ હિંદમાં તમારે માટે કોઈ સ્થાન નહિ હોય; જો હિંદ સરકાર તમારા પર દયા બતાવવાનું નક્કી કરે તો તમને ત્રીજા વર્ગની ટીકીટ આપીને, હિંદની પવિત્ર ધરતીમાંથી ઈંગ્લાંડ જવાની જોગવાઈ કરી શકશે.

મારા જાણવામાં આવ્યું છે કે મલાયામાંના કેટલાક હિંદી શ્રીમંતો એવો બડબડાટ કરે છે કે હું તેમને પરેશાન કરી રહ્યો છું. હું તેમની સાથે સીધી વાત કરવા માગું છું કે જેથી તેઓ હવે પછી સીધો માર્ગ અખત્યાર કરી શકે. મેં એમ પણ સાંભળ્યું છે કે કેટલાક હિંદી શ્રીમંતો, હિંદની આઝાદીના જંગમાં પોતાનો ફાળો આપવામાંથી બચી શકે એ માટે પોતાની રાષ્ટ્રીયતા પણ બદલવાને તૈયાર થયા છે. કેટલાક તો પોતાની માલ મિલ્કતનો કબજો એવી રીતે સુપ્રત કરવા માગે છે કે યુદ્ધને અંતે તે પાછી મેળવી શકે.

છે. હું તમામ હિંદીઓને, પછી તે હિન્દુ હોય, મુસ્લિમ હોય, શીખ હોય કે ગમે તે કોમના હોય, તેમને સહુને અપીલ કરું છું કે તેઓએ પોતાની ફરજ અદા કરવામાં પાછા પડવાનું નથી. હું જાણું છું કે કોણ પોતાની ફરજ અદા કરે છે અને કોણ જવાબદારીમાંથી છટકી જવા માગે છે.

હિંદને, મારે આઝાદ કરવું જ છે અને હું ગમે તે ભોગે અને ગમે તે જોખમે પણ હિંદને આઝાદ કરીશ જ, તમને તમારી ફરજ, પછી તે આનંદસરી હોય કે ફિકજીરીભરી હોય તો પણ તે અદા કરવાની હું અપીલ કરું છું. જો તમે આ મુદ્દા પર ઊપરવા દો તો, મને સાફસાફ જણાવી દો કે અમને આઝાદી નથી જોઈતી, ત્યારે તમારે માટે મેં કહ્યુ તેમ બીજો માર્ગ ખૂલ્લો છે.

પણ જ્યાંસુધી તમે તમારી જાતને હિંદી તરીકે ઓળખાવો છો અને પૂર્વ એશિયામાં હિંદી તરીકે ધન પ્રાપ્ત કરી રહ્યા છો, ત્યાંસુધી હિંદને આઝાદ કરવા અંગેની તમારી જવાબદારીમાંથી તમે છટકી જઈ શકો તેમ નથી. તમે એમ ન માનશો કે તમારી ફરજ તમે બજાવો છો કે નહિ એ તમારી મુન્સફી પર છોડી દેવામાં આવ્યુ છે.

મેં મારા શોનાન ખાતેના છેલ્લા ભાષણમાં જણાવી દીધું છે કે હું આ છેલ્લી અપીલ કરું છું. અત્યારે કાંઇ બીજી અપીલ કરવા ઊભો થયો નથી અથવા તો ભિખારીની માફક હાથ ધરવા પણ ઊભો થયો નથી. આજે તો હુ આઝાદ હિંદની કામચલાઉ સરકારના પ્રતિનિધિ તરીકે તમારી સમક્ષ ઊભો છુ. આ સરકારનો તમારા જાનમાલ પર સંપૂર્ણ અધિકાર છે.

મિત્રો, આપને ખાત્રી આપું છું કે મને ખાલી વાતો કરવાનો અથવા તો ફોગટ ધમકીઓ આપવાનો કોઇ શોખ નથી. હું જે કહું છું તે સંપૂર્ણ વિચારણા પછી જ કહું છું. ખૂદ મારા દુશ્મનો પણ એ જાણે છે કે હું જે કરી શકતો નથી તે

વિષે કદી બોલતો નથી. મેં કહ્યું છે કે આપણે હિંદની આઝાદી હાંસલ કરવી જ છે. ગમે તે ભોગે અને ગમે તે જોખમેઃ અને તે માટે આપણે સ્વેચ્છાપૂર્વક આપણી તમામ તાકાત કામે લગાડવાની છે. સ્વેચ્છાપૂર્વક ન થાય તો પછી ફરજિઆત, પણ મેં જે કહ્યું છે તેને હું અમલમાં મૂકવાનો છું.

આજે હું આપની સમક્ષ વિસ્તારથી બોલું છું, કારણ કે તમને કોઈ ભ્રમણામાં રાખવા માગતો નથી, તમે એમ પણ નહિ કહી શકો કે અમને સ્વેચ્છાપૂર્વક આગળ આવવાની તક આપવામાં આવી નહોતી. જો તમે સ્વેચ્છાપૂર્વક આગળ આવશો તો તમારે માટે એ માનવંત છે અને મારે માટે એ ગૌરવનો વિષય બની રહેશે. પણ જો તમે સ્વેચ્છાપૂર્વક આગળ નહિ આવો તો પણ અમે હવે ગુલામીમાં રહેવાના નથી જ.

મને આશ્ચર્ય થાય છે કે, કેટલાક લોકો એવી વાતો કરે છે કે જે રકમ તેમણે જમા કરી છે તે જમા કરતાં તમને વર્ષો થયાં હતાં અને એમને બાળકો પણ છે. જો આ કારણે જ તેઓ બલિદાન આપવા અચકાતા હોય તો હું તેમને પૂછું છું કે તમારું શું થશે તેનો ખ્યાલ કરો. તમને તમારા જ હિંદીઓ દુશ્મન અને આઝાદીના વિરોધીઓ તરીકે પિછાનશે.

રાખવામાં આવ્યો છે. બ્રિટિશ સરકારે વેવલને પ્રમોશન આપીને અત્યારે હિંદના વાઇસરૉય બનાવ્યા છે.

આઝાદ હિંદ ફોજના સૈનિકો પીછેહઠ કરીને પોતાની જિંદગાની બચાવવા માગતા નથી જ્યારે આઝાદ હિંદ ફોજ તાલીમ લઈને તૈયાર થશે ત્યારે કાંતો વિજય અગર તો લોહીના છેલ્લા બુંદ સુધી લડતાં લડતાં ખપી જવાનો માર્ગ જ તેમને માટે ખુલ્લો રહેશે.

ધનિકો મને પ્રશ્ન કરે છે કે સંપૂર્ણ તાકાત કામે લગાડવાનો અર્થ શો? દશ ટકા કે પાંચ ટકા? જેઓ ટકાની વાતો કરે છે તેમને હું પૂછીશ કે આપણે મેદાન પરના આપણા સૈનિકોને એમ કહી શકીશું ખરા કે તેમણે લડતમાં માત્ર દશ ટકા જ લોહી વહાવવું અને બાકીનું બચાવી લેવું?

સૈન્યમાં ભરતી થયેલા આપણા જુવાનોનો જુસ્સો નિહાળો, ત્રિરંગી ઝંડા નીચે એકત્ર થયેલી આપણી બહેનોનો જુસ્સો નિહાળો. સદ્‌ભાગ્યે આપણને માનવબળની કમીના નથી. એવો ઉત્સાહભર્યો જવાબ મળ્યો છે કે લાંબા યુદ્ધ માટે પૂરતા સૈનિકો આપણને મળી રહ્યા છે. ધન અને સરંજામને માટે પણ એવો જ ઉત્સાહભર્યો જવાબ મળવાની અમે આશા રાખીએ છીએ. જો આપણે બધા જ નિર્ધન હોઈએ તો, પરદેશી સહાય મેળવવામાં કાંઇક ન્યાય પણ કહેવાય. પણ આપણામાં કેટલાક શ્રીમંતો પણ છે. આપણા પરદેશી મિત્રો એ જાણે છે જ્યારે આપણા પોતાના જ બાંધવો પાસે જરૂરી સામગ્રી પડી છે ત્યારે બીજા પાસે, સહાય માટે હાથ લંબાવવો પડે એ શરમભર્યું છે.

જ્યારે પોતાની જાતને જોખમમાં મૂકવા માટે સંખ્યાબંધ ભાઇબહેનો આગળ આવ્યા છે, ત્યારે જેઓને પોતાના જાન આપવાના નથી તેઓની ગાંઠેથી ધન પણ કેમ છૂટતું નથી એ હું સમજી શકતો નથી. જિંદગાનીની સરખામણીમાં પૈસાની શી કિંમત છે? પૈસાની કોઇ વિસાત નથી. માની લો કે પરદેશી

સરકાર તમને ફરમાન કરે કે તમે તમારી મિલકતમાંથી એક કરોડ રૂપિયા આપો અગર તો તમારા પ્રાણ આપો. મને ખાત્રી છે કે તમે પ્રાણ આપવા કરતાં કરોડ રૂપિયા આપવાનું વધુ પસંદ કરશો.

એવી રીતે જુવાનો પોતાના પ્રાણ અર્પણ કરવાને આગળ આવ્યા છે. ગરીબ લોકોએ તો, પોતાની પાસે જે કાંઇ હોય તે સર્વસ્વ આપી દેવાની તત્પરતા બતાવી છે. હિંદના સૌથી નિર્ધન વર્ગના માનવીઓ, દારપાલો, ધોબીઓ, વાળંદો નાના દુકાનદારોએ તો આગળ આવીને પોતાના સર્વસ્વની કુરબાની કરી છે તેમાંના કેટલાક તો સ્વયંસેવક તરીકે પણ જોડાયા છે.

કેટલાક સાવ કંગાલ માણસો મારી પાસે આવ્યા. તેમણે તેમની પાસે જે કાંઇ રોકડ હતુ તે બધુ જ મને આપી દીધું, એટલું જ નહિ પણ તેમણે પોતાની બેંકની ચોપડીઓ પણ આપી દીધી. જેમાં તેમની જિંદગીની બચત જમા પડી હતી.

મલાયામાંના હિંદીઓમાં કોઈપણ એવો શ્રીમંત નથી કે જે આગળ આવીને, આવો જ જુસ્સો બતાવીને કહે કે 'આ રહી મારી બેંકની ચોપડી. હિંદની આઝાદી માટે હું તે સુપ્રત કરું છું.'

હિંદીઓ, એક રાષ્ટ્ર તરીકે 'આત્મબલિદાન'ના આદર્શમાં શ્રદ્ધા ધરાવે છે. આપણે હિંદુઓ સંન્યાસીઓના અને મુસ્લિમ ફકીરના આદર્શને માનીએ છીએ. આપણાઇતિહાસમાં રાજવીઓ, વિશ્વાસ, ન્યાય અને સત્યને ખાતર ફકીર બન્યાનાં દૃષ્ટાન્તો મોજૂદ છે.

૩૮ કરોડ માનવીઓની પવિત્ર ભૂમિને, પરદેશી બંધનથી મુક્ત કરવાના કાર્ય કરતાં અધિક પવિત્ર, અધિક મહાન અને અધિક ઉમદા કાર્ય કયું છે? આવા ઉમદા કાર્ય માટે, આગળ આવીને પોતાની બેંકની ચોપડી ધરી દેનાર કોઈ શ્રીમંત નથી શું? તમને તમારા પ્રાણની આહુતિ આપવાનો આદેશ થશે

નથી. ત્યારે તમારામાંના થોડા પણ એવા વીરલા કેમ નીકળતા નથી કે જે એમ કહે, 'અમારા જીવન બચાવો, અમે અમારા સર્વસ્વનું બલિદાન દેવાને તૈયાર છીએ.'

હવે હું આઝાદ હિંદની કામચલાઉ સરકારનો કાર્યક્રમ આપને જણાવવા માગું છું આ કાર્યક્રમને સફળ બનાવવા માટે બીજી સરકારોની માફક જ આપણે પણ ધીમેથી, ક્રમબદ્ધતાપૂર્વક છતા પદ્ધતિસરના માર્ગ અખત્યાર કરવાના છે. મલાયાના હિંદીઓની માલ મિલ્કત યુદ્ધ પહેલાના સમયની ગણત્રીએ ૧૦૦ કરોડની છે. યુદ્ધ સમય દરમિયાન તો એની કિંમત કેટલીય વધી ગઇ છે. સામાન્ય રીતે સરકાર પોતાનું વાર્ષિક બજેટ તૈયાર કરે છે જરૂર પડતાં વધારાનું બજેટ પણ તૈયાર કરે છે, હું પણ એવી જ રીતે બજેટ પણ તૈયાર કરવા માગું છુ.

હવે તમારે નિશ્ચય કરવાનો છે કે સ્વેચ્છાપૂર્વક તમારે તમારો ફાળો આપવો કે પછી વખતો વખત જ્યારે માગણી થાય ત્યારે તમારે તેનો પ્રત્યુત્તર આપવો.

મલાયા સમક્ષ મારી પહેલી માગણી ૧૦ કરોડની છે, જે સામાન્ય રીતે તો મલાયામાંના હિંદીઓની મિલ્કતનો ૧૦ ટકા ભાગ છે. આ પરિષદમા સંખ્યાબંધ શ્રીમંતો મોજૂદ છે. એક કરોડ રૂપિયા તો હું તમારી પાસેથી સીધા માગુ છુ હું આશા રાખું છું કે એક મહિના દરમિયાન મલાયામાંથી મને ૧૦ કરોડ મળી રહેશે.

## [૭] બે દસ્તાવેજો

નેતાજી શ્રી. સુભાષબાબુએ આઝાદ હિંદ ફોજના સર સેનાપતિનો હોદ્દો સ્વીકાર્યા પછી તેમણે જે ફરમાનો કર્યા છે એ આપણા દેશ માટે ઐતિહાસિક ઘટના છે. એ ફરમાનોમાંનાં બે ફરમાનો અહીં આપ્યા છે.

પહેલું ફરમાન નેતાજીએ જ્યારે સર સેનાપતિ તરીકેનું સ્થાન સ્વીકાર્યું તે સમયનું અને બીજું ફરમાન ઇમ્ફાલ પરનો ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી ત્યાર પછી ઊભી થયેલી પરિસ્થિતિને લગતું છે.

> હિંદની આઝાદીની લડતના અને આઝાદ હિંદ ફોજના હિતને ખાતર, આજથી આપણી ફોજનો સીધો અંકુશ મેં હાથ ધર્યો છે.
>
> મારે માટે ગર્વ અને મગરૂબીનો વિષય છે. એક હિંદીને માટે, હિંદની આઝાદી માટે ઝૂઝનાર આઝાદીની ફોજના સેનાપતિ થવું, એથી બીજી મહાન ગૌરવની વાત નથી, પણ આપણી સમક્ષ જે મહાન પ્રશ્નો પડેલા છે તેનાથી સુપરિચિત છું અને મારે માથે જે મહાન જવાબદારી આવી પડે છે તેના બોજથી મારી ગરદન

હું મારા દેશના ૩૮ કરોડ દેશબંધુઓ, કે જેઓ ભિન્ન ભિન્ન ધર્મ પાળે છે તેમનો એકમાત્ર સેવક છું. મેં મારી ફરજો એવી રીતે બજાવવાનો નિશ્ચય કર્યો છે કે મારા ૩૮ કરોડ દેશબાંધવોના હિતો મારા હાથમાં સલામત રહે, કોઈ પણ વ્યક્તિને મારા પ્રત્યે અવિશ્વાસ રાખવાનું કારણ ન રહે. અખંડ રાષ્ટ્રવાદ સંપૂર્ણ ન્યાય અને તટસ્થતાના પાયા પર જ હિંદની આઝાદીની ઈમારત ઊભી કરી શકાશે.

આપણી માતૃભૂમિની મુક્તિ માટેની આઝાદીની લડતમા હિંદની ૩૮ કરોડ પ્રજાની ઇચ્છા મુજબની આઝાદ સરકારની સ્થાપના કરવા માટેની, હિંદની આઝાદીની હંમેશને માટે રક્ષા કરવા માટેની, કાયમી લશ્કરી તાકાત ઊભી કરવા માટેની આઝાદ હિંદ ફોજે મહત્ત્વનો ફાળો આપવાનો છે.

અને એ હિસ્સો પૂર્ણ કરવા માટે એક જ ધ્યેય આપણી નજર સમક્ષ હમેશને માટે ખડું રહેશે એ ધ્યેય હિંદની આઝાદી માટે મૃત્યુ યા મુક્તિનો ધ્યાનમંત્ર આઝાદ હિંદ ફોજ એક ખડકની માફક અણનમ ઊભી રહેશે. જ્યારે આપણે કૂચ કરશું ત્યારે, આઝાદ હિંદ ફોજ ઝડપી કૂચ કરશે.

આપણા અધરોષ્ઠ પર 'દિલ્હી ચલો' નો પોકાર ગુંજતો કરીને, ન્યુ દિલ્હીમાંની વાઇસરોયની મહેલાત પર જ્યાં સુધી ત્રિરંગી ઝંડો ફરકતો ન થાય અને આઝાદ હિંદ ફોજ દિલ્હીના ઐતિહાસિક લાલ કિલ્લામાં કૂચ ન કરે ત્યાં સુધી સખ્ત પરિશ્રમ સાથે આપણો જંગ ચાલુ રહેશે.

(સહી) સુભાષચંદ્ર બોઝ

જનરલ હેડક્વાર્ટર્સ — સુપ્રિમ કમાન્ડર
હિંદી રાષ્ટ્રીય સૈન્ય — (સિપેહ સાલાર)

[ ૭ ]

આઝાદ હિંદ ફોજના બિરાદરો,

આ વર્ષના માર્ચ મહિનાની મધ્યમાં આઝાદ હિંદ ફોજની ગોખરાની ટુકડીઓ શાહી જાપાની ફોજના સૈનિકો સાથે ખભે ખભા મિલાવીને હિંદ—બર્મા સરહદ ઓળંગી ગઇ છે અને હવે હિંદની આઝાદી માટેના જંગની શરૂઆત, હિંદની ધરતી પર થઇ છે.

છેલ્લા એક સૈકા કરતા વધુ સમયથી હિંદનું ઘાતકી રીતે શોષણ કર્યા પછી તેમના માટેની લડત લડવા માટે પરદેશી સૈનિકોને બ્રિટિશ સરકાર લાવી છે અને આપણી સામે વધુ બળવાન તાકાત ઊભી કરી હતી, પણ હિંદ-બર્મા સરહદ ઓળંગી ગયા પછી આપણી ફોજને આપણા કાર્ય પરત્વે વધુ શ્રદ્ધા જાગી છે અને પોતાના કરતાં વધુ તાકાતવાન અને શક્તિશાળી, બ્રિટિશ ફોજોનો મુકાબલો કરીને, દુશ્મનની તાકાતને છિન્નભિન્ન કરી તેમને દરેક જંગમાં શિકસ્ત આપી છે.

સારી તાલીમ પામેલા શિસ્તબદ્ધ અને હિંદની આઝાદી ખાતર, મૃત્યુ યા મુક્તિનો નિશ્ચય કરીને લડતી આપણી ટુકડીઓએ દુશ્મન પર પોતાની સર્વોપરિતા તાત્કાલિક સ્થાપી દીધી, છે, અને દુશ્મનની નૈતિક તાકાત છીન્નભિન્ન થઈ ગઈ છે.

મુશ્કેલ પરિસ્થિતિમાં જંગ ખેલતા આપણા અફસરો અને સૈનિકોએ, જે બહાદુરી અને વીરતા બતાવી છે તે માટે તેઓ સહુની પ્રસંશાને પાત્ર નીવડયા છે. આ વીરોએ પોતાના ખૂન અને બલિદાનથી એવી પ્રથા પ્રસ્થાપિત કરી છે કે આઝાદ હિંદ ભાવિ સૈનિકને એને પગલે ચાલવું પડશે.

તમામ ગોઠવણો પૂર્ણ થઈ ગઇ છે અને ઇમ્ફાલ પર આખરી ફટકો લગાવવાનો સમય પણ આવી પહોચ્યો છે. સખત ચોમાસામાં ઈમ્ફાલ પર આક્રમણ કરવાનું અને તેને ટકાવી રાખવાનું આપણા માટે મુશ્કેલ હતું.

સાધનોની મુશ્કેલીઓને કારણે આપણને આક્રમણ કરવાની યોજના પડતી મૂકવી પડી છે. આક્રમણની યોજના પડતી મૂક્યા પછી, આપણા અંફ્રા નીચેની હરોળને ટકાવી રાખવાનું આપણા સૈન્યને માટે વધુ લાભદાયી જણાયું અને વધુ અનુકૂળ રક્ષણાત્મક પ્રવૃત્તિ માટે આપણી ફોજોને પાછી ખેંચી લેવાનું મુનાસબ લાગે છે.

આ નિર્ણય પ્રમાણે આપણી ફોજોને વધુ અનુકૂળ રક્ષણાત્મક હરોળ પર પાછી ખેંચી લેવામાં આવી છે. હવે આપણે આપણો સમય સંપૂર્ણ રીતે તૈયાર થવા પાછળ વ્યતિત કરશું કે જેથી વધુ અનુકૂળ હવામાન વચ્ચે આપણે આક્રમણ કરી શકીએ.

મોરચા પરના કેટલાક વિભાગોનાં દુશ્મનને આપણે સખ્ત ફટકો માર્યો હોઈને, અંતિમ વિજયમાં અને એંગ્લો–અમેરિકન

## [૮] કાબૂલના ગુપ્તવાસની રોમાંચક કહાણી

**શ્રી.** સુભાષબાબુ કલકત્તામાંથી છટકીને કાબૂલમાં, બહેરા અને મૂંગા પઠાણના વેશમાં દિવસો સુધી ગુપ્તવાસે રહ્યા હતા અને રશીઅન એલચી ખાતાની સહાય દ્વારા, છટકી જવાના પ્રયાસો કરતા હતા. એમના કાબૂલના નિવાસ દરમિયાનની વિગતો તેમના યજમાન લાલા ઉત્તમચંદે હમણાં જ, ચાર વર્ષના કારાવાસ પછી છૂટીને આવ્યા પછી પ્રસિદ્ધ કરી છે. અખબારોમાં પ્રસિદ્ધ થએલી એ લાંબી કહાણી દ્વારા સુભાષબાબુએ કેવી મુશીબતો વચ્ચે, કેવી યાતનાઓ બરદાસ કરીને, ચાલ્યા જવાનો પોતાનો નિશ્ચય અમલમાં મૂક્યો એ આખોય બનાવ શ્રી. સુભાષબાબુના દિલમાં તમન્નાનો જે ધોધ વહેતો હતો તેની સાક્ષી પૂરે છે.

પેશાવરથી પઠાણુ વેશ ધારણ કરીને શ્રી. સુભાષબાબુ પોતાના સોમિયા રહેમતખાન સાથે કાબૂલમાં આવ્યા. જેઓ એક ગંધાતી ધર્મશાળામાં વસવાટ કરી રહ્યા હતા. શ્રી. બોઝને એ દરમિયાન મૂંગા અને બહેરા પઠાણનો વેશ ભજવવો પડયો હતો. દિવસો સુધી એક જ ધર્મશાળામાં પડી રહેવાને કારણે ત્યાંની છૂપી પોલિસના એક સિપાઇને વહેમ પડયો, તેણે એક વખત તેમની ઓરડીમાં ધસી જઇને પુસ્તુ ભાષામાં જ પ્રશ્ન કર્યો: 'તમે કોણ છો? અને શા માટે આવ્યા છો?'

રહેમતખાન પુસ્તુ ભાષા જાણતો હતો. તેણે એજ ભાષામાં જવાબ આપ્યો: 'અમે મુસાફરો છીએ. આ મારો મોટો ભાઈ છે, તે બહેરો અને મૂંગો છે અને માંદો રહે છે તેથી હું તેને સખી સાહેબની યાત્રાએ લઇ જવા માગું છું, પણ બરફ પડવાને કારણે ત્યાં જવાનો માર્ગ બંધ થયો હોવાથી અમે અહીં રોકાઇ પડયા છીએ, રસ્તો ખૂલ્લો થતાં અમે ત્યાં જવાને ઉપડી જઇશું.'

પણ પોલિસે એ હકીકત માનવાનો ઇન્કાર કર્યો અને પોતાની સાથે કોટવાલી આવવા સૂચના કરી. રહેમતખાને વિનવણી કરતાં જણાવ્યું, અમારા જેવા ગરીબ મુસાફરોને શો માટે પરેશાન કરો છો ? મારો ભાઈ સખ્ત ઠંડીમાં ચાલી શકે તેમ નથી.'

આ દલીલ પેલાને ગળે ઊતરી નહિ અને તેણે પોતાનો આગ્રહ જારી રાખ્યો આથી રહેમતખાન સ્હેજ મક્કમ બન્યો અને બોલ્યો: ' ચાલો હું કોટવાલી પર આવું છું, મારો ભાઇ તો માંદો છે, એ તો નહિ જ આવે. '

કોણ જાણે કેમ? પણ આ જવાબથી પોલિસવાળો નરમ પડયો: 'તેણે કહ્યું એ માંદો ન હોત તો તમને બંનેને કોટવાલી પર લઇ જાત, પણ હવે તમે વહેલા જતા રહેજો.' એમ કહીને એ ચાલતો થયો.

હવે તો શ્રી. ઓઝે પોલિસના પંજામાંથી મુક્ત થવાનો નિશ્ચય જ કર્યો અને છેવટે લાલા ઉત્તમચંદને ત્યાં રહેમતખાનને મોકલ્યો. રહેમતખાને લાલા ઉત્તમચંદની દુકાન તો શોધી કાઢી અને તેમને બધી વાત પણ કરી, પણ લાલા ઉત્તમચંદને આ માણસની વાત પર વિશ્વાસ શી રીતે આવે? કેટલાય પ્રયાસો પછી શ્રી. સુભાષબાબુને પોતાને ત્યાં લઈ આવવાનું રહેમતખાનને જણાવ્યું.

તેઓ હવે ધર્મશાળામાંથી વિદાય લેવાની તૈયારી કરતા જ હતા ત્યાં પેલો પોલિસ આવી ચડયો. આ વખતે તેને સમજાવવામાં વધુ ખર્ચ થયો. તે પાછો ફરતો હતો ત્યાં રહેમતખાનના કાંડા ઘડીયાળ પર તેની નજર પડી અને તેણે પૂછયું. 'આ ઘડિયાળ તો કિંમતી હશે નહિ?' રહેમતખાને કહ્યું. 'નહિ રે!' 'બસ, ત્યારે મને આપી દો ને!' અને તેને પાછો કાઢવા માટે ઘડિયાળની બક્ષીસ પણ આપવી પડી.

હવે તો તેમણે લાલા ઉત્તમચંદને મળીને તેમને ત્યાં જ વસવાટ કરવાની ગોઠવણ કર્યા વિના છુટકો જ ન હતો અને રહેમતખાન એક દિવસ તેમની દુકાને જઈ પહોંચ્યો. લાલા ઉત્તમચંદને બધી બીનાથી જાણકાર કર્યા અને આખરે તેઓ શ્રી. ઓઝને પોતાના ત્યાં રાખવાને કબૂલ થયા.

ધર્મશાળામાં તમામ સરસામાન મૂકી શ્રી. ઓઝ પણ નીકળી ચૂકયા હતા, આખા રસ્તે બરફ જામી ગયો હતો અને બબ્બે ફીટ ઉંડાણમાં તેમના પગ સરકી જતા હતા, પગનાં મોજાં પર બરફ જામી ગયો હતો. ઠોકરો ખાતા, પછડાતા, અથડાતા એ રસ્તા પર લાલા ઉત્તમચંદને મળ્યા. તેમણે પઠાણી પોષાક પરિધાન કર્યો હતો. ત્રણ ઇંચ લાંબી દાઢી ઊગી હતી. ચસ્મા કાઢી નાખ્યાં હતાં, તેમણે પોતાનું નામ પણ બદલી નાંખ્યું હતું અને ઝીયાઉદ્દીન રાખ્યું હતું.

ત્રણે જણા થોડાં થોડાં પગલાંને અંતરે ચાલતાં લાલા ઉત્તમચંદને ત્યાં પહોંચ્યા. શ્રી. બોઝ અતિ શ્રમથી થાકી ગયા હતા. તેમણે મેલથી લચી રહેલાં વસ્ત્રો બદલ્યાં.

પણ ત્યાં લાલા ઉત્તમચંદનાં પત્નીને આ મહેમાનો વિષે શંકા ગઈ પહેલાં તો લાલા ઉત્તમચંદે પોતાના એ દેશાવરના ગ્રાહકો હોવાનું જણાવીને વાત ઉડાવી, પણ પછી તેમને એમ લાગ્યું કે જો શ્રી. સુભાષબોઝને લાંબો વખત પોતાને ત્યાં સલામત રીતે રાખવા હોય તો પત્નીને વિશ્વાસમાં લેવી જોઇએ, એટલે તેમણે તમામ હકીકત સ્પષ્ટ રીતે પત્નીને જણાવી, પહેલા તો લાલા ઉત્તમચંદનાં પત્નીને ભય લાગ્યો કે જો સરકાર આ વિશે જાણે તો આપણી શી સ્થિતિ થશે? પણ લાલા ઉત્તમચંદે તેને આશ્વાસન આપ્યું અને પરિણામે તેમનાં પત્નિ શ્રી. બોઝને ખાતર ગમે તે સંકટ આવે તો પણ તેને બરદાસ્ત કરવાને તૈયાર થઇ.

સુભાષબાબુ તેર દિવસ થયા કાબૂલની ભૂમિ પર અથડાતા હતા, બહેરા અને મૂંગા પઠાણના વેશમાં તેઓ ગંધાતી, બદબો મારતી ધર્મશાળામાં પરેશાન થઇ ગયા હતા. તેઓ જ્યારે પેશાવરથી કાબૂલ નદી ઓળંગીને આગળ વધ્યા, ત્યારે રસ્તામાં બરફ છવાઇ ગયો હતો, તેમની પાસે પૂરતાં ગરમ વસ્ત્રો ન હતાં અને કઇ બાજુ જવું એનો તેમને કોઇ સ્પષ્ટ ખ્યાલ પણ ન હતો, જેમ તેમ કરીને તેમણે ધર્મશાળા શોધી કાઢી. ધર્મશાળાની એ ઓરડી જાણે કારાવાસની કોઈ ગંધાતી કોટડી હોય એવી હતી, જમીન પર સુખેથી નિદ્રા લેવાનુ પણ અશકય હતું. ચોમેર ભીંજાયેલી એ કોટડીમાં ગરમી મેળવવા લાકડાં સળગાવવાનો પ્રયત્ન કર્યો પણ લાકડાં ભીંજાયેલા હતાં, ધૂણીથી ઓરડી ભરાઈ ગઈ હતી અને ઓરડીની બારીઓ તો ઉઘડી શકે એમ ન હતું, જેમ તેમ કરીને દિવસ પૂરો કર્યો.

લાલા ઉત્તમચંદનો પુત્ર અમરનાથ અને શ્રી. સુભાષબાબુના સાથીદાર રહેમતખાન ધર્મશાળામાંથી સરસામાન લઇ આવ્યા.

દિવસ દરમિયાન લાલા ઉત્તમચંદ શ્રી. બોઝના ઓરડાને તાળું મારીને જતા, કારણ કે તેમના મકાનમાં કોઇ સગાં સંબંધીઓ આવે તો એ ઓરડામાં તેઓ ધસી જાય નહિ, રાત્રે રેડિયો સાંભળીને, શ્રી. બોઝ પોતાના પ્રવાસ દરમિયાન જગતના સમાચારોથી તેઓ અજ્ઞાત રહેલા તેમાંના મુખ્ય મુખ્ય સમાચારો યજમાન પાસેથી જાણી લેતા હતા.

શ્રી. બોઝ ૪૮ દિવસ સુધી પોતાના આ યજમાનને ત્યાં ગુપ્તવાસમાં રહ્યા પણ તેમના પાડોશીને ય એ વિષે કાંઈ ખબર પડી નહિ.

આ ગુપ્તવાસ દરમિયાન શ્રી. બોઝે પોતે કલકત્તાથી કેવી રીતે પલાયન થયા તેને લગતી વિગતો પોતાના યજમાનને જણાવી હતી, એ વિગતો અહીં નોંધવી રસપ્રદ થઇ પડશે.

નેતાજીના જણાવ્યા પ્રમાણે મોસ્કો જવાનો તેમનો ઇરાદો તો જૂનો હતો. એ માટેની એક વખત સંપૂર્ણ તૈયારીઓ પણ થઈ ગઈ હતી, પણ એક તો પોતે બરાબર દાઢી ઊગાડી શક્યા નહિ હોવાથી સલામતીથી છટકી જવાનું તેમને માટે સરળ ન હતું એ અને બીજું કલકત્તા કોરપોરેશન સાથેનો તેમનો કોઈ પ્રશ્ન ગુંચવાયેલો હતો. એ બે કારણોસર તેઓ ત્યારે જઇ શક્યા નહિ, અને જેમણે તેમના માટે તમામ ગોઠવણ કરી હતી એ મિત્ર તો મોસ્કો પહોંચી ગયો.

પણ તેમને હિંદમાંથી છટકી તો જવું જ હતું. એક યોજનાનો અમલ નહિ થતાં તેમણે બીજી યોજના ઘડવા માંડી અને તેના પ્રાથમિક પગલાં તરીકે તેમણે પોતાની તબિયત બગડી

હોવાને નામે તમામ મુલાકાતો બંધ કરી. અને પોતાના માટે ઓરડામાં કોઇ સગા સંબંધીઓને પણ નહિ આવવા દેવાની કડક સૂચના કરી, તેમનું ભોજન પણ નોકર બહારના ટેબલ પર મૂકી જતો હતો.

દિવસો પસાર થયા. ૪૦ દિવસમાં અને હવે દાઢી પણ હવે તો બરાબર ઉગી હતી. અને છટકી જવાની ગોઠવણો પણ સંપૂર્ણ બની હતી; રાત્રે આઠ વાગે, શ્રી સુભાષબોઝના ઓરડામાં એક મોલવી બહાર પડયો. અને બાજુમાં ઉભેલી મોટરમાં તે બેઠો, મોટર તેને લઇને કલકતાથી ૪૦ માઇલ દુરના એક સ્ટેશને જવા ઉપડી, ત્યાંથી પેશાવર જવાને એ મોલવી બીજા વર્ગના ડબ્બામાં બેઠા. એ ડબ્બામાં બેઠેલા એક શીખ મુસાફરે પૂછેલા પ્રશ્નના જવાબમાં એ મોલવીને પોતાની ઓળખ આપતાં જણાવ્યું કે મારૂં નામ મીયાઉદીન, હું લખનૌથી આવું છું અને વીમા કંપનીનો ઓરગેનાઇઝર હોઇને રાવલપીંડી જ રહ્યો છું.

આ મોલવીના વેશમા સજ્જ થયેલ આપણા નેતાજી હતા. તેમણે તંગ શેરવાની અને ફેઝ ટોપી પહેરી હતી. લાંબી દાઢી સાથે તેમને ઓળખવા પણ મુશ્કેલ હતા. બે દિવસ પછી તા-૧૭મી એ તેઓ પેશાવર પહોંચ્યા.

મુજબ શ્રી. બોઝ એ રહેમતખાનના વડીલ બધુ બન્યા. અને તેઓ બ્હેરા-મૂંગા હોવા ઉપરાંત વિચારક રહેતા હોવાથી સખી સાહેબની જાત્રા એ જાય છે. એ હકીકતને આધારે તેમણે લાલ-પગના વડાનું સારી ચાલનું પ્રમાણ પત્ર પણ મળી ગયું.

કાબુલ નદી પર આવ્યા ત્યારે કોઈ હોડી ન હતી મુસાફરો ચામડાની કોથળી પર તરતા હતા. શ્રી. બોઝને માટે એ નવો અનુભવ હતો, પહેલા તો અચકાયા પણ પછી સાહસ કરીને ઝુકાવ્યું અને નદી ઓળંગીને અફઘાન પ્રદેશમાં પ્રવેશ કર્યો.

અફઘાન સરહદમાં પ્રવેશ કરવા માટે જરૂરી પાસપોર્ટ તો તેમની પાસે હતો નહિ એટલે પાસપોર્ટ માટેના મથકોને દૂર રાખીને, લાંબા માર્ગનો આશરો તેમને લેવો પડયો હતો. શ્રી. સુભાષ બોઝ થાકીને લોથ પોથ થઈ ગયા હતા, તેઓ એક ઝાડ નીચે બેઠા હતા, રહેમતખાન પસાર થતી મોટરને ઉભી રાખવા માટે પ્રયત્ન કરતો, પણ એ પ્રયત્નો નિષ્ફળ જતો ત્યારે બીજી બાજુ શ્રી બોઝ નિરાધીન બની ગયા હતા, આખરે એક મોટર મળી. એમાં સામાન ખડકાયેલો હતો. એના પર તેઓ બેઠા, ઠંડી સખ્ત હતી, અને વારંવાર ઝાડના ડાળખા તેમના દેહ સાથે ચેડાં કરતા હતા. ઉષ્મા મેળવવા વારંવાર ચાહ લેતા હતા, આમ આખી રાત પસાર કરી અને વચ્ચેના એક મથકે પાસ તપાસનારાઓને લાંચ આપીને તેઓ છટકી ગયા, અને જેમ તેમ કરીને કાબુલની ધર્મશાળા ભેગા થયા.

કાબૂલમાં સલામત સ્થાન મળી ગયું અને પોલિસના પંજામાંથી પણ મુકત થયા પછી હવે મોસ્કો જવા માટેની યોજનાને અમલમાં મૂકતાં શ્રી. બોઝને ભારે મુશ્કેલીઓ સહન કરવી પડી. કાબૂલમાં રશિયન ઇટાલીઅન, જર્મન એલચીઓની ઓફિસો હતી. રહેમતખાન સાથે આખું કાબૂલ ખૂંદી વળ્યા પણ

રશિયન એલચી મંડળની કચેરીનો પત્તો જ ન લાગ્યો. બીજા દિવસે પણ તેઓ ઘૂમ્યા અને ખૂબ રખડયા પછી એક મકાન પર–લાલ ઝંડો ફરકતો જણાયો. આખરે રશિયન એલચી મંડળની કચેરીનો તો પત્તો લાગ્યો, પણ હવે અંદર જવું શી રીતે ? દરેક એલચી મંડળની કચેરી પર અફઘાનનો પહેરો હતો અને જ્યાં સુધી ખાત્રી આપવામાં ન આવે ત્યાંસુધી અંદર જવા દે તેમ નહતું. શ્રી. બોઝ પોતે જાહેર થઇ શકે તેમ નહતું આખો દિવસ બન્ને એલચી મંડળ સામે બેસી રહ્યા, અંદર જવાની તક શોધતાં, પણ એવી તક મળી નહિ અને ખાલી હાથે પાછા ફર્યા. એ રાત્રે તેમણે એવો નિશ્ચય કર્યો કે રશિયન એલચી જ્યારે પોતાની ઓફીસે જતા હોય ત્યારે રસ્તામાં જ તેમની મોટર અટકાવવી અને બધી વાત કરવી.

એનો બીજે દિવસ અમલ કર્યો. દિવસભરની તપશ્ચર્યાને અંતે સાંજે લાલ ઝંડો ફરકાવતી એક મોટર દેખાઇ, રહેમતખાને હાથ ઊંચો કર્યો અને મોટર ઉભી રહી. રહેમતખાને તેમને વાત કરી પણ એલચીએ કહ્યું, 'તમે જે વ્યક્તિ ને બતાવો છો તે જ શ્રી. બોઝ છે એનો પુરાવો શો ?'

એનો પૂરાવો તો શો હોય ? ને કઇ રીતે આપી શકાય ? એટલે હાથ આવેલી તક સરી જતી જણાઇ. પેશાવરથી તાત્કાલિક કોઇ એવી મદદ આવી પહોંચે કે જે રશિયન એલચીને શ્રી. બોઝ વિષે ખાત્રી કરી આપે, આ અંગે એક વિશ્વાસુ મોટર ડ્રાઇવર દ્વારા પેશાવર સંદેશો પણ મોકલાવ્યો.

પરન્તુ પેશાવરથી સંદેશો આવે અને રશિયન એલચી મંડળ દ્વારા ગોઠવણ કરે ત્યાંસુધી થોભવાનું શ્રી. બોઝને માટે ખૂબ મુશ્કેલ હતું. હવે તેઓ કોઈપણ રીતે, અમે તેની મદદથી પણ નાસી છૂટવા માગતા હતા. એટલે તેમણે ઇટાલિયન એલચીની મદદ શોધવાનો પ્રયત્ન કર્યો. રહેમતખાન અફઘાન પહેરેગીરને,

પોતે જાપાની એલચી ખાતાનો પહેરેગીર છે એમ જણાવીને ઘૂસી ગયો અને ઇટાલિયન એલચી પાસે પહોંચી ગયો. તેણે ઇટાલિયન એલચીને, શ્રી. બોઝ કાબૂલમાં આવ્યા છે અને તેઓ હવે તમારી સહાયથી, છટકી જવા માંગે છે એમ જણાવીને તેમની મદદની માગણી કરી.

ઇટાલિયન એલચીએ પ્રત્યુત્તરમાં બે દિવસ થોભી જવા જણાવ્યું. દરમિયાન તે રોમ–બર્લિન ખબર આપી શકે અને સૂચના પણ મેળવી શકે રહેમતખાનને ત્રીજે દિવસે કાબૂલમાંના એક જર્મન વેપારીને ત્યાં મળવાની સૂચના કરી.

ત્રીજે દિવસે રહેમતખાન જર્મન વેપારીને ત્યા ગયો. ત્યાં તેને માટે એક સીલબંધ કવર હતું. આ કવરમા જણાવવામા આવ્યુ હતું કે રોમ–બર્લિનને તમારો સત્કાર કરતાં આનંદ થશે અને તમારે માટે તમામ ગોઠવણો કરવાની સૂચના કરવામાં આવી છે. એ અંગેની ગોઠવણો તાકીદે કરી રહ્યો છુ.

શ્રી. બોઝે એ માટે તેમનો આભાર માન્યો.

બે દિવસ પછી શ્રી. બોઝ ઇટાલિયન પાસપોર્ટ હેઠળ, કાબૂલથી રવાના થયા.





**શ્રીમતિ હીરાબાઈ બેટાઈ**

ગુજરાતની આ બહાદુર બેનીએ આઝાદ
હિંદ સરકારને શરણે પોતાની સર્વસ્વ
મિલકત સમર્પણ કરી દીધી હતી



શ્રીમતિ બેટાઈ અને તેમના પતિ
આઝાદ હિંદ ફોજના સૈનિકના ગણવેશમાં

## સંસ્મરણો

પરિસ્થિતિ પલટાતી ગઈ છે અને અંકુશોથી વાતાવરણ હળવું બન્યા પછી હવે નેતાજી અને આઝાદ હિંદ સરકાર તેમજ આઝાદ હિંદ ફોજના વધુને વધુ સસ્મરણો આઝાદ હિંદ ફોજના સૈનિકો, નેતાજીના સાથીઓ અને બીજી પ્રમાણભૂત માની શકાય તેવી વ્યક્તિઓ દ્વારા મળતા ગયા છે

નેતાજીના જાદુઈ વ્યક્તિત્વે પૂર્વ એશિયામા વસતા હિંદીઓએ પોતાના સર્વસ્વનુ બલિદાન આપ્યું છે લાખોની મિલ્કતો, નેતાજીનો શબ્દ પડયો છે અને આઝાદ હિંદ સરકારને અર્પણ થઈ છે

ફનાગીરીનો પથ, સ્ત્રીનારનારીઓમા એક ગુજરાતી બહેનનું નામ અગ્રપદે આવે છે એ બહેનનુ નામ છે શ્રીમતિ હીરાબાઈ બેટાઈ; ગુજરાતી તરીકે તેમણે ગુજરાતના નામને વધુ યશસ્વી અને ગૌરવાન્વિત બનાવ્યુ છે

નેતાજીની વાણી સાભળવાને જે જંગી મેદની જમા થતી હતી અને એ મેદની, જ્યારે નેતાજી ધનની માગણી કરતા ત્યારે પોતાની પાસેની દોલત તેમના ચરણોમા અર્પણ કરી દેતી હતી એવી મેદનીમા શ્રીમતિ હીરાબાઇ પણ મોજૂદ હતા શ્રીમતિ હીરાબાઇની આર્થિક સ્થિતિ સગીન હતી તેમના પતિએ પોતાનો ધધો સારી રીતે જમાવ્યો હતો અને સારી એવી દોલત પણ

જમા કરી હતી. એ દંપતિ લક્ષ્મીના વૈભવમાં આળોટતું હતું. એમના જીવનમાં કોમળતા હતી. લક્ષ્મીથી પ્રાપ્ત એવી તમામ સુખસાહ્યબી તેમની પાસે મોજૂદ હતી.

પણ નેતાજીના શબ્દોએ શ્રીમતિ હીરાબાઇનો જીવનમાર્ગ પલટાવી નાખ્યો. નેતાજી માગતા હતા : ' હિંદની આઝાદી કાજે, સર્વસ્વનું બલિદાન આપો. તમારી પાસે જે કાંઈ હોય તે સર્વ આપી દો. '

શ્રીમતિ હીરાબાઇએ એ સાદ ઝીલ્યો અને પોતાની મિલ્કત નેતાજીને ચરણે ધરી દીધી. દોઢ લાખની કિંમતની પોતાના દેહને શણગારવા માટે જેણે ઉત્સાહપૂર્વક સોનાની જે કંડીઓ તૈયાર કરાવી હતી તેવી કડીઓ, તેમણે નેતાજીને અર્પણ કરી. પણ નેતાજીની ઝોળી ક્યાં ભરાઇ ગઇ હતી ? હિંદની આઝાદી માટેની લડત હજી ક્યાં વિજયી નિવડી હતી ? વધુ ને વધુ નાણાં જોઇતાં હતાં. શ્રીમતિ હીરાબાઈએ લાખોની કિંમતના પોતાના હીરા આપી દીધા.

ને છેલ્લે પોતાની પાસે સાચવી રાખેલી ૫૨ હજારની રોકડની મૂડી પણ આપી દીધી. નેતાજીએ કહ્યું હતું : 'કરો સબ ન્યોછાવર, બનો સબ ફકીર.' શ્રીમતિ હીરાબાઈ બેટાઇએ સર્વ ન્યોછાવર કર્યું અને ફકીર બન્યા !

તો નહિ પણ અશક્ય બની જાય છે. ત્યારે શ્રીમતિ હીરા બાઇએ, હસતા વદને એનો ત્યાગ કર્યો અને તેઓ આઝાદ હિંદ ફોજમાં જોડાયાં.

ઝાંસીની રાણી ' રેજીમેન્ટ 'ની નેતાજીએ ઉદ્દ્ઘાટન ક્રિયા કરી ત્યારથી શ્રીમતિ હીરાબાઇ એમાં સૈનિક તરીકે જોડાયાં અને છેલ્લી ઘડી સુધી હિંદની આઝાદી માટે કાર્ય કરતાં રહ્યાં હિન્દને આવા ફકીરોની જરૂર છે.

જેમ નેતાજીના હિંદમાથી પલાયન થવાને લગતી ઘટના એ એક રોમાંચક છે એવી જ રીતે પરાજયની ઘડીએ પણ, રણમેદાનમાં જ પોતાના પ્રાણનું બલિદાન આપવાની પણ તેમની યોજના હતી. તેઓ પોતાના સૈનિકો સાથે જીવતા હતા, સૈનિકોના જેવું જ જીવન જીવતા હતા. મોરચા પર તેઓ કલાકો સુધી એક સામાન્ય સૈનિકની સાથે હાથમાં ટોમીગન લઇને લડતા હતા. પોતાના સૈનિકો ઘાસ ખાઇને લડી રહ્યા છે એવું જ્યારે તેમણે સાંભળ્યું ત્યારે તેમણે પણ ઘાસ ખાવાનું શરૂ કર્યું. ભયને તેઓ પિછાનતા નહિ, મોતને મૂઠીમાં રાખીને જ એ જીવતા હતા. જ્યારે માથા પર સેંકડો દુશ્મન વિમાનો બોંબવર્ષા કરી રહ્યાં હોય ત્યારે પણ નેતાજી આશ્રયસ્થાનની બહાર જ રહેતા હતા. તેઓ કહેતા હતા કે હજી સુધી મને મારી શકે તેવો બોંબ બ્રિટિશરો બનાવી શકયા નથી.

તા. ૬ એપ્રીલ ૧૯૪૫નો દિવસ તેમણે દિલ્હી પર આક્રમણ કરવા માટે નક્કી કર્યો હતો. પણ એ દિવસ આવ્યો નહિ અને નેતાજીની ફોજને ઇમ્ફાલ છોડીને જ પાછા હઠવું પડયું. પાછી હઠતી ફોજના સૈનિકોને માથે આફતોનો પાર નહતો. ઘાયલ થયેલાઓને દવા ન હતી. એમના ઘામાંથી લોહી વહી રહ્યું હતું, કેટલાક ઘામાં કીડા પડયા હતા, છતાં તેઓ પીઠ પર

બોજને ઉઠાવીને, ચાલતાં થાકી જતા અને શ્વાસ ખાવા બેસતા. તેઓ હંમેશને માટે ત્યાં જ આરામ કરતા. કેટલાક તો પોતાના દુઃખથી કંટાળીને પોતાની જ ગોળીથી પ્રાણ દેતા; પણ તે પહેલાં એ પોતાના સાથીને કહેતા 'ભાઇ, નેતાજીને મારા જય હિન્દ કહેજે અને કહેજે કે હું માતૃભૂમિની આઝાદી માટે લડયો, ઘવાયો અને સ્વહસ્તે જ પ્રાણત્યાગ કરું છું.'

ત્યાગ અને બલિદાનની અમર કથાનાં એ યાદગાર પૃષ્ઠો છે.

નેતાજીએ જ્યારે જોયું કે હિન્દને આઝાદ કરવાનો, સશસ્ત્ર ફોજોનો આ બીજો પ્રયાસ નાકામયાબ નિવડયો છે. જાપાન હથિયાર હેઠાં મૂકવાને તૈયાર થયું છે, ત્યારે નેતાજી પોતાના 'આત્મવિસર્જનબળ'ના થોડાક ચૂનંદા સૈનિકો સાથે, બંગાળ પર તૂટી પડવા અને પોતાના પ્રાણની આહુતિ આપવા માગતા હતા, પણ તેમના સાથીઓએ તેમને પગલું ભરતાં અટકાવ્યા અને ભવિષ્યના કોઇ અનુકૂળ સમયે અધૂરી રહેલી હિંદની આઝાદીની લડત શરૂ કરવા માટે મોરચા પરથી પાછા ફરવાની સલાહ આપીને તેઓ પાછા ફર્યાં.

મોરચા પર જતાં, મામોમની આઝાદી ખાતર ખપી જવાને તૈયાર થતા, ઉત્સાહથી થનગનતા સૈનિકોને વિદાય આપવાને નેતાજી જાતે હાજર રહેતા, તેઓ પોતાના સાથીઓને ચણા અને કેળાંની ભેટ આપીને, ગદ્‌ગદ્ કંઠે કહેતાઃ 'બિરાદરો!' હું તમને શું આપું ? મારી પાસે તો આ ત્રીરંગી ઝંડો છે અને હું તમને એની ભેટ આપું છું, તેની સાથે દિલ્હીનો રસ્તો ચિંધું છું. દિલ્હીનો રસ્તો ખૂન માગે છે.'

અને પ્રત્યુત્તરમાં તમામ સૈનિકો જોરથી જવાબ દેતા, 'ખૂન! અમારું ખૂન દેવાને અમે તૈયાર છીએ, નેતાજી!'

નેતાજી કહેતા, ' ગુલામ હિંદુસ્તાનમાં હું પગ મૂકીશ નહિ. હું તો હિંદને આઝાદ કરીને જ જંપીશ.'

બિમાર સૈનિકોની નેતાજી જાતે જ સંભાળ લેતા હતા. તેમની ઇચ્છાઓ પૂરી કરવાની તેઓ કાળજી રાખતા હતા. એક વાર એવા એક બિમાર સૈનિકને નેતાજીએ પૂછ્યું, ' તારે શું જોઇએ ? '

' મારે, હિંદના દુશ્મનોનું ખૂન ! ' સૈનિક બોલી ઉઠયો. નેતાજીએ તેની પીઠ થાબડી કહ્યું, ' શાબાશ, નવજુવાન ! હિંદ જરૂર આઝાદ થશે.

એકવાર મોરચા પરના એક સૈનિકે, દુશ્મનને મારી હઠાવ્યાના સમાચાર આપ્યા, પછી કહ્યું, ' આજે તો મિઠાઇ જોઇએ. '

આ સમાચાર નેતાજીના કાને પહોંચ્યા. પોતાના સૈનિકોની ઇચ્છા પૂર્ણ કરવાને સદા તત્પર એવા નેતાજીએ મીઠાઈ વહેંચવાની વ્યવસ્થા કરી.

એક વખત દુશ્મન સૈન્યમાંના ગીરફતાર થયેલા હિંદી સૈનિકોને નેતાજીએ ખાસ મળવા બોલાવ્યા. તેમને નેતાજીએ ચાહ આપી અને તેમની સમક્ષ, તેમના કર્તવ્ય વિષે લાંબુ વ્યાખ્યાન આપવા માંડયું, તેમની પ્રેરક વાણી, અનેકના હૈયાને હચમચાવી દેતી હતી. એવી રીતે દુશ્મન ફોજમાંના હિંદી સૈનિકો આઝાદ ફોજમાં જોડાઇ જતા અને માભોમની આઝાદી કાજે હથિયાર ઉઠાવતા. તેઓ આઝાદ ફોજમાં જોડાતા, ત્યારે એવી પ્રતિજ્ઞા લેતા કે: ' જયાં સુધી આ દેહમાં પ્રાણ હશે, ત્યા સુધી ત્રિરંગી ઝંડા નીચે હું લડતો રહીશ. હિંદને આઝાદ કરવા માટે દિલ્હી જઇને લાલ કિલ્લા અને વાઇસરોયના મહેલ પર ત્રિરંગી ઝંડો ફરકતો કરીશું, અમે કોઈ જાતના ભેદભાવ, હિંદુ-મુસ્લીમ

પારસી, શીખ, ઇસાઈ કે એવા કોઇ ભેદને પીછાનતા નથી; અસ્પૃશ્યતાને અમે પીછાનતા નથી.' આ પ્રતિજ્ઞાપત્ર પર તેઓ પોતાના ખૂનથી હસ્તાક્ષરો કરતા અથવા તો પોતાનો અંગુઠો કરતા.

નેતાજી સહુને કહેતાઃ 'હિંદ જેમ મારૂં વતન છે, એમ તમારા સહુનુ પણ છે, એની જમીન પર પ્રત્યેક સિપાહી અમલદાર અને દેશબંધુ, સૌનો સમાન હક્ક છે. આપણે આપણી તાકાતથી આપણી આઝાદી હાંસલ કરવાની છે. આપણો મુલ્ક ભૂખ્યો છે, નગ્ન છે, અજ્ઞાન છે. અને અંગ્રેજોએ તેને ગુલામીની શૃંખલામાં જકડયો છે. અમે જરૂર તેને આઝાદ બનાવીશું.'

હિન્દના પ્રશ્ન અંગે ચર્ચા કરવા માટે લોર્ડ વેવલે સીમલાના શાહી મહેલમાં હિંદી નેતાઓની એક પરિષદ બોલાવી હતી. આ પરિષદ વખતે જ નેતાજી સુભાષબોઝે, હિંદી નેતાઓને ઉદ્દેશીને એક વાયુપ્રવચન કર્યું હતું. એ વાયુપ્રવચનમાં તેમણે જણાવ્યું હતું કે:

'સાથીઓ ! એક બળવાખોર બીજા બળવાખોરોને બળવો જગાવવા માટે આમંત્રણ આપે તેવી રીતે આજે હું તમને કહી રહ્યો છું. હિંદ આજે એક ભયાનક રાજનૈતિક સંકટમાંથી પસાર થઇ રહ્યું છે. આજે જો આપ કોઇ ગંભીર ભૂલ કરશો તો, આપની આઝાદીની મંઝીલ, એક માત્ર સ્વપ્નવત્ બની રહેશે. મારા હૈયામાં કેટકેટલી ચિંતાઓ પ્રજ્વળે છે એનો ખ્યાલ આપને નહિ આવે, છુપ એક બાજુ હું આઝાદી નજદિક આવી રહેલી જોઉં છું ત્યારે બીજી બાજુ તમારી મનોવૃત્તિથી આઝાદીને હું દૂર હડસેલાતી જોઇ રહ્યો છું.

મને એ જોઇને દુઃખ થાય છે કે ધોખેબાજ અંગ્રેજ સરકાર પોતાની પ્રચારકલામાં કેટલી સફળ નીવડી છે. ત્રણ વર્ષ પહેલાં જે પ્રજાએ આઝાદની લડત જાહેર કરી ને 'મોત યા મુક્તિ'નો અવાજ ગર્જતો કર્યો હતો, આજે એ પ્રજાના નેતાઓ થોડીક બેઠકો અને થોડાક અધિકારોથી સંતુષ્ટ થવાને તયાર થઇ રહ્યા છે.

પરદેશમાં રહેલા અમે હિંદીઓ હિંદની સ્થિતિને તટસ્થતાથી અવલોકી રહ્યા છીએ, એટલે આપને વાસ્તવિક પરિસ્થિતિથી પરિચિત કરી દેવાની મારી ફરજ છે.

આજના રાજકિય સંકટનુ મૂળ તો ત્રણ વર્ષ પહેલાં આપણા નેતાઓના દિલમાં જે તમન્ના પ્રગટી અને આઝાદીનો અવાજ ઊઠયો હતો તે નેતાઓ આજે સમજૂતિ કરવાને તૈયાર થયા છે તેમાં રહેલું છે. આ પગલુ અતિ ભ્રામક છે. આઝાદીના પ્રશ્ન પર સમજૂતિઓ નહિ પણ લડાઇઓ થાય છે, સંધીઓ નહિ પણ બલિદાન અપાય છે. તો આપને નિરાશ થવાનુ કારણ શુ છે? મને એ સમજાતું નથી. મને શ્રદ્ધા છે કે જલ્દીથી આપણે આપણી આઝાદી પ્રાપ્ત કરી શકીશુ.

મારા આ અસાધારણ આશાવાદ માટે કયું કારણ છે? એવો પ્રશ્ન ઊઠી શકે છે. પણ મને વિશ્વાસ છે કે, બર્મામા અમારો પરાજય થવા છતા પણ પૂર્વ એશિયામાં શાન્તિ સ્થપાશે નહિ. એક વધુ ખુનખાર જંગ શરૂ થશે. એ જંગમાં હિંદે પણ ખભે-ખભા મિલાવીને પોતાની આઝાદી માટે લડવું પડશે.

હિંદનો પ્રશ્ન એક અંતર રાષ્ટ્રીય સમસ્યા બની ચૂકયો છે. વિશ્વશાંતિનો આધાર અત્યારે હિંદ પર છે. એટલે આપણો પ્રશ્ન જગત સમક્ષ રજૂ કરવા માટે અને બીજાઓની સ્હાનુભૂતિ મેળવવા માટે આપણે બે કાર્યો કરવાં પડશે. પહેલું કાર્ય, હરેક પ્રકારની સમજૂતિઓનો આપણે ઇન્કાર કરવો જોઇએ. બીજું કાર્ય એ હશે કે આપણી આઝાદીનો અવાજ, શસ્ત્રોના રણકાર સાથે સુસંગત બનાવવો જોઇશે.

મિત્રો, આને આપણે ફરીથી વિચાર કરવાનો છે કે આપણે શું કરવું છે? જો મહાસભાના મોવાડીઓ કદાચ સમજૂતિ પર આવવાને તૈયાર થાય તો થવા દેજો, પણ તમે તો

તમારો જંગ ચાલુ રાખજો. તમે કારોબારી પર એવું દબાણ લાવો કે તમામ રાજદ્વારી કેદીઓના છુટકારા વિના, કોઇ પણ જાતના સમાધાન પર આવે નહિ. હિંદી સિપાહીઓ પૂર્વ એશિયામાં શાકભાજીની માફક કપાઇ જવાને માટે મોકલવામાં ન આવે એ માટેનાં આન્દોલનો તમે જગવજો. જો તમે આ માગણીઓમાં નિષ્ફળ જાઓ તો તમારે સક્રિય વિરોધ કરવો પડશે. બ્રિટને છેલ્લાં કેટલાંક વર્ષોથી એવો ખાનગી આદેશ આપ્યો છે કે જેના પરિણામે તેઓ પરદેશોમાં પોતાની તાકાત વધારી રહ્યા છે. તમે પણ તમારી તાકાત વધારવાનો, સંગઠન સાધવાનો પ્રયાસ કરો.

હિંદી ફોજ હવે જૂની પુરાણી હિંદી ફોજ નથી. હિંદી ફોજમાં હવે ઘણા જાગૃત અને દેશભક્ત સિપાહીઓ અને અધિકારીઓ છે. જ્યારે આ ફોજને વિસર્જન કરવામાં આવશે, ત્યારે બળવો જગાવવાનું સરળ થઈ પડશે. આ યુદ્ધને પરિણામે લાખો હિંદીઓ શસ્ત્રોનો ઉપયોગ કરતાં શીખી ગયા છે. સૈન્ય વિસર્જન થતાં તેઓ શસ્ત્રાગારો લૂંટીને બ્રિટિશરો પર આક્રમણ કરી શકે છે.

હું વધુ કહેવા માગતો નથી પણ તમે યાદ રાખજો કે બળવાખોર હમેશાં સત્યમાં વિશ્વાસ રાખે છે અને અંતે સત્યનો જ વિજય થવાનો છે એમાં પણ વિશ્વાસ ધરાવે છે. નિષ્ફળતા, ક્ષણિક અસત્યોથી જે નિરાશ થાય છે તેને પોતાની જાતને બળવાખોર તરીકે ઓળખાવવાનો કોઇ હક્ક નથી. બળવાખોરોની આંખોમાં આશાનાં તેજ, હાથમાં મોતનાં પુષ્પો અને હૈયામાં આઝાદીની જ્યોત જલતી રહે છે.

મને વિશ્વાસ છે કે જો આપણે આપણા માર્ગ પર બરાબર રીતે ચાલીશું તો યુદ્ધને અંતે આપણો વિજય થશે. કદાચ આપણે હારી ગયા તો પણ શું? નિરાશ થવાની કોઈ જરૂર નથી. યુદ્ધ પછી આપણે એક ક્રાન્તિ જગાવીશું. જો એ ક્રાન્તિમાં પણ

આપણને નિષ્ફળતા મળી તો પછી ત્રીજા મહાયુદ્ધ વખતે જ આપણને ફરી અવસર મળવાનો છે.

મને તો શંકા નથી કે આવતા એક દશકામાં જ ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળવાનું છે. હિંદ આઝાદ થવાનું જ છે એ તો ચોક્કસ જ છે પણ ક્યારે? એ પ્રશ્નનો જવાબ તો આપણી પર અવલંબે છે. સંભવ છે કે હજી પણ થોડા દિવસ જાય, પણ એથી નિરાશ થવાની શી જરૂર છે? કે આપણે વાઇસરોયના મહેલમાં ઘૂંટણીએ પડવા કેમ તૈયાર થઇએ?

મારા બળવાખોર સાથીઓ! જ્યાં સુધી વાઇસરોયની મહેલાત પર ત્રિરંગી ઝંડો ફરકતો ન થાય ત્યાં સુધી તેને ઊંચો ને ઊંચો જ રાખો. આપણે એ ભૂલવું ન જોઇએ કે હિંદ પર જ બ્રિટિશ સામ્રાજ્ય અવલંબી રહેલું છે. પ્રત્યેક અંગ્રેજ પછી તે મજૂર પક્ષનો હોય કે ટોરી પક્ષનો પણ સારી રીતે સમજે છે કે પોતાના જીવન માટે હિંદનું ખૂન ચૂસવું જ જોઇએ એટલે હિંદને કબજામાં રાખવા માટે એ આતુર છે. એટલે હું આપને સ્પષ્ટ રીતે એ કહેવા માગું છું કે અંગ્રેજ રાજપુરુષ મરવાનું પસંદ કરશે પણ હિંદની આઝાદી ક્યારે ય સ્વીકારશે નહિ. અંગ્રેજો

# નેતાજીની તવારિખ

૧૮૯૭ : જાન્યુઆરી તા. ૨૩ · બંગાળમાંના ચોવીસ પ્રગણાના કોદાલિયા ગામમાં જન્મ

૧૯૦૯ : કટકની યુરોપિયન સ્કૂલમાં અંગ્રેજી અભ્યાસની શરૂઆત.

૧૯૧૩ : મેટ્રિકની પરીક્ષામાં બીજે નંબરે ઉત્તિર્ણ થયા અને કલકત્તાની પ્રેસિડેન્સી કૉલેજમાં દાખલ થયા.

૧૯૧૪ : ધાર્મિક પ્રચાર વિચારણાની મન પર ભારે અસર થતાં સંન્યસ્ત લેવાના ઇરાદે ગૃહત્યાગ કર્યો.

૧૯૧૫ : સંન્યાસી થવું હતું માટે કોઇ ગુરની શોધમાં તેમણે ખૂબ પરિભ્રમણ કર્યું, દરમિયાન ' હજી તમે સંન્યસ્તને માટે યોગ્ય નથી ' એવી શીખામણ મળી અને તેના પરિણામે શ્રી. બોઝ પાછા ફર્યા. ફરીથી કોલેજમાં તેઓ દાખલ થયા.

એ જ વર્ષમાં એક બીજો બનાવ બન્યોઃ પ્રોફેસર ઓટેએ હિંદી વિદ્યાર્થીઓનું અપમાન કર્યું.શ્રી. સુભાષબાબુએ તેના પ્રત્યુત્તરમાં પ્રોફેસરને બોધપાઠ આપવા માટે વિદ્યાર્થીઓની સરદારી લીધી. પ્રોફેસર પર હુમલા થયા, હડતાળો પડી અને શ્રી. સુભાષને બરતરફ કરવામાં આવ્યા.

૧૯૧૫-૧૬ : રાષ્ટ્રીય લડતનો અભ્યાસ કર્યો. અને ગરીબ, પીડિતોના લત્તાઓમાં ઘૂમીને તેમની અસહાય હાલતનાં દર્શન કર્યાં. ગરીબોની સેવાસુશ્રુષા કરવા માંડી.

૧૯૧૬ : ફરીથી કોલેજમાં દાખલ થવાની પરવાનગી મળી અને સ્કોટિશ ચર્ચ, કોલેજની બી. એ. ના વર્ગમાં દાખલ થયા અને બી. એ. ની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી.

૧૯૧૯ : પિતાના અત્યંત આગ્રહના કારણે ડીસેમ્બર માસમાં તેઓ આઇ. સી. એસ. ની પરીક્ષા પસાર કરવા માટે ઇંગ્લાંડ ગયા.

૧૯૨૦ : આઇ. સી. એસ. ની પરીક્ષામાં ચોથે નંબરે શ્રી. બોઝ પસાર થયા. કેમ્બ્રિજ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા પણ તેમણે પસાર કરી.

૧૯૨૧ : મેઃ હિંદનો રાજકિય મામલો પરટો લઇ રહ્યો હતો. મહાત્માજીએ અસહકારની ઘોષણા કરી હતી અને એક વર્ષમાં સ્વરાજ્ય મેળવવાનો કોલ આપ્યો હતો. માદરે વતનની આઝાદીના જંગમાં ભાગ લેવા માટે તેમણે સનંદી નોકરીનું રાજીનામું આપ્યું અને હિંદ આવવા રવાના થયા.

૧૯૨૧ : ૧૬ મી જુલાઇઃ સત્યાગ્રહમાં જોડાવા માટે ઇંગ્લાંડથી મુંબાઇ આવી પહોંચ્યા અને ત્યાંથી તરત જ મહાત્માજીની યોજના સમજવા માટે તેઓ સીધા મહાત્માજીની મુલાકાતે જવા રવાના થયા.

„ નવેમ્બરઃ પ્રીન્સ ઓફ વેલ્સે મુંબાઇના કિનારે પગ દીધો કે તરત જ બંગાળમાં બ્રિટિશ માલના બહિષ્કારની હિલચાલ શરૂ થઇ. સરકારે પણ તેની સામે જ દમનનો કોરડો શરૂ કર્યો હતો. સ્વયંસેવકોની સંસ્થાને ગેરકાયદે જાહેર કરવામાં આવી. બંગાળના પ્રાણસમા દેશબંધુદાસે

ઓર્ડિનન્સનો ભંગ કરવાનો નિશ્ચય કર્યો અને તેની વ્યવસ્થાનો બોજ શ્રી. સુભાષબોઝને સુપ્રત થયો.

૧૯૨૧ : તા. ૧૦ ડીસેમ્બરઃ સ્વ. દેશબંધુ દાસની સાથે શ્રી. સુભાષબોઝની પણ કલકત્તામાં પોલિસે ધરપકડ કરી.

૧૯૨૨ : તા. ૨૭ મી જાન્યુઆરીઃ તેમના મુકદ્દમાનું ફારસ લગભગ બે મહિના સુધી ચાલ્યું અને ત્યાર પછી બંનેને ૭ માસની કેદખાનાની સજા થઇ.

" સપ્ટેમ્બરઃ બંગાળના ઉત્તર ભાગમાં ભયંકર પૂર આવતાં ભારે ખૂવારી થવા પામી. આ સંકટગ્રસ્ત વિસ્તારમાં રાહતનું કાર્ય શરૂ કરવામાં આવ્યું.

" ડીસેમ્બરઃ ગયા મહાસભાની બેઠક પછી સ્વ. દેશબંધુ દાસે સ્વરાજ્ય પક્ષની હિમાયત અને પ્રચાર કરવા માટે શ્રી. સુભાષ બોઝના તંત્રીપદે ' બંગલેર કથા ' નામનું બંગાળી સાપ્તાહિક શરૂ કર્યું.

૧૯૨૩ : ઓકટોબરઃ બંગાળમાં રાજકીય જાગૃતિના આંદોલનો જગાવવા માટે ' ફોરવર્ડ ' નામનું અંગ્રેજી દૈનિક શરૂ કર્યું અને શ્રી. સુભાષબાબુને તેની વ્યવસ્થા કરવાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું.

૧૯૨૪ : કલકત્તા કોરપોરેશનમાં મહાસભાપક્ષનો વિજય થતાં શ્રી. સુભાષબોઝ કોરપોરેશનના ચીફ એક્ઝિક્યુટિવ ઓફિસર તરીકે નીમાયા.

" તા. ૨૫ ઓકટોબરઃ બંગાળમાં ચાલતા તારકેશ્વર સત્યાગ્રહને અંગે ૧૮૧૮ ના ત્રીજા રેગ્યુલેશન મુજબ શ્રી. બોઝની બંગાળ સરકારે ધરપકડ કરી. તેમની સામે

ખળવાખોર પક્ષના સભ્ય હોવાનો આરોપ હતો અને તેમને અલીપોર જેલમા મોકલવામાં આવ્યા.

૧૯૨૫ : જાન્યુઆરી શ્રી. બોઝને અલીપોર જેલમાંથી બેરહામપોર અને કલકત્તાની જેલમાં ફેરવવામાં આવ્યા અને છેવટે બર્મામાં માડલેની જેલમાં લઈ ગયા.

૧૯૨૬ : ફેબ્રુઆરી દુર્ગાપૂજાના તહેવારોને અંગે, શ્રી. સુભાષ-બોઝે, કારાવાસમાં બીજા કેદીઓ જેવા કે ખ્રિસ્તીઓ, એંગ્લો ઇન્ડિયનો વગેરેને સગવડો આપવામાં આવે છે તેવી સગવડો આપવા માટે જેલ અધિકારીઓને વિનંતી કરી. મેજર ફીન્ડલેએ સરકારી બહાલી મળવાની આશાએ સગવડ આપી પણ સરકારે તે માટે મેજર ફીન્ડલેને ઠપકો આપ્યો.

આથી શ્રી. બોઝે સરકારને મેજર ફીન્ડલેને અપાયેલા ઠપકા પર ફરીથી વિચાર કરવા આગ્રહ કર્યો અને જો એમ નહિ થાય તો ભૂખમરાની હડતાલ પર જવાની ધમકી આપી, પણ સરકારે પોતાનો હઠાગ્રહ ચાલુ રાખ્યો અને ભૂખમરાની હડતાલ પર શ્રી. બોઝને જવું પડ્યું. એની સામે હિંદભરમાં સખ્ત રોષ ઉપડો જેના પરિણામે સરકારને આખરે નમતું આપવુ પડ્યું.

" નવેમ્બર શ્રી. સુભાષબોઝને મુકત કરવા માટે હિંદવ્યાપી, આંદોલનો શરૂ થયાં હતાં, દેશભરમા સખ્ત વિરોધ ઊઠયો હતો, છતા પણ સરકાર તેમને છોડતી ન હતી. બંગાળની ધારાસભા માટે શ્રી બોઝને સ્વરાજ્ય પક્ષે ઉભા કર્યા અને તેઓ ચૂટણીમાં ફત્તેહ પામ્યા.

" ડીસેમ્બર જેલમા શ્રી બોઝ ગંભીર માંદગીના બિછાને પટકાઇ પડયા. આથી દેશભરમાં ચિંતા ફેલાઈ. સરકારે

શ્રી. ખોઝ સમક્ષ એવી શરત મૂકી કે જો તેઓ તબિયત સુધારવા માટે સીધા સ્વીટઝરલેન્ડ જાય તે તેમને મુક્ત કરવામાં આવે, પણ શ્રી. ખોઝે એવી શરતનો ઇન્કાર કર્યો. શરતી છૂટકારો પામવાને શ્રી. બોઝ તૈયાર ન હતા.

૧૯૨૭ : તા. ૧૬ મેઃ નાદુરસ્ત તબિયતના કારણે આખરે શ્રી. બોઝને રંગુનથી કલકત્તા ખાતે લાવવામાં આવ્યા અને ત્યાં તેમને આખરે છોડી મૂકવામાં આવ્યા.

” ડીસેમ્બરઃ મદ્રાસની મહાસભા પછી શ્રી. બોઝની મહાસભા સમિતિના એક મંત્રી તરીકે નીમણૂંક કરવામાં આવી.

૧૯૨૮ : મેઃ મહારાષ્ટ્ર પ્રાંતિક રાજકિય પરિષદનું પ્રમુખસ્થાન લીધું.

૧૯૩૦ : રાષ્ટ્રવ્યાપી સત્યાગ્રહ સંગ્રામના અંગે શ્રી. બોઝની ધરપકડ થઇ.

૧૯૩૧ : ૮ મી માર્ચઃ કારાવાસમાંથી મુક્તિ.

” માર્ચઃ ગાંધી–ઇરવીન સંધી સામે દેશના કેટલાક ભાગમાં અસંતોષ ફેલાયો હતો. શ્રી. બોઝે કારાવાસમાંથી બહારની ધરતીપર પગ મૂકતાં જ મહાત્માજીને મળવા મુંબઇનો માર્ગ પકડયો અને ગાંધી–ઇરવીન સંધિ અંગે ગાંધીજી સાથે ચર્ચા કરી; કરાંચીની મહાસભામાં ગાંધી–ઇરવીન કરારો સામે વિરોધનો જબ્બર વંટોળ ઊઠયો, પણ શ્રી. બોઝે મહાસભામાં ભંગાણ ન પડે તે માટે કરારોનો વિરોધ ન કરતાં અસંમતિ દર્શાવી.

૧૯૩૨ : જાન્યુઆરીઃ તહકુબીનો સમય પૂરો થયો હતો અને ફરીથી સત્યાગ્રહની લડત શરૂ થતાં તેમની ધરપકડ થઇ.

૧૯૩૩ : માર્ચઃ કારાવાસમાં એકાએક તબિયતે ઉથલો ખાધો. દાકતરે તેમને પરદેશમાં સારવાર માટે મોકલવાની સૂચના

કરી. આ સૂચનાના પરિણામે સરકારે તેમને તબિયતની સુધારણા અર્થે પરદેશ મોકલ્યા.

૧૯૩૩. મે ગાંધીજીએ સત્યાગ્રહની લડત મોકૂફ રાખવાનું જાહેર કર્યું, તે સમયે વિએનાથી સ્વ. વિઠ્ઠલભાઇ સાથે તેમણે વિરોધ કરતું નિવેદન પ્રસિદ્ધ કર્યું.

૧૯૩૪ શ્રી. બોઝ પરદેશમાં હદપારી ભોગવતા હતા, તે વખતે તેમના પિતા ગંભીર માંદગીના બિછાને હોવાથી તેમની અંતિમ મુલાકાતે હિંદ જવાના તેમને નજરકેદની હાલતમાં જ પરવાનગી આપવામાં આવી; એ ને એ હાલતમાં જ તેઓ હિંદ આવવા રવાના થયા.

૧૯૩૫: યુરોપમાં ઓપરેશન કરાવ્યું. હિંદના રાજકારણ વિષે સ્વ. વિઠ્ઠલભાઇ સાથે ચર્ચાઓ કરી અને અંતકાળે તેમની સેવા સુશ્રુષા કરી. સ્વ. વિઠ્ઠલભાઇએ પરદેશમા પ્રચાર કરવાના હેતુથી મોટી રકમનું એક વીલ બનાવ્યું અને શ્રી. સુભાષબોઝને તેના ટ્રસ્ટી નીમ્યા.

# આઝાદ ફોજની તવારીખ

| | | |
|---|---|---|
| ૧૯૪૧ | ડીસેમ્બર | દૂરપૂર્વમાં યુદ્ધ ફાટી નીકળ્યું |
| ૧૯૪૨ | ફેબ્રુ. | સિંગાપુરનું પતન |
| ,, | જૂન | હિંદ સ્વાતંત્ર્યસંઘની સ્થાપના |
| ,, | નવે. ડીસે. | જાપાન સાથે અથડામણ |
| ૧૯૪૩ | એપ્રિલ | હિંદ સ્વાતંત્ર્યસંઘની યુદ્ધતૈયારી. |
| ,, | જુલાઈ | નેતાજીનું જર્મનીથી આગમન, આઝાદ હિંદ ફોજની જાહેરાત. |
| ,, | ઑગષ્ટ | નેતાજીએ 'સિપેહસાલાર' તરીકેનો હોદ્દો સ્વીકાર્યો. |
| ,, | ઓક્ટો. | આઝાદ હિંદ કામચલાઉ સરકારની સ્થાપના |
| ,, | ,, | 'ઝાંસીની રાણી' રેજીમેન્ટ ટુકડીની સ્થાપના. |
| ,, | ,, | બ્રિટન અમેરિકા સામે જંગની જાહેરાત. |
| ,, | નવે. | આંદામાન અને નિકોબાર આઝાદ હિંદ સરકારને મળ્યા. |
| ,, | ડીસે. | પોર્ટબ્લેર પર ત્રિરંગી ઝંડો ફરક્યો. |
| ૧૯૪૪ | જાન્યુ. | આઝાદ સરકારનું વડું મથક રંગુનમાં ખસેડ્યું. |
| ,, | માર્ચ | આઝાદ ફોજે હિંદની સરહદમાં પ્રવેશ કર્યો. |
| ,, | ઑગષ્ટ | ચોમાસાને કારણે પીછેહઠ કરવી પડી. |
| ૧૯૪૫ | જાન્યુ. | બીજા આક્રમણની તૈયારી. |
| ,, | એપ્રિલ | આઝાદ સરકારનું વડું મથક રંગુનમાંથી બેંગકોક ખસેડવું પડ્યું. |
| ,, | મે | રંગુનમાંની ફોજને બ્રિટિશોને શરણે થઈ. |
| ,, | નવે. | દિલ્હીના લાલ કિલ્લામાં આઝાદ ફોજના ત્રણ અફસરો, કર્નલ શાહનવાઝ, કેપ્ટન સહગલ અને કેપ્ટન ઢીલ્લોં સામેનો કેસ લશ્કરી અદાલત સમક્ષ શરૂ થયો. |